# રાક્ષસોની રતિક્રીડા

અથવા

# પિશાચોની પાપલીલા

લેખક

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી
માળીલા ( અમરેલી—કાઠિયાવાડ )

પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
બુકસેલર એન્ડ પબ્લીશર
ત્રણ દરવાજા—અમદાવાદ

સં. ૧૯૭૪ ( સર્વ હક સ્વાધીન છે ) સન ૧૯૧૮
પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

શ્રી "ભાગ્યોદય" પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું
ખાડીઆ—અમદાવાદ

મૂલ્ય રૂ. ૨—૦—૦

# પ્રકાશકની પ્રસ્તાવના

સંસારમાં સર્વ મનુષ્યોની વૃત્તિ એકસરખી હોતી નથી; માનવ-સ્વભાવ સર્વત્ર સમાન જોવામાં આવતો નથી. વિવિધ સ્વભાવનાં મનુષ્યોની રૂચિ પણ વિવિધજ જોવામાં આવે છે. કોઇ વેદ, વેદાંત. શાસ્ત્ર, સ્મૃતિના વાંચનને પ્રિય ગણે છે, કોઇને હુન્નર વિજ્ઞાનનાં પુસ્તકો પસંદ પડે છે, કોઇને શૃંગારિક કે વીરરસયુક્ત નવલકથાઓ વાંચવાની જિજ્ઞાસા હોય છે, ઉચ્ચ કોટિના અને આત્માને ઉન્નત કરેલાં મનુષ્યો માટે વેદાંત-વેદાંતના ગ્રંથો યોગ્ય છે, મધ્યમકોટિનાં માણસો માટે સામાન્ય શાસ્ત્ર અને નીતિનાં પુસ્તકો અગત્યનાં છે, તેજ પ્રમાણે નિમ્નશ્રેણીના મનુષ્યો માટે અદ્ભુત રસાત્મક પુસ્તકો, સામાન્ય નીતિ અને ઉપદેશમય પુસ્તકોની આવશ્યકતા છે.

અમોએ એ વાર્તાને લક્ષમાં લઇને દરેક વિષયના અને દરેક વર્ગના જિજ્ઞાસુ વાંચક બંધુઓ માટે વિવિધ પુસ્તકો પ્રકટ કરવાનો પ્રારંભ આજથી ઘણાં વર્ષો થયાં શરૂ કર્યો છે, અને અમારા તરફથી એ પ્રત્યેક વિષયનાં ઘણાં પુસ્તકો આજ સુધીમાં પ્રકટ થયાં છે. આજે આ પુસ્તક સામાન્ય શ્રેણીના વાચકોની વાચનવૃત્તિને તૃપ્ત કરવાના આશયથી લખાવીને પ્રકટ કર્યું છે, એ જો તેમના આદરને પ્રાપ્ત થશે તો આ વિષયનાં વિશેષ પુસ્તકો પ્રકટ કરવાના અમારા પ્રયત્નને અમો ચાલૂ રાખીશું. અસ્તુ.

અમદાવાદ.
તા. ૧-૬-૧૮.

પ્રકાશક.

# અનુક્રમણિકા.

---

ॐ तत्सत् परमात्मने नमः

# રાક્ષસોની રતિક્રીડા

અથવા

# પિશાચોની પાપલીલા

## પ્રકરણ ૧ લું

### ગુપ્ત ઘટના

" દુશમની હોનેસે પહલે ચૌંક જાના ફર્જ હય;
આગ લગ જાએ અગર ઘરકો બુજાના ફર્જ હય;
પેસ્તર ચીઝકે બિગડનેસે સંભલના ફર્જ હય;
એ ગુનાહ ચઢતા હો ફાંસી તો બચાના ફર્જ હય:
શર્મ હોતો આબરૂ પર જાન દેના ફર્જ હય. "

મહેશ્વર.

અહા ! કેવો ઉત્તમ સમય છે ! ચારે તરફ ઘનઘોર ઘટા ::
છટા ખરેખર જોવા લાયક છે ! સુગંધિત વાયુની લહરીઓ લ્હેકા લેતી ચાલી આવે છે. વચ્ચે વચ્ચે વીજળી દેવી દયાવાન બનીને પોતાના પ્રકાશથી આસપાસમાં વિખરાયલાં વાદળાંને દેખાડવાનો પ્રયત્ન કરી રહી છે. આ સમયે આકાશે સાક્ષાત્ ઘનશ્યામનું સ્વરૂપ

ધારણ કરી લીધું છે. ગર્જના કરતાં વાદળાં સંગ્રામમાં જનારા વીર નરોને પણ કંપાયમાન કરવાની ચેષ્ટા કરી રહ્યાં છે. આવા વિપત્તિના વખતે આ નિર્જન વનમાં કંઇ પણ વિશેષ જોવા લાયક દેખાવ દેખાતો નથી, તથાપિ તે વનની ઝાડીઓના ઝુંડમાં સહજ આછો અને ઝાંખો પ્રકાશ જણાઇ આવે છે. એ શાનો પ્રકાશ હશે વારૂ ? જો તે જાણવાની ઇચ્છા હોય તો વાચકવર્ગ ! એ ઘોર અંધકારના ભયનો ત્યાગ કરી, હૈયામાં હામ બીડીને અમારી સાથે ભયાનક ભ્રમણ કરવા માટે તૈયાર થાઓ અને અમારી સાથે સાથે કલ્પના દેવીના ક્ષેત્રમાં ચાલ્યા આવો.

જૂઓ, અહીંથી પાસેનાજ એક ભાંગ્યા તૂટયા મંદિરના એક ખંડિએરમાં બે અપરિચિત વ્યક્તિઓ બેઠેલી જણાય છે. ખંડિએરમાં સળગતા દીપકની જ્યોતિ વાયુની ગતિથી નિશ્ચંચલ ન થતાં પ્રવાસીઓના ચિત્તને પોતાના તરફ આકર્ષવાનો પ્રયત્ન કરી રહી છે. એ બે વ્યક્તિઓમાંની એક વ્યક્તિ પૂર્વ તરફ મુખ રાખીને એક પત્ર વાંચી રહી છે. તે પત્રમાં લખ્યું છે કે;—

"જો તમારે તમારા જીવનની પરવાહ હોય તો મેં મના કરેલા કામમાં માથું મારશોજ નહિ, અને તેમ છતાં પણ જો તેવું સાહસ કરશો તો તમારૂં તે માથું ધડથી વિખૂટું થશે અને તમારે વિના વાંકે ભૂમિમાં રોળાવું પડશે—"

તમને પ્રથમથી ચેતવણી આપનાર

તેજ ચાલાક—"

"જૂઓ વીરસિંહ ! લલિતા કેવી ચાલાક ઠગારી છે ! મારા ધારવા પ્રમાણે જો આ પત્ર જેના નામપર લખવામાં આવ્યો છે, તેના હાથમાં પહોંચી ગયો હોત તો માત્ર મદનનેજ ભય હતો એમ

નહોતું, પરંતુ તે સાથે રમાપર પણ કંઇને કંઈ ભયંકર આફ્ત અવશ્ય આવી પડત! પરંતુ તે નથી જાણતી કે તેનાથી પણ વધારે સમર્થ તેનો ગુરુ આ શૂરવીર સુંદરસિંહ જ્યાં સુધી જીવતો જાગતો બેઠો છે, ત્યાં સુધી તેમાંના કોઇનો વાળ પણ વાંકો કરી શકાય તેમ નથી."

**વીરસિંહે** પત્ર વાંચ્યા પછી તથા ઉપર્યુક્ત વાર્તા સાંભળ્યા પછી કાંઇક વિચાર કરીને કહ્યું કે;—"**સુંદરસિંહ**! તમે સાચા વીર નર છો અને તેથીજ આવા વીર પુરુષને છાજતા શબ્દો બોલી રહ્યા છો. તમારી બહાદુરી માટે કોઈના બેમત છેજ નહિ. પણ મને અજાયબી એ થાય છે કે, **નરેન્દ્રસિંહને** એવી બુદ્ધિ ક્યાંથી સુઝી આવી છે કે જેણે કોઈ પણ જાતનો વિચાર કર્યા વિનાજ રણધીર તથા તેના લુચ્ચા અને ઠગારા સોબતીઓને પોતાને ત્યાં આશ્રય આપ્યો છે!"

**સુંદરસિંહ** બોલ્યો કે:—"બસ, બીજું કાંઇજ નહિ, કેવળ તેને અત્યારે **विनाशकाले विपरीत बुद्धिः** જ સુઝી છે. પણ તેમાં આપણે શું કરીએ? તેને જે રૂચ્યું તે ખરૂં. કોઇએ ખરૂંજ કહ્યું છે કે, 'ધણીને સુઝે ઢાંકણીમાં અને પાડોશીને આરીસામાં પણ ન સુઝે' તેવીજ સ્થિતિ **નરેન્દ્રની** પણ થઈ છે. ભાઇ! આપણે તો માત્ર કહી છૂટીએ, બાકી કરવું ન કરવું તે તેની પોતાની મરજીપર રહેલું છે. વારૂ, આ પત્ર **મોહિનીને** તો અવશ્ય વંચાવવોજ જોઇએ. પણ તેને પત્ર પહોંચાડી આવે એવો કોઇ માણસ ક્યાં છે?"

**વીરસિંહ** કાંઇક વિચાર કરીને બોલ્યો કે:—"માણસની શી જરૂર છે, હું પોતેજ તે પત્ર આપવા જવાને તૈયાર છું. પણ હા—ત્યાં જતાં પહેલાં પ્રથમ મારે **મદનમંજરીનો** પોશાક ધારણ કરવો પડશે. તેમ કર્યા વિના આપણું કાર્ય કદાપિ સફળ થઇ શકશે નહિ."

સુંદરસિંહે કહ્યું કે;—"તમને જેમ ઠીક લાગે તેમ કરો, તેમાં મને કશોય વાંધો નથી. ગમે તે ઉપાયે આપણે આપણું કાર્ય સફળ કરવાનું છે એટલે તમે ગમે તેવો પોશાક ધારણ કરશો તો પણ ચાલી શકશે. જૂઓને હું પોતે પણ અત્યારે આબાદ રામનારાયણના પોશાકમાં જ ઉભેલો છું, મને જોવાથી કોઇ પણ મનુષ્ય સાક્ષાત્ રામનારાયણ જ ધારી શકે તેમ છે. આમ કરવાનો હેતુ ફક્ત દુશ્મનો પ્રતિના વૈરનો બદલો લેવાનો જ છે. જો બળવાન શત્રુ બળથી ન મારી શકાય તો છેવટે પ્રપંચ અને કળથી પણ તેનો આ દુનિયાંના પડપરથી નાશ કરવો એવી મારી ભયંકર પ્રતિજ્ઞા છે. જ્યાં સુધી મારી તે પ્રતિજ્ઞા પાર પડશે નહિ, ત્યાં સુધી હું કદાપિ જંપીને બેસવાનો નથી. બસ ત્યારે હું હવે વૈરીઓની ખબર લેવા માટે રવાના થાઉં છું, પણ તમે ખૂબ ચેતીને ચાલજો. શયતાનોના સપાટામાં ભૂલ્યે ચૂકે પણ સપડાઈ ન જાઓ તેની ખાસ સંભાળ રાખજો. તમને સોંપેલા કામમાં ખૂબ સાવચેતી રાખજો, કારણ કે, અત્યારનો સમય બરાબર કટાકટીનો છે અને મામલો ઘણાજ ગંભીર પાયાપર આવી ગયો છે."

"તે બાબતમાં તમે કશી પણ ચિંતા રાખશો નહિ. જ્યાં સુધી આ દુનિયામાં આ બહાદુર વીરસિંહની હયાતી હશે, ત્યાં સુધી તો તેના તરફ કોઇનાથી આંગળીનો ઇશારો સુદ્ધાં પણ કરી શકાશે નહિ. તમે ખુશીથી તમારૂં કાર્ય કરીને જલ્દી પાછા આવી પહોંચો. હું પણ મારા કામમાં હમણાં અને આ ક્ષણેજ જોડાઇ જાઉં છું. તમે મારા પર પૂરતો ભરોસો રાખજો કે આ શૂરવીર વીરસિંહ પોતાના જીવ જશે ત્યાં સુધી ગમે તેવા ચાલાક અને ચપળ ઠગના પંજામાં સપડાશે નહિ. જેને જીવનની પરવાહ નથી અથવા તો જેણે

મરણને કબૂલી લીધું છે, તેવા મરણીયા પુરૂષને આ દુનિયાનું કયું પ્રાણી પહોંચી શકે તેમ છે? હું જીવન કે મરણની જરા પણ બીતિ રાખતો નથી. મરણ તો પ્રકૃતિનો એક સ્વભાવજ છે, તેનાથી બ્હી જઇને પોતાના કર્ત્તવ્યથી ભ્રષ્ટ થવું, એ બુદ્ધિમાન મનુષ્યને માટે મહા ભયંકરમાં ભયંકર પાપ મનાય છે."

આ પ્રમાણે માંહેમાંહે સલાહ કર્યા પછી ત્યાંથી ઉઠીને પોતાની ડાબી બાજૂએ આવેલા એક સ્થાન તરફ ગયા. આ સમયે ત્યાં આગળ બે ઘોડા બાંધેલા હતા, તે બન્ને ઘોડામાંથી પોતપોતાના ઘોડાપર સ્વાર થઇને તેઓ એક બીજાથી જૂદા પડયા અને જૂદી જૂદી દિશામાં તેમણે પોતાના ઘોડાને હંકારી મૂકયા.

હવે આપણે સુંદરસિંહને જે બાજૂએ જતો હોય તે બાજૂએ જવા દઇને વીરસિંહની સાથે ચાલીએ, કારણ કે તેની સાથે આપણી આ વાર્ત્તાનો સંબંધ ઘણો જ ગાઢો જોડાયલો હોવાથી આપણે તેની બરાબર તપાસ રાખવાની ખાસ જરૂર છે. હજી તે થોડેક દૂર નહિ ગયો હોય, એવામાં તો તેને નીચે પ્રમાણેના શબ્દો અકસ્માત્ સંભળાયા. તે શબ્દો આ પ્રકારના હતાઃ—

"હાય મનોહર મદન! જેનાપર તમે તમારા પ્રેમની વૃષ્ટિ વર્ષાવી છે, જેને માટે તમે તમારા દેહનું બલિદાન આપવાને તૈયાર છો તથા પ્રાણ ત્યાગવાનું પણ કબૂલ કરી ચૂકયા છે, તે અત્યારે દુષ્ટ રણધીર રૂપ રાક્ષસના સપાટામાં સપડાઇને અનેક પ્રકારનાં દુઃખો ભોગવી રહેલ છે, એ વાત શું હજી સૂધી તમારા જાણવામાં આવી શકી નથી. હાય! અફ્સોસ! નિરાશા!! ભયંકર નિરાશા!!!"

હજી તે શબ્દનો ધ્વનિ સ્તંભ્યો નહોતો એવામાં બીજાં કેટલાંક વાકયો સંભળાયાં કેઃ—"તે અને તેના ઠગારા તથા લુચ્ચા સોબ-

તીઓ આવતી કાલના ચન્દ્રમાંનાં દર્શન કરી શકશે નહિ અથવા તો આ અસાર સંસારમાં રહી શકશે નહિ. તેનો તથા સોબતીઓનો કચ્ચરઘાણ નીકળી જશે અને મારા સુખનો માર્ગ સફાચટ મયદાન જેવો બની જશે. શું તું નથી જાણતી કે હું તને હજી પણ મારી સહુથી વડી રાણી બનાવવા ઇચ્છું છું. અને તું કહે તો મારી માનવંતી રાણીને પણ તે ક્ષણેજ ટુંકી કરી નાંખવાને તૈયાર છું. તારે મારી શય્યાશાયિની થવું જ પડશે. મારી મુખ્ય મહારાણીનું પદ સ્વીકારવું જ પડશે. જો તું મારી પ્યારી રાણી બનવાનું તથા મારી પ્રેમિકા થવાનું કબુલ નહિ કરે, તો અવશ્ય યાદ રાખજે કે, હું તને જીવનપર્યંત આ માયાવી મહાલયના ભયંકર બન્દીખાનામાં પૂરી રાખીશ. પછીથી તું ગમે તેટલી કાલાવાલા કરીશ તો પણ કદાપિ તેમાંથી છુટી શકીશ નહિ. આ બંદીખાનામાં તારા જેવી અનેક હઠવાદી યુવતીઓ સડી સડીને મરણના અંધકારમય રાજ્યમાં ચાલી ગઇ છે. અનેક દુરાગ્રહી પુરૂષો એ બંદીખાનાની ભયંકર સજાથી કાળના કોળીયા બની ગયા છે, એ બધી વાતો તારે ભૂલી જવાની નથી. જો તું પણ તારા હઠને નહિ ત્યાગે તો તારી પણ તેવીજ દુર્દશા થશે."

આ વાક્યો સાંભળીને **વીર**સિંહ સ્તંભી ગયો, ઊંડા વિચારમાં પડી ગયો. કેટલીકવાર સુધી આ પ્રમાણે વિચાર કર્યા પછી એ વાક્યો ક્યાંથી આવે છે તથા કોના મુખમાંથી નીકળે છે, એની તપાસ કરવા માટે તે જરા આગળ વધ્યો, પરંતુ એવામાં અચાનક સહજ અજવાળું થયું. આથી **વીર**સિંહ ગભરાયો અને પાસેના એ ઘાટી ઘટાવાળા વડના ઝાડની ઓથમાં છુપાઇ ગયો.

**વીર**સિંહે જ્યારે બીજીવાર અજવાળું થયું ત્યારે ઝીણી નજરથી જોયું કે, સ્હામેજ એક મકાનનું દ્વાર ઉઘાડું પડેલું છે અને

તેમાં પ્રવેશ કરવાનો એક માર્ગ પણ સ્પષ્ટ જણાઇ આવે છે. તે માર્ગપરથી હાથમાં એક ફાનસ લઈને એક પુરૂષ આવી રહ્યો છે. ( તે પુરૂષ કદાચ રણધીર જ હોય એવું અનુમાન કરી શકાય છે. ) ત્યાર પછી તે ખુલ્લા દ્વાર પાસેના બીજા એક બંધદ્વાર પાસે આવીને ઉભો રહ્યો અને દ્વારની ડાબી બાજૂની એક મૂર્ત્તિપર તેણે ઠોકર મારી એટલે તેના બે ભાગ થઈ ગયા અને વચ્ચમાં એક સર્પનું મુખ દેખાવા લાગ્યું. તેને રણધીરસિંહે ફેરવ્યું કે તરત જ દ્વાર પાછાં હતાં તેમનાં તેમ બંધ થઈ ગયાં.

ફરીવાર ઠોકર મારવાથી પહેલાંની પેઠે એક મનુષ્યની મૂર્ત્તિ બહાર નીકળી આવી અને તે મનુષ્ય પ્રકાશ હોલવીને એક તરફ ચાલ્યો ગયો.

**વીર**સિંહ કે જે આ બધો બનાવ જોઈ રહ્યો હતો તે, તે મનુષ્યના ચાલ્યા જવા પછી પેલા વડના ઓથમાંથી બહાર નીકળીને તે દ્વારની સમીપ આવી લાગ્યો અને વિચારવા લાગ્યો કે; "દ્વાર બંધ કરવાનો વિધિ તો જણાયો, પણ ઉઘાડવાનો કશો પણ વિધિ હાથ લાગ્યો નથી. વારૂ આ પેચને ઉલટાવીને જરા ફેરવી જોઉં તો ખરો." આમ વિચાર કરીને તેણે તે બંધ દ્વારના તાળાના પેચને ઉલટો ફેરવ્યો એથી તાળું તરતજ ઉઘડી ગયું. એ તાળાંની કળ એવા પ્રકારની હતી કે ડાબી તરફ ચાવી ફેરવવાથી તે ઉઘડતું હતું અને જમણી તરફ ફેરવવાથી બંધ થતું હતું. ત્યાર પછી દ્વાર ઉઘાડીને **વીર**સિંહે અંદર પ્રવેશ કર્યો. થોડેક દૂર ગયા પછી તેને એક મંદિર જણાયું. તે મંદિરના એક સુંદર તથા શોભાયમાન ઓરડામાં એક સુંદર પલંગ પર બિછાવેલા સફેદ બિછાનાપર બેસીને સુંદરી રમા શોકયુક્ત આર્ત્તનાદથી ભયંકર વિલાપ કરી રહી હતી. આંખોમાંથી

વ્હેતાં બોર બોર જેવડા આંસુના બિન્દુઓ ગાલપર પડીને ગાલપરજ સૂકાઇ જતા હતા. આ પ્રમાણે શોક અને-વિલાપથી રમાનું મુખ સહજ નિસ્તેજ થઈ ગયું હતું, છતાં પણ તેની શોભા કોઇ પણ પ્રકારે ઓછી થવા પામી નહોતી. તે મનોહારિણી મંજુલા લલનાનું વદન નીલ નભના વિહારી ઇન્દુની પણ પ્રતિસ્પર્ધા કરવાને તૈયાર હતું, તેની ગ્રીવા હંસણીની ગ્રીવાને પણ ક્ષણવારને માટે વિસરાવી દે તેવી સુંદર હતી. વક્ષઃસ્થળપર સ્ફુરી આવેલા પીન પયોધરો પણ આમ્રફળોની તુલના કરવાને તૈયાર હતાં. સારાંશ કે તે સુંદરીએ વાસ્તવમાં સુંદરી નામનું સાર્થક્ય કર્યું હતું.

વીરસિંહ અચાનક તે સુંદરીના ઓરડા પાસે આવી લાગ્યો અને પછીથી કાંઇક વિચાર આવતાં રમણી રમા પાસે જઇને ઉભો રહ્યો. બન્નેની ચાર આંખોનું તેજ એકજ સ્થળે એકત્ર થયું. તેઓ બન્ને એક બીજાનાં મુખ સ્હામું તાકી તાકીને જોવા લાગ્યાં. ત્યાર પછી રમાએ તે ઓરડામાં વ્યાપેલા ભયંકર મૌનનો ભંગ કરીને ઘણાજ મૃદુ અને મંજુલ સ્વરથી કહ્યું કે,–"વીરસિંહ! હું આ શું જોઇ રહી છું? સ્વપ્ન છે કે માયાવી રચના છે? હું શું તમને પ્રત્યક્ષ જોઇ રહી છું? નહિ–તેમ તો હોઇ શકેજ નહિ. વીરસિંહ અત્યારે આવા ભયાનક સ્થાનમાં કદાપિ આવી શકેજ નહિ. ત્યારે શું હું ભ્રમણામાં ભમું છું? ના–ના. તેમ તો નથીજ. આ વીર નર ખરેખરા વીરસિંહજ છે. વીરસિંહ વીર નર છે, તેઓ ગમે તેવા ભયાનક સ્થાનમાં આવવાનું સાહસ કરવાને શક્તિમાન છે. કેમ વીરસિંહ! તમે આ દુર્ગમ દુર્ગમાં શી રીતે આવ્યા વારૂ?"

વીરસિંહે ઉત્તરમાં જણાવ્યું કે,–"રમા! હું પોતેજ વીરસિંહ છું, તું ચિંતા ન કર મને તારા ભાગ્યેજ તને ભયંકર ભામટાઓનો

ભોગ થતી અટકાવવા માટે મોકલી આપ્યો છે. હું હવે તને અહીંથી આ પિશાચોના પાપનિકેતનમાંથી છોડાવવા માટેજ અહીં આવ્યો છું. ચાલ હવે જલ્દી તૈયાર થા, વધારે વાર ન લગાડ. અત્યારે ઝાઝી વાતચીત કરવાનો વખત પણ નથી. કારણકે, તને સપડાવનાર શયતાનો ઘણાજ ચાલાક છે, અને તેઓ પોતાના જાસૂસોને જ્યાં ત્યાં ગોઠવીને તારા જેવા શિકારના શોધમાંજ ભટક્યા કરે છે, માટે વધારે વિલંબ કર્યા વિના મારી પાછળ પાછળ ચાલી આવ. ”

વીરસિંહનાં આવાં વચનો સાંભળીને રમા તે મંદિરમાંથી બહાર નીકળવા માટે એકદમ તૈયાર થઈ ગઇ. ત્યાર પછી આગળ વીરસિંહ અને પાછળ રમા એવી રીતે તેઓ બન્ને પ્રથમ જણાવેલા દ્વાર પાસે આવી લાગ્યાં. વીરસિંહે પૂર્વોક્ત વિધિ પ્રમાણે દ્વાર ઉઘાડી તેમાંથી પોતાના તથા રમાના બહાર નીકળી જવા પછી પાછું તે દ્વાર બંધ કરી દીધું અને પોતાની સાથે લાવેલા ઘોડાપર આગળના ભાગમાં રમાને બેસાડી તથા પાછળના ભાગમાં તે પોતે સ્વાર થયો. આ પ્રમાણે બન્ને બરાબર સ્વાર થઇ ગયાં અને ત્યાર પછી વીરસિંહે પોતાના ઘોડાને એકદમ દોડાવી મૂકયો.



## પ્રકરણ ૨ જું

### ભેદનો ખુલાસો

"આશિકે દમસાજ મેરા આશિકે જાર ઔર હય;
"મેરે દિલકા માલીકો મુખતાર દિલદાર ઔર હય;
"ઉસ્કી સુરત ઉસકી સીરત ઉસ્કા નકશા ઔર હય;
"આપકો નાહક જુનું હય મેરા શયદા ઔર હય;
"ઇશ્ક બાજીકે લીયે એક જજબ કામિલ ચાહિયે;
"આશીકોંમે નામ કરનેકે લીયે દિલ ચાહિયે."

**મુન્શી મહુમ્મદ**



આ દેખાવના બધો ભેદ જાણવા માટે અમારા વાંચકો અવશ્ય આતુર હશે કે, આ બનાવમાં શો ભેદ સમાયલો છે, **વીરસિંહ** તથા રમાસુંદરી કોણ છે અને **વીરસિંહે** જીવનું જોખમ વેઠીને રમાનો બચાવ શા કારણથી કર્યો છે? એના જવાબમાં અમે જણાવીએ છીએ કે, તે બધી બીના ધીમે ધીમે અમારા વાંચકોના જાણવામાં આવશે. હાલ તરત તો જે બીના ખાસ જરૂર જેવી જણાશે તેજ જણાવીશું તથા બીજી બધી બીનાને વખત આવ્યે વર્ણવીશું.

જૂઓ, સ્હામે એક સુંદર મંદિર છે, તેમાંના એક સુંદર ઓરડામાં એક શોભિતા પલંગપર એક સર્વાન્ગ સુંદર પુરુષ સૂતેલો છે અને તેણે પોતાના ડાબા કરકમળપર ડાબી બાજૂના એક ગુલાબી ગાલને ટેકાવ્યો છે. તેનું મસ્તક મોટું છે, છાતી વિશાળ છે અને તેના

શરીરનું બારીકીથી અવલોકન કરતાં જાણે તે શરીર બળથી ભરપૂર ભરેલું હોય તેમ જણાઈ આવે છે. તેની બન્ને આંખો મોટી મોટી અને તેજસ્વી છે તથા ડાબી આંખમાંનો કાળો તિલ એક પ્રકારની શોભાને વધારી રહ્યો છે. ગળામાં મનોહર મોતીની માળા સહજજ શોભાયમાન છે અને ગાલપર કેટલાંક અશ્રુબિન્દુઓ પડીને સૂકાઈ ગયાં છે એ પરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે, તે એક પ્રકારનાં દુઃખથી દુઃખિત બની ગયો છે અને તે દુઃખને કાંઇક અંશે ઓછું કરવા માટે બે સુંદર સ્ત્રીઓ તેની પાસે બેસીને પરસ્પર વાર્ત્તાલાપ કરી રહી છે. તેમનો વાર્ત્તાલાપ ઘણોજ મધુર તથા રહસ્યમય હોવાથી અમે અમારા વાંચકો સમક્ષ તેનો અમુક અંશ રજૂ કરીએ છીએઃ—

પ્રથમ એક રમણીએ બીજીને ઉદ્દેશીને કહ્યું કે;–"જો, સુશીલા ! રણધીરસિંહ રમાના પ્રેમિક થવાને સર્વથા અયોગ્ય હોવા છતાં તેને પોતાની પ્રિયતમા બનાવવા માટે અનેક યત્નો કરી રહ્યા છે, રમા જેવું કોમળ પુષ્પ મળવાની બિલ્કુલ આશા ન હોવા છતાં તેઓ તેને સુંઘવા માટે ઘણાં ફાંફાં મારી રહ્યા છે, પણ ભલા, એમ તે કદાપિ બની શકતું હશે ખરૂં કે ? રમાના પિતા નરેન્દ્રસિંહ પણ કાંઇ વિચાર કરતા નથી. તેમને પોતાની પુત્રીના સંબંધમાં કશી ચિંતાજ નથી. રમા રણધીરને કોઇ પણ પ્રકારે પોતાનો પ્રેમિક બનાવવાને રાજી નથી. તે રણધીરનું નામ સાંભળતાંજ કમ્પી ઉઠે છે ! રમાનો પ્રેમ મંત્રિપુત્ર મદનપર છે અને તે મદનનેજ ચાહે છે. રાત્રિદિવસ મદનના નામનુંજ રટણ કર્યા કરે છે, પરંતુ રમાના પિતા નરેન્દ્ર તે મદન પર અત્યંત વૈર રાખે છે. મદન અને નરેન્દ્ર વચ્ચે બાપે માર્યું વૈર સળગી ઊઠયું છે. હવે આવી સ્થિતિમાં રમા પોતાના પિતાના પ્રબળ પ્રતિપક્ષી મદનના ગળામાં પોતાની પ્રેમમાળાનું આરોપણ કરવાને

તૈયાર થઈ છે, ત્યારે તેનો પિતા તે મદનનું ગળું કાપવા માટે અને તેમાંથી લોહીની ધારાઓ વહેવડાવવા માટે તત્પર થઇ રહ્યા છે. રમા પિતાના શત્રુના માટે પોતાના પ્રાણ ત્યાગવાના ભીષણ પ્રસંગને પણ સુખપૂર્વક સ્વીકારી લે તેમ છે. અત્યારે પિતા પુત્રી વચ્ચે ભયંકર વિવાદ જાગ્યો છે. પિતા નરેન્દ્રની ઇચ્છા પોતાની પુત્રી રમાને રણધીર વેરે આપવાની છે અને પુત્રી રમાની ઇચ્છા પિતાના પ્રબળ શત્રુ મદન વેરે પરણવાની છે. પણ હવે આપણે જોવાનું એ છે કે એમાં વિજય કોનો થાય છે. હઠવાદી રમા હારે છે કે રણધીરસિંહનો પક્ષપાતી નરેન્દ્ર હારે છે, એજ જાણવાની માત્ર મારી આકાંક્ષા છે."

આ સાંભળીને સુશીલા નામક એક બીજી સ્ત્રી બોલી કે:—
"સુન્દરિ! આ વિષયમાં નરેંદ્રસિંહનો અપરાધ તો અવસ્ય છે જ, પરંતુ એ રણધીર પોતાના મામાની કન્યા કે જે ભગિની ગણાય છે તેની સાથે લગ્ન કરવાને તૈયાર થયો છે. રમા બિચારી નિર્દોષ બાલિકા છે, તેને આ દુનિયાના પ્રપંચોની જરાપણ ખબર નથી. કારસ્થાન કોને કહે છે એ તો તે બિચારી જાણતી પણ નથી. તે સરલ અને ભોળી છે. મદનને તે ચાહે છે, બન્ને બાલપણનાં સહચર છે એટલે એક જાતનો પ્રેમ હોય એ સર્વથા સ્વભાવિક જ છે. રમા મદનને પોતાનો પતિ બનાવવા માટે જે આતુર થઇ રહી છે, તેમાં તેનો જરાપણ દોષ નથી. રણધીર તેની સાથે લગ્ન કરવા માટે તૈયાર થયો છે, તેમાં તેની સરાસર ભૂલ છે. તે બેશર્મને શર્મ પણ નથી આવતી કે, જે અબળા અન્ય પુરુષ પર અનુરાગ પ્રકટ કરીને તેની અનુગામિની થવા ઇચ્છે છે તેને પોતાની પ્રિયપાત્રા બનાવવાને તે તૈયાર થયો છે. રમા એક રીતે તેની ભગિની થાય છે, તે ભગિનીપર કુદૃષ્ટિ નાંખતાં તે રણધીરને લેશ માત્ર લજ્જા પણ નથી આવતી?

ખરેખર બ્હેન ! હવે તો પૂરો કલિકાળ આવી લાગ્યો છે. ભ્રાતા ભગિની પર મોહાંધ થાય, એ કેવી અજાયબીની વાત કહેવાય ? જો કે રાજાની ઇચ્છા પણ તે રૂપવતી રમાને રણધીરને આપવાની છે, પણ ત્યાં તેમની ભારી ભૂલ થાય છે. તેમની બુદ્ધિ પણ રણધીરના ભરમાવ્યાથી ભ્રષ્ટ બની ગઇ હોય તેમ જણાય છે. જો તેમ ન હોય તો પોતાની કાંચન જેવી કન્યાને પાષાણ જેવા પુરુષના અધિકારમાં આપવાની દુષ્ટ બુદ્ધિ તેમને સૂઝે પણ ખરી કે ? હાય ! હવે ખરેખરો કલિકાળ વ્યાપી ગયો છે, દુષ્ટ કલિએ બુદ્ધિમાનની બુદ્ધિને પણ હરી લીધી છે. સોનાના સંસારમાં વિષનો સંચાર કરવા માંડયો છે !"

સુંદરીએ કાંઇક વિચાર કર્યા પછી પોતાનો અભિપ્રાય દર્શાવતાં કહેવા માંડ્યું;—"બ્હેન ! તમારૂં કહેવું તદ્દન સત્ય છે. રણધીર તદ્દન મૂર્ખ છે, બુદ્ધિહીન છે, ગમાર છે અથવા તો બીજા શબ્દોમાં કહીએ તો તે '**साक्षात्पशुःपुच्छविषाणहीनः**' શીંગડાં પૂછડાં વગરનો પશુજ છે. તે રમાપર આટલો બધો મોહિત કેમ બની ગયો છે ? શું તેને પોતાની યોગ્યતાનું પણ ભાન નથી ? કયાં પૃથ્વીપતિની પુત્રી અને કયાં એક કંગાલ ભીખારી ! કયાં રૂપવતી રમા અને કયાં કાળો કાગડો હંસણીને મેળવવાની ઇચ્છા ધરાવે છે ? વનભૂમિનો શૃગાલ સિંહણીને પોતાની સેવિકા બનાવવાને તત્પર થયો છે ? પણ તે કાગ અને શૃગાલ તુલ્ય રણધીરથી કશુંય થઇ શકવાનું નથી. તેનો બકવાદ કાંઇ પણ ઉપયોગમાં આવે તેમ નથી. પણ હા, બ્હેન ! તમને એક વાર્ત્તા પૂછતાં તો હું છેક ભૂલીજ ગઇ. કહો જોઈએ વારૂ કે, મંત્રિપુત્ર મદનની સાથે રમાનાં લગ્ન કરવામાં રાજાને કાંઇ હાનિ થાય તેમ છે અથવા તો તેના શિરપર અપકીર્ત્તિનું કાળું કલંક લાગવાની કોઈ સંભાવના છે ખરી કે ?"

સુશીલાએ જવાબમાં જણાવ્યું કે;—“ના એમ કરવામાં રાજાને કોઈપણ પ્રકારનું કલંક લાગે તેમ નથી. તેમજ રાજાને કશી પણ હાનિ થવાની સંભાવના નથી. પરંતુ તેના મગજમાં સ્વાર્થ સાધુ રણધીરે એવું જ ભૂત ભરાવી દીધું છે કે, “મંત્રીપુત્ર મદન તમારી સાથે ભયંકર શત્રુતા રાખે છે અને સમય આવ્યે તે તમારૂં ખૂન કરીને તમારા રાજ્યને પણ પોતાના અધિકારમાં લઇ લેવાની ઇચ્છા ધરાવે છે, માટે તમે તેના તરફથી ખૂબ સાવધ રહેજો અને તેને કોઇ પણ વિશ્વાસુ કામ સોંપતા પહેલા પૂરતો વિચાર કરજો.” જ્યારથી રણધીરે આ છૂમંતર રાજાના કાનમાં ફુંકી દીધો છે, ત્યારથી રાજા મદનપર બહુજ ગુસ્સે બળે છે અને એટલા માટે જ તેઓ રમાને તેની સાથે ન વરાવતાં કારસ્થાની રણધીરની સાથે વરાવવાને તૈયાર થયા છે. રણધીરે રાજાને એવા ભમાવી દીધા કે તે તેના સિવાય બીજા કોઇને જોઇ જ શકતો નથી. અત્યારે રણધીરે રાજાના મનપર એવી સખ્ત છાપ બેસાડી દીધી છે, કે તે કદાપિ ભૂંસી શકાય તેમ નથી. રણધીરની સલાહથી જ રાજા રમાનાં લગ્ન મદનની સાથે ન કરતાં રણધીરની સાથે કરવાને તૈયાર થયો છે.”

સુંદરીએ એક જૂદોજ સવાલ રજૂ કર્યો કે;—“જ્યારથી વીરસિંહ છળ કરીને મહાલયમાંથી લઇ આવ્યો છે, ત્યારથી તેનો કશો પતો જ મળ્યો નથી. તેમ જ વળી રામનારાયણ નામક એક દુષ્ટ અને લુચ્ચો ઠગ આપણા સ્વામી મદનને છેતરીને અથવા ઠગીને રમાને લઇ ગયો છે, ત્યાર પછી તે રૂપવતી રમાનો કાંઇ પણ પતો મળ્યો છે ખરો કે? વારૂ, અત્યારે રમા સુંદરી ક્યાં છે? કોના અધિકારમાં છે ને કેવી સ્થિતિમાં છે?”

સુશીલાએ જવાબમાં બહુજ ધીમા અને નમ્ર સ્વરથી જણાવ્યું

કે:—"હજી કાલેજ સુંદરસિંહ આવ્યો હતો, તેણે બધી હકીકત કહી હતી અને અમે પણ રમાના સંબંધમાં કેટલાક પ્રશ્નો પૂછ્યા હતા, પણ તેના જવાબમાં તેણે કાંઇ નવા સમાચાર જણાવ્યા નહોતા. તેણે પણ એમજ કહ્યું હતું કે હજી સૂધી રમાની કશી ખબર મળી નથી, પણ અમે તેની પૂરતી તપાસ ચલાવીએ છીએ. મારા સાંભળવા પ્રમાણે આજે સાંઝે સુંદરસિંહ તથા વીરસિંહ એક જંગલ ભણી તેની તપાસ માટે ગયા હતા, પણ તેમણે તેનો કાંઇ પતો મેળવ્યો કે નહિ તેની કાંઇ પણ ખબર હજી સૂધી મારા જાણવામાં આવી નથી મને પણ અજાયબી એ થાય છે કે, એ ચાલાક ચપળાને આમ અચાનક કોણ ઉપાડી ગયું હશે? બાઇ ! મને તો એમજ લાગે છે કે એ બધાય અવળા ધંધા વખતે રણધીરસિંહના જ હોવા જોઇએ."

હવે અમારા પ્રિય પાઠકવર્ગને અવશ્ય જણાયું હશે કે, રમા એ ભૂપાળ ચૂડામણિ મહારાજા નરેન્દ્રસિંહની કન્યા છે અને રણધીર નરેસિંહનો ભાણેજ અરમાની ફોઇનો દીકરો ભાઈ છે. મદન મંત્રીનો પુત્ર છે. રમા તથા મદન એક બીજાપર મોહિત છે, પરંતુ નરેન્દ્રસિંહ રણધીરને પોતાની પ્રિય પુત્રી રમાનાં લગ્ન કરવાની ઇચ્છા ધરાવે છે, પણ રમા તેના કોઇ પણ પ્રકારે સ્વીકાર કરવાને નારાજ છે. તે તો માત્ર મદનનેજ પોતાનો પ્રિયતમ પ્રાણેશ્વર બનાવવાને ઉત્સુક થઇ રહી છે. નરેન્દ્રસિંહ અવન્તી દેશની રાજધાની વિશાલાપૂરીનો અધિપતિ છે અને જે પુરુષને આપ પર્યંકર સૂતેલો જૂઓ છો એજ રમાનો હૃદયાધાર મદન છે.



## પ્રકરણ ૩ જું

## દુર્ગમ દુર્ગ

" બનો ફિર્.ઔન તાહ્.ક ઈન્હીં મકાનોંમેં મકીં નીકલે;
રખો શયતાનકી દાનીશ તો દિલ અ્.ર્શે અરીં નીકલે;
કરો કા.રૂન મહેનત તો જ્.ર જે્.રે જ્.મીં નીકલે;
બનો શદદાદ દુનિયાહીમેં ખુ.લ્દે બરીં નીકલે;
કરો કોશિશ તો બુજ દિલની જરી જા્.બાજ પયદાહો;
જો મટ્ટી સુરતે બરતન બનેં આવા્.જ પયદાહો."

**દુશ્મને ઇમાન**

સુંદરસિંહ વીરસિંહથી જૂદો પડીને રવાના થયો. કેટલેક દૂર ગયા પછી તે જરાવાર થોભી ગયો અને કાંઇક વિચાર કરીને ઘોડાપરથી નીચે ઉતરી પડયો, ત્યાર પછી તેણે એક ખલતો કાઢીને તેમાંથી એક શીશી બહાર કાઢી તથા તેમાંથી થોડુંક તેલ બહાર કાઢીને પોતાના મુખમાં મૂકયું. જેનું પરિણામ કાંઇક વિલક્ષણ આવ્યું. અથવા તો તે ગૌરવર્ણનો થઈ ગયો, તેણે પોતાની બનાવટી દાઢી, મૂછ અને કલપ વગેરે કાઢી નાંખ્યાં આથી તે પોતાના મૂળ સ્વરૂપમાં આવી ગયો. અને વળી પાછો ઘોડાપર સ્વાર થઇને ઉતાવળથી ચાલવા માંડયો.

લગભગ એકાદ ગાઉ ગયા પછી તેને રાત્રિ વીતી ગયેલી જણાવા લાગી. તેણે તે સમયે જોયું કે, આકાશ મંડળમાં બે ચાર તારાઓ

આમ તેમ વિખરાઇને હીરાના ટુકડાનો ભાસ કરાવી રહ્યા હતા અને પૂર્વ દિશામાં સહજ લાલાશની છટા પણ છવાયલી હતી. તે હજી આ પ્રમાણે કુદરત દેવીનું અવલોકન કરી રહ્યો હતો એવામાં તેને સ્હામેથી ઘોડાપર સ્વાર થયેલો મદન તેને આવતો જણાયો. આ સમયે મદનનુ મુખ તદ્દન નિસ્તેજ અને ફીકું બની ગયું હતું અને તેના હૃદયમાં એક પ્રકારની ભયંકર વેદના સાલી રહી હતી. અત્યારે તે તદ્દન બેભાન બની જવાંની અણીપર આવી લાગ્યો હતો. એવામાં મદનની નજર એકદમ સુંદરસિંહપર પડી. તે જોઇને તેણે સુંદરસિંહને સંબોધીને ઘણીજ ઉતાવળથી પૂછવા માંડયું કે;–" કેમ સુંદરસિંહ! કહો જોઇએ શા સમાચાર લાવ્યા છો ? કેમ કાંઈ પત્તો મળ્યો ખરો કે ? હું તો તમારો શોધ કરતો કરતોજ અહીં આવી ચઢયો છું. પ્રિયાના વિયોગથી ઘડીભર ચેન પડતું નથી. મનને કેટલુંયે સમજાવું છું, પણ તે પણ માનતું નથી. પ્રિયતમાના ગુલાબી ગાલની લાલીને ભૂલી જવાનો જેમ જેમ પ્રયત્ન કરૂં છું, તેમ તેમ તે મધુરી માશુકના બદનના બધા ભાગો મને એકદમ સાંભરી આવે છે. તેને ભૂલી જવા માટે જરાવાર ઊંઘી જવાનો યત્ન કરૂંછું, તથાપિ ઊંઘમાં પણ તે દિલરૂબાનાં દર્શન થયા વિના રહેતાં નથી. સૂતા, બેસતાં, ખાતાં પીતાં અને હરતાં ફરતાં મને તે મારી મધુરી મેના યાદ આવ્યા કરે છે. મારા મનને તેણે પોતાની ગેરહાજરીમાં પણ તેના કાબૂમાં લઇ લીધું છે ! તમારાથી જૂદા પડયા પછી હું બહુજ વ્યાકુળ બની ગયો છું. મારી રમા મને બહુજ યાદ આવે છે ! અન્નનો આહાર કરતાં અથવા વાયુનું સેવન કરતાં પણ મારાથી તે દિલદારના દિદારને ભૂલી શકાતું નથી. છેવટે ઘણા યત્નો કરવા છતાં જ્યારે મારૂં મન નજ માન્યું ત્યારે હું આ પ્રમાણે બહાર ફરવા નીકળી પડયો છું, તથાપિ

મને તેની યાદગીરી આવ્યા વિના રહેતી નથી. વૃક્ષ સાથે વિંટાયલી વેલીઓને જોતાંજ મને મારી તે મોહિની માશુકનું સ્મરણ થઈ આવે છે! ભાઇ સુંદર! તું ગમે તે ઉપાયે મારી માશુકને શોધી આપ. હવે તેના વિના મારા પ્રાણ કંઠે આવ્યા છે. જિગર તેને મળવા માટે તલપી રહ્યું છે. હાય! રમા! મારી મનોહર રમા! આ તારા પ્રેમિકને તારાં દર્શન ક્યારે થશે?"

સુંદરસિંહે પોતાની તીક્ષ્ણ દૃષ્ટિથી મદનના શરીરનું બરાબર નિરીક્ષણ કર્યા પછી જવાબ આપ્યોઃ—"મદન! ઘણી મહેનત કરવા છતાં હજી મારી માશુકનો કશો પત્તો મળ્યો નથી. મને લાગે છે તે ભોળી મૃગલી કોઇ ચાલાક શિકારીના સકંજામાં સપડાઇ ગઇ હશે, નહિતો આટલી મહેનત કરવા છતાં તેનો પત્તોજ ન મળે એવું બને જ કેમ? પણ ફિકર નહિ. તમે જરાપણ ગભરાશો નહિ, જ્યાં સુધી મારા આ વપુમાં રક્તનું એક પણ ટીપું રહેશે, ત્યાં સુધી તમારી માશુકનો ભોક્તા બીજો કોઇ પણ પિશાચ થઇ શકશે નહિ."

મદને કહ્યું કે;—"સુંદરસિંહ તમારી આ મહેનતનો બદલો હું કદાપિ ભૂલી શકીશ નહિ. તમે મારાપર જે જે ઉપકારો કર્યા છે અને કરો છો તેના બદલામાં હું મારાથી બનતી દરેક પ્રકારની સહાયતા આપીને તમને સંતુષ્ટ કરીશ. પણ હાલમાં મોહિનીએ તમારા માટે એક ઘણીજ ઉત્તમ દવા બનાવી છે અને તે દવા તમને આપવા માટે તેણે મને આપી છે. ખરેખર દવાતો ઘણીજ ઉત્તમ અને ઉપયોગી છે."

સુંદરસિંહે જરા અજાયબી દેખાડીને પૂછ્યું કે;—"મદન! મોહિનીએ તમને શાની દવા બનાવીને મને આપવા માટે આપી છે તેમાં શો ગુણ સમાયલો છે વારૂ?"

મદને જવાબ આપ્યો:—" ગુણ તો અનેક છે, પરંતુ તે દવાનો એક ગુણ તો બહુજ ઉત્તમ છે. તે દવા ખાવાથી બેહોશીની દવા તેનાપર કાંઇ પણ અસર કરી શકતી નથી. બેહોશીની ગમે તેવી દવા હોય તોપણ તે આ દવાને કદાપિ પહોંચી શકે તેમ નથી."

સુંદરસિંહે કહ્યું:—" વારૂ તે દવા અત્યારે તમારી સાથે છે કે? જો હોયતો લાવો."

મદન જ્યારે ખીસામાંથી દવા કાઢવાના કામમાં ગુંથાયો; ત્યારે સુંદરસિંહે તેને અસાવધ જોઇને એકદમ પોતાનો બેસ તેના ગળામાં નાંખી દીધો અને ત્યાર પછી તેનો બરાબર ફાંસો દઇને તેને જમીનપર પટકી દીધો. આથી મદન બિચારો લાચાર બની ગયો અને સુંદરસિંહના પંજામાંથી છૂટવાનો તેનો એક પણ ઉપાય ન રહ્યો. એ અવસર સાધીને સુંદરસિંહે જબર્દસ્તીથી તેના નાક આગળ બેહોશીની દવા સુંઘાડી દીધી. મદન આથી જ્યારે તદ્દન બેભાન બની ગયો ત્યારે તેણે તેને પોતાની એક પિછોડીમાં એક ગાંસડીની પેઠે બાંધી લીધો અને પછી મદનના શરીરની તે ગાંસડીને પોતાના ઘોડાની પીઠપર લાદીને તરતજ ત્યાંથી ચાલ્યો ગયો.

જ્યારે સૂર્યોદય થયો તે સમયે તે એક જંગલની ઝાડીઓના ઝુંડમાં આવી પહોંચ્યો. તે ઝાડીની પાસેજ એક ઊંચી ટેકરી હતી. તે ટેકરીપર ચઢવાનો માર્ગ બહુજ સાંકડો હતો, તથાપિ ઘોડો સહજમાંજ તે ટેકરીપર ચઢી શકતો હતો. એ ટેકરી પર માત્ર એક શિવાલય સિવાય બીજું કાંઇજ નહોતું. તે શિવાલયની પાસે આવ્યા પછી સુંદરસિંહ પોતાના ઘોડાપરથી નીચે ઉતરી પડ્યો અને પછી શિવાલયમાં જઇને તેણે એક ઘંટને પકડીને જરા હલાવ્યો, એટલે તરત અનાયાસજ સહજમાં તે શિવાલય અદૃશ્ય થઇ ગયું અને તેની

જગ્યાએ ચોખૂણ ગર્ત્તા દેખાવા લાગી. જે ગર્ત્તામાં નીચે ઉતરવાની કેટલીક સુંદર સંગેમરમરની સીડીઓ બનાવવામાં આવી હતી. સુંદ-ર સિંહ તે સીડીપરથી નીચે ઉતર્યો એટલે તેને નીચેના ભાગમાં સૂકી જમીન મળી આવી. તે જમીનપર એક બનાવટી સિંહ જોવામાં આ-વતો હતો અને તેની જીભ લગભગ એક હાથ જેટલી મુખમાંથી બહાર નીકળી પડી હતી. ત્યાંથી જરા આગળ ચાલ્યા પછી તેને ફરીવાર એક મંદિર દેખાયું, તે મંદિર પાસે એક સીડી ગોઠવવામાં આવી હતી. તે સીડીપરથી સુંદરસિંહ નીચે ઉતરવા લાગ્યો; એવામાં વળી પાછી વચ્ચમાં બે સીડીઓ તે સીડીઓને ઓળંગીને પણ સુંદરસિંહ તેથી નીચેના ભાગમાં જઇ પહોંચ્યો. આવી રીતે ત્રણ સીડી ઉતરી આવ્યા પછી તેને એક ગોળાકાર દ્વાર મળી આવ્યું. તે દ્વારના ઉંબ-રાપર તેના પગની ઠોકર વાગતાંની સાથેજ તેના બે ખંડ થઇ ગયા અને પ્રકાશ દેખાવા લાગ્યો. સુંદર તે પ્રકાશવાળા ઓરડામાં પણ જરાવાર રોકાયા સિવાય આગળ ચાલવા લાગ્યો, એટલે એક ફુવારા પર તેની નજર પડી. તે ફૂવારાનું પાણી લગભગ વીસેક હાથ ઊંચું ઉછળતું હતું. તેની પાસેજ ડાબી દિશામાં એક પત્થરનો ચબૂતરો હતો. તે ચબૂતરાપર ચઢીને તે ફુવારા સાથે જોડાયલી એક કળને દબાવી એટલે એકદમ જળ નીકળતું બંધ થઇ ગયું અને ફુવારો તદ્દન નાબુદ થઈ ગયો તથા તેની જગાએ એક ઘોડાપર સ્વાર થયેલો બનાવટી પુરુષ પ્રકટ થયો. સુંદરે તરતજ તે પુરુષના હાથમાંની તલ્વાર ખેંચી લીધી. આથી ત્યાંનો દેખાવ કાંઇક જૂદોજ થઇ ગયો. ઘોડાના બે ભાગ થઇને એક રસ્તો બની ગયો. તે રસ્તાપરથી સુંદર-સિંહ આગળ ચાલવા લાગ્યો. આગળ જતાં તેને કાળા પત્થરવાળી પૃથ્વી મળી, તેનાપર જતાંની સાથેજ પ્રથમ જણાવેલા પેલા ઘોડાની

અંદર સુંદર પાછો સમાઇ ગયો. બે ભાગમાં વહેંચાયલો ઘોડો એક થઇ ગયો અને તેની વચ્ચેના ભાગમાં સુંદરસિંહ સમાઇ ગયો.

ત્યારપછી સુંદરસિંહ એક બગીચામાં આવી પહોંચ્યો. તે બગીચામાં કોકિલા, પપૈયા આદિ પક્ષીઓ અતિશય મધુર કૂજન કરી રહ્યાં હતાં. તેની સાથેજ નાના નાનાં પક્ષીઓ પોતાનું મધુરૂં તેમજ રમણીય ગાન કરીને એક પ્રકારની અલૌકિક સ્વરની સૃષ્ટિ રચી રહ્યાં હતાં. તેના મંજુલ કૂજનને જો મનુષ્યના મનને મુગ્ધ કરનાર મોહનમંત્ર અથવા આકર્ષક ધ્વનિ કહેવામાં આવે તો તેમાં અતિશયોક્તિનો લેશ માત્ર પણ સંભવજ નથી. વૃક્ષોની શાખાઓ ફળોના ભારથી ઝુકીને ઝુમી રહી હતી. તે બગીચાની વચ્ચમાં એક રત્નજડિત મનોહર મહાલય આવેલું હતું. તે મહાલય પોતાની સ્વચ્છતા અને શોભાથી ગિરીશ-નિવાસ કૈલાસ પર્વતની કમનીયતાનો પણ નિરાદરજ કરી રહ્યું હતું. તે મહાલયના એક સુંદર દીવાનખાનામાં એક પલંગ પડેલો હતો અને તે પલંગપર વિશાલ વપુવાળી સ્ત્રી પોતાની સુંદરતાના તેજથી તે ઓરડાને પ્રકાશિત કરી રહી હતી. તેની અવસ્થા લગભગ ચાલીશ વર્ષથી ઓછી તો નહોતી જ, તથાપિ તેને કોઇ વીસ વર્ષની તરુણી સિવાય બીજી કોઇ અવસ્થાની સ્ત્રી કહી શકે તેમ નહોતું. તેના અંગે-અંગમાં સુંદરતા છલકાઈ રહી હતી. તેનો ગોરો રંગ, ગોળ ચહેરો, મદીલી આંખો, ગુલાબી ગાલ, પરવાળાં જેવા હોઠ આદિ સર્વ અંગો સાક્ષાત્ લાવણ્યનો પરિચય કરાવી રહ્યાં હતાં. તેના મુખપર સહજ શીતળાના દાગ હોવા છતાં તે મુખની સુંદરતા નષ્ટ થવાને બદલે ઉલટી વિશેષ ઉત્તમ ભાસથી હતી. તેનાં ઉન્નત સ્તન પણ હજી જેવાં ને તેવાંજ કઠિન રહ્યાં હતાં અને શરીરમાંનું તેજ પણ હજી સુધી અખંડિત રહેવા પામ્યું હતું. તેની આવી અવસ્થામાં પણ કોઇ પણ

પ્રકારની સુંદરતાની ન્યૂનતા નહોતી. તેની આકૃતિ અને બોલવા ચાલવાના ઢંગપરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું કે તે અબળા કોઇ સાધારણ અબળા નહિ, પણ બડી ચાલાક, ચતુર અને ઠગારી રમણી હતી. પ્રૌઢાવસ્થામાં પ્રવેશ કરવા છતાં તેના અંગપરથી અદ્યાપિ યુવતીનાં લક્ષણો ગયાં નહોતાં. નવીન જોનારને તો તે કોઇ તરુણ યુવતી હોય તેવોજ ભાસ થઇ આવતો હતો. જેવી રીતે આસ્માની રંગનાં વાદળાંમાં વીજળી પોતાના અંગને છૂપાવી રાખે છે, તેવીજ રીતે આ અબળાએ પણ પોતાના સોના જેવા સુંદર શરીરને લીલા રંગની સાડીથી છૂપાવી રાખ્યું હતું આથી તેની સુંદરતાનો અવધિ થયો હતો; આ સુંદરતાનું વર્ણન કરવાની શક્તિ અમારી નથી, પરંતુ કોઇ કુશળ કવિજ તેનું આદર્શ ચિત્ર આંકી શકે તેમ છે. અથવા તો ચાલાક ચિત્રકારજ પોતાના ચિત્રમાં તેની સુંદરતાનો જોઇએ તેવો આકર્ષક ભાવ લાવી શકે તેમ છે.

વાચક વર્ગ ! આ અબળા અતિ રૂપવતી હોવા ઉપરાંત બીજી અનેક કળાઓમાં પણ તેવીજ કુશળ હતી. ઠગબાજીમાં તેના જેવી ચાલાક રમણી બીજી કોઇ ભાગ્યેજ હશે. જેવી તે ઠગબાજીમાં કુશળ હતી, તેવીજ પોતાની મીઠી ભાષાથી મહાત્મા જેવા દૃઢ હૃદયના પુરુષોનાં હૃદયને પણ પીગળાવી શકવાને સમર્થ હતી. રમલ કે જે જ્યોતિષ શાસ્ત્રનો વિષય ગણાય છે તે ફેંકવાની વિદ્યામાં પણ તે બહુજ પ્રવીણ હતી. તે રમલ ફેંકીને જે કાંઇ કહેતી તે લગભગ ખરૂંજ પડતું હતું. પણ હવે એ કોણ હતી એ જાણવા માટે વાચકોનાં મન આતુર થયાં હશે, માટે અમે અહીંજ તેનો પરિચય આપી દઇએ છીએ. તે આપણા પૂર્વ પરિચિત મંત્રી પુત્ર મદનની સહાયકા મોહિની નામક એક ચાલાક ઠગારી હતી. આ સમયે તે મોહિની અને સુંદર-

સિંહ વચ્ચે જે વાતચીત ચાલી રહી હતી તે અમે જણાવીએ છીએ એથી સર્વજનોને જણાશે કે મોહિની કેવી ચાલાક ચપળા હતી અને તે શો ઉદ્યોગ કરતી હતી.

પ્રથમ મોહિનીએ સુંદરસિંહને સંબોધીને કહ્યું કેઃ—"કેમ સુંદરસિંહ! શા સમાચાર લાવ્યા છો? દુશ્મનો તરફની શી શી ખબરો મેળવી આવ્યા છો વારૂ?"

સુંદરસિંહે જવાબમાં જણાવ્યું કેઃ—"બધા સારા સમાચાર લાવ્યો છું. જ્યારે હું અને વીરસિંહ તમને મળીને અહીંથી ગયા, ત્યારે અમે પ્રથમ મદનને મળ્યા હતા. તેની મુલાકાત લઇને કેટલીક જરૂરી વાતચીત કરી અને ત્યારપછી પાછા અમે બન્ને દુશ્મનોની તપાસ માટે બહાર નીકળ્યા. રસ્તામાં મદનમંજરી મારો વેશ ધારણ કરીને એકદમ ઘોડાપર સ્વાર થઇ દોડી જતી હતી, પરંતુ તે મારા હાથમાંથી છટકીને ક્યાં સૂધી જઇ શકે વારૂ? મેં તેને જોતાંની સાથેજ ઓળખી લીધી, એટલે તરતજ હું તેની પાસે દોડી ગયો અને જ્યારે મને પૂરતી ખાતરી થઇ ગઇ કે, એ કોઇ માયાવી ઠગારીજ છે ત્યારે મેં એકદમ તેના ઘોડાની લગામ પકડી લીધી તથા જબર્દસ્તીથી તેને ઘોડાપરથી નીચે ઉતારી બેહોશીની દવા સુંઘાડીને મૂર્ચ્છિત કરી દીધી. ત્યારપછી તેનું મોઢું ધોવાથી તેણે તેના પર ચોપડેલા એક જાતનો રંગ હતો તે ધોવાઇ ગયો અને સાફસાફ મદન જરીજ દેખાઇ આવી. આથી મને તેનાપર બહુજ શક આવ્યો. મેં તેનાં કપડાં વગેરેની જડતી લેવા માંડી. જડતી લેતાં તેની પાસેથી એક પત્ર મળી આવ્યો. તે પત્રનો આશય આ પ્રમાણે છે કે;—

"મહારાજા નરેન્દ્રસિંહ

પ્રણામ સહિત આપ શ્રીમાનની સેવામાં નમ્ર નિવેદન કે,

આપની આજ્ઞાનુસાર રમા તથા મદનની તપાસ ચલાવી રહ્યો છું. મને રાજકિશોર નામક એક ઐયાર અથવા વેશધારી માર્ફત ખબર મળી છે કે, મદન તથા રમાની મોહિની નામક એક ગુરુ ઘણીજ ચાલાક ઠગારી છે અને તેણે તેઓ બન્નેને પોતાના તિલસ્મી અથવા તો ભેદ ભરેલા ભોંયરામાંના ભવનમાં છૂપાવી રાખ્યાં છે. આપની રાજધાનીનાં કેટલાંક માણસો મદનના પુરાણા ભવન સાથે કેટલોક સંબંધ ધરાવે છે તે યોગ્ય નથી. મેં તે ભવનની ઘણી તપાસ કરી છતાં હજી સુધી તેનો કશોય પત્તો મળ્યો નથી. તથાપિ મેં રામનારાયણ ઐયાર ( ઠગારા ) ને મદનને છેતરવા માટે મોકલી આપ્યો છે. મને આશા છે કે તે જરૂર તેનો પત્તો મેળવીને તેને પકડી લાવશે. મામલો ઘણાજ ગંભીર પાયાપર આવી ગયો છે. રમાએ મારી આંખોમાં પણ ધૂળ નાંખી છે. પણ તે ખાતે આપ નિશ્ચિંત રહેશો. હું ગમે તે ઉપાયે તેનો પતો મેળવી લઇશ. મેં હમણાં એવી જાળ બિછાવી છે કે તેમાં શિકારને સપડાવતાં બિલ્કુલ મુશ્કેલ પડશે નહિ. હાલ તરત તો આટલુંજ લખવું ઠીક ધારૂં છું. પછીથી બધી બીના જણાવીશ. આપ પણ દુશ્મનોથી ચેતતા રહેજો. બસ હાલ એજ. ”

આપનો—

રણધીરસિંહ.

“ આ પત્ર વાંચીને મેં મદનમંજરીને તે ભાંગેલા મહેલના દાલાનમાં આવેલા ભયંકર ભોયરામાં આપણે જે ભયંકર બંદીખાનું બનાવ્યું છે ત્યાં આગળ કેદ કરી રાખી છે. ત્યાર પછી તે પત્ર આપવા માટે મેં વીરસિંહને તમારી પાસે મોકલ્યો હતો પરંતુ કોણ જાણે શા કારણથી તે અત્યાર સુધી અહીં આવ્યો નથી. મેં ઘણા ઘણા વિચાર કર્યા પણ વીરસિંહ અત્યારે ક્યાં હશે તેનું મારાથી

અનુમાન પણ કરી શકાયું નથી. કદાચ દુશ્મનો તેને પોતાના ભેદી કેદખાનામાં ઉપાડી ગયા હશે તો પછી તેનો પતો મેળવવો અહુજ મુશ્કેલ થઇ પડશે. હવે **વીર**સિંહને શોધવો પણ ક્યાંથી ? મને તો **વીર**સિંહવાળી બીનાએ છેક દીવાનો બનાવી દીધો છે. જો **વીર**સિંહ જેવો મારો સાચો મદદગાર મને ફરીવાર નહિ મળે તો પછી મારૂં આરંભેલું કામ કોઇ દિવસ પણ પાર પડી શકશે નહિ."

આ સાંભળી **મોહિની**એ કાંઇક વિચાર કરીને કહ્યું કે;–"વારૂ સુંદરસિંહ હવે તે બાબતમાં તમારો શો ઇરાદો છે ? **વીર**સિંહનો પતો મળે એવો કોઇ પણ રસ્તો હું તમને બતાવું તો તમે તેને ત્યાંથી છૂટો કરી આવવાનું સાહસ કરી શકશો ખરા કે ? પણ જો જો મ્હોં-એથી બોલી નાંખતાં પહેલાં પૂરતો વિચાર કરજો કારણકે એ કામ કાંઈ જેવું તેવું મામૂલી નથી, પણ જીવ સટોસટનું છે. વખતે જાન જાય તેવી પણ ધાસ્તી છે. માટે જો તમારાથી તેમ કરી શકાય તેમ હોય તો હું હમણાંજ તમને એક ઉપાય બતાવી આપું તેમ છું. કહો જોઇએ તમારી શી ઇચ્છા છે વારૂ ?"

સુંદરસિંહે જવાબ આપ્યો કે;–"હા, **વીર**સિંહને માટે હું મારી જાન આપવાને પણ તૈયાર છું, પણ કહો જોઇએ કે અત્યારે તે વીર **વીર**સિંહ ક્યાં છે વારૂ ? પણ–હા. એક વાત ઠીક યાદ આવી, હું તે આપને કહેતાંજ ભૂલી ગયો હતો. રસ્તામાં મને મદનના વેશમાં પંડિત રામનારાયણ મળ્યો હતો. તેને દૂરથી જોતાંની સાથેજ મેં જાણી લીધું હતું કે એ કોઇ ચાલાક ઐયાર અથવા ઠગારો છે અને મને છેતરવા માટે આ તરફ આવી રહ્યો છે. આથી મેં તેની પાછળ જઇ દગો દઇને તેને જમીનપર પછાડી દીધો અને પછી તેની છાતી-પર ચઢી જબર્દસ્તીથી બેહોશીની દવા સુંઘાડીને તેને પણ બેભાન

બનાવી દીધો હતો અને પછી ત્યાંથી બરાબર હું તમારી પાસે અહીં આવી પહોંચ્યો હતો. રામનારાયણ બડો લુચ્ચો અને બદમાશ ઠગ છે. તેની ધાકથી દેશના મોટા મોટા ઠગારા પણ થર—થરી જાય છે. તે પાપીને હું મારી સાથેજ લઇ આવ્યો છું અને હવે તેને બરાબર સજા આપવાની ઇચ્છા રાખું છું. તે જેવી તેવી સજાને લાયક નથી, પણ તેને માટે તો કોઈ ભયંકરમાં ભયંકર ગણાતી સજાની જરૂર છે."

**મોહિનીએ** કાંઇક વિચાર કરી કહ્યું કે;—"હવે તમારી શી ઇચ્છા છે વારૂ?"

**સુંદરસિંહે** જવાબમાં જણાવ્યું કે;—"મારે આ દુષ્ટ રામ-નારાયણને આપણા પેલા દુર્ગંધવાળા કેદખાનામાં રાખીનેસખ્ત સજા આપવી છે. તેને ત્યાં કેદ કર્યા પછી જ મને જરા શાંતિ મળી શકે તેમ છે, માટે મને આજ્ઞા આપો તો હું હમણાંજ તેનો ઘડો લાડવો કરી નાખું અને તેને બદમાશી કરવાની જે એક ખો પડી ગઇ છે તે ખોને પણ ભૂલાવી દઉં. એનો બધો બંદોબસ્ત કર્યા પછીજ મારી **વીર**સિંહને શોધવા જવાની ઇચ્છા છે. હું **વીર**સિંહનો પતો તો ગમે ત્યાંથી મેળવી શકીશ, પરંતુ આવા દુશ્મનને પકડીને સજા કરવાનો આવો અવસર ફરી ફરીને કદાપિ મેળવી શકીશ નહિ. માટે આજ્ઞા કરો એટલે હું એને કેદમાં પૂરી આવું."

**મોહિનીએ** કહ્યું કે;—"જરાવાર સબુર કરો, હું હમણાંજ રમ-લથી રમા તથા **વીર**સિંહનો પતો મેળવી આપું છું. મને રમલ ફેંકતાં વધારે વાર લાગશે નહિ. પછીથી તમે ખુશીથી એ રામનારા-યણને જે શિક્ષા આપવી હોય તે આપજો. તમે ગમે તે શિક્ષા આપશો તો પણ હું તેને બચાવવાની સલાહ આપીશ નહિ. પણ હવે આવો અને જૂઓ જોઇએ કે, અત્યારે રમા તથા **વીર**સિંહ વગેરે ક્યાં છે અને કેવી હાલતમાં છે તેની જરા તપાસ કરીએ."

આમ કહીને મોહિનીએ પોતાના હાથમાં રમલના પાસા લઇને પાસેના ગાલીચાપર ઢાળ્યા અને ત્યાર પછી તેની ગણત્રી કરીને તેણે સુંદરસિંહને કહ્યું કેઃ—રામનારાયણ નામક એક ઠગારો રમાને મદનના હાથમાંથી છેતરીને લઇ ગયો છે. રમા એકવાર રણધીરના હાથમાં આવી હતી, પરંતુ પાછી છળ પ્રપંચથી તેના હાથમાંથી છટકી ગઇ છે અને ઘણીજ આનંદની વાત તો એ છે કે તે અત્યારે દુશ્મન હાથમાં નથી, પરંતુ આપણા મંડળનાજ કોઇ એક ઠગારા અથવા ઐયારને ત્યાં છે. વીરસિંહ એમાંથી એકે પક્ષના મંડળમાં નથી, પણ શત્રુની તપાસમાં રોકાયો છે. પણ હવે તમે જરાપણ વાર લગાડયા વિના સત્વર વીરસિંહનો પત્તો મેળવી આવો. હું તમારા કહેવા મૂજબ રામનારાયણના સંબંધમાં બધો બંદોબસ્ત કરી લઇશ. એ વિષયમાં તમે કશી ફિકર રાખશોજ નહિ. જાઓ જલ્દી જઇને વીરસિંહને અહીં લઇ આવો. પણ જોજો ખૂબ સાવચેતીથી કામ કરજો.

સુંદરસિંહ જવાબમાં ફક્ત એટલુંજ કહ્યું કેઃ—“ બહુ સારૂં. આપના કહ્યા મૂજબજ કરીશ અને ગમે ત્યાંથી વીરસિંહનો પત્તો મેળવી પાછો થોડાજ વખતમાં તમારી પાસે હાજર થઇ જઇશ. રામનારાયણને ખૂબ સંભાળજો. ”

આમ કહીને રામનારાયણના સંબંધમાં ઘટતી ભલામણ કરી સુંદરસિંહ પ્રથમ જે રસ્તેથી મોહિની પાસે આવ્યો હતો તેજ રસ્તેથી પાછો બહાર ચાલ્યો ગયો. થોડેક દૂર જવાથી તેને એક સુંદર તળાવ મળ્યું તેમાં તે કૂદી પડયો. એટલે પ્રથમ જણાવેલા દ્વારાના માર્ગ આગળ આવી લાગ્યો અને ત્યાંથી તે જરાક આગળ આવ્યો એટલે પેલા ગોળાકાર દ્વાર પાસે જઇ પહોંચ્યો તે દ્વારમાંથી તે બહાર નીકળી આવ્યો અને પછી એક તરફ ચાલતો થયો.

---

# પ્રકરણ ચોથું

## પિશાચની પ્રેમપિપાસા

" અપના સર આપ તહે તેગે સિતમ કરતા હું,
જીન્દગાનીકી હરી શાખ કલમ કરતા હું;
શરબતે વસ્લમેં આમેજશ સમ કરતા હું,
જાહિરા ગમસે નમો ચશ્મકો નમ કરતા હું;
દિલમેં પર હાય સનમ હાય સનમ કરતા હું.

બેતાબ

" બસ હવે રમા વિના મને જરા પણ ચેન પડતું નથી ! શું હું તેને લાયક નથી ? મારામાં બળ નથી ? શું હું કમજોર છું ? કદરૂપો છું ? નહિ—નહિ—તેમાંનું કાંઈ પણ અપલક્ષણ મારામાં છેજ નહિ. તો પછી રમા મારે માટે લાયક કેમ ન ગણાય ? બસ ગમે તેમ થાય, ધરા ગબડીને પાતાળમાં પેસી જાય, આસ્માન તૂટીને જમીન-દોસ્ત થાય. દરિયો ઉછળીને દુનિયાને ગળી જાય, પહાડો પીગળીને પાણી બની જાય તો પણ મારાથી એ મધુરી રમાને મેળવ્યા સિવાય નહિ રહેવાય તે નહિજ રહેવાય. હું તેને મારી માશુક બનાવવા માટે ખંજર ચલાવીશ. તીખી તેગના ધારથી ખૂનની નદીઓ વહેવ-ડાવીશ. બસ તે રાજાની પુત્રી રમાને મારીજ કરીશ. મારા મહેલનું આભૂષણ બનાવીશ. શું હું મદનથી વધારે સુંદર નથી ! મદનના કરતાં મારામાં વધારે બળ નથી ? મારૂં નામ સાંભળતાંજ પૃથ્વી

કમ્પી ઉઠે છે, પર્વતો ડગમગી જાય છે અને સમુદ્ર પોતાની ગર્જના કરતો બંધ થઇ જાય છે તો પછી બિચારા રાજા નરેન્દ્રનું શું ગજું ? શી વિસાત ? બસ પ્રથમ રમાને મારા કબ્જામાં લઇ લઉં અને ત્યાર પછી તેના ઠગારા સોબતીઓની તથા ઉસ્તાદોની બરાબર ખબર લઉં. રમા જીન્દગીનું નૂર છે, જોબનનું પૂર છે. તેને મેળવ્યા વિના મારા દિલને આરામ મળવાનો નથી, મારાં ચશ્મને ઠંડી વળવાની નથી. રમા, પરસ્તાનની હૂરરૂપ રમાને માટે હું મારૂં ખૂન રેડીશ, તીખી તલ્વારથી મારી ગર્દન કપાવીશ. પણ તેને તો મારા હાથમાંથી બીજાના હાથમાં નહિજ જવા દઉં ? તે મારીજ દિલરૂબા થશે, મારાજ આરામનું ઠામ થશે. ”

આ પ્રમાણે એક નિર્જન વનમાં એક વિચિત્ર પુરુષ બકતો બકતો ચાલ્યો જતો હતો. હવે તે રમાને લાયક હતો કે કેમ તેનો વિચાર અમારા વાચકોને તેના શરીરનું કેટલુંક વર્ણન આપવાથી સહજમાંજ થઇ આવશે.

તેના લગભગ એક હાથ જેવડા લાંબા મુખપર બારેક ગજની સફેદ દાઢી શોભી રહી હતી. બન્ને આંખો ધગધગતા અંગારાનો આભાસ કરાવી રહી હતી. તેનો રંગ કાજળના રંગને પણ શર્માવી દે તેવો હતો. આકાશમાં પ્રભાત વખતે તારાઓ ચમકી ઉઠે છે તેવીજ રીતે તેના મુખમાં પણ એકાદ બે સફેદ અને લાંબા લાંબા દાંતો દેખાતા હતા. જો તેના દાંતોને હાથીના દાંતની ઉપમા આપવામાં આવે તો પણ તેમાં અતિશયોક્તિનો સંભવ તો નહોતોજ. તેનું પેટ મંદિરના ગોળ ગુંબજને પણ હંફાવી દે તેવું હતું. પગ પાડાના સિંગ જેવા કુબડા અને કદરૂપા હતા. અમે તે તેના રૂપ રંગનું ક્યાં સુધી વર્ણન કરીએ ? ખરૂં કહીએ તો એના રૂપની આ-

ગળ રતિપતિ કામદેવની સુંદરતા પણ શર્માઇને પોતાનું મુખ છૂપાવી ત્યાંથી નવ બે અગિયારાં ગણી જાય તેમ હતી. આ સુંદરતાના અવતારરૂપ ભદ્ર પુરુષ (?) પણ રમાના એક ઉમેદવાર હતા. રમાના રૂપે તેમને પણ છેક આંધળાભીતજ બનાવી દીધા હતા, રમાને પોતાની માશુક બનાવવા માટે તેમના મનમાં ગદ્દગદીયા થવા લાગ્યાં હતાં. અને તેથીજ આજે તેને મેળવવા માટે પોતે પોતાના મુખથીજ તેઓ પોતાની પ્રશંસાનાં બણુગાં ફુંકી રહ્યા હતા. રમાના સર્વ ઉમેદવારોમાંથી આ ઉમેદવાર સહુથી વધારે બળવાન હતો.

એ મહાશય કોઇપણ પ્રકારે કમજોર અથવા તો તાકાત વગરના હોય તેમ તેના શરીરપરથી જણાતું નહોતું. પરંતુ તે ઘણોજ બળવાન અને શક્તિવાન પુરુષ હતો. તેનું નામ પણ તેવુંજ સુંદર હતું. લોકો તેને 'ધુમ્રવર્ણ' નામથી ઓળખતા હતા. અને તે પોતે પિશાચોના પતિ પણ હતો. જગત્‌ને પોતાની કુટિલતાથી કમ્પાવનાર શયતાનો તથા તેના શાગિર્દો પણ આ પિશાચોપતિથી કમ્પી જતા હતા અને તેનો હુકમ ઊઠાવવાને હાથ જોડી ઉભા રહેતા હતા. વિશ્વમાં મલિન વિદ્યાનો પ્રચાર કરનારી પિશાચિકાઓ તથા ડાકિનીઓ પણ તેની દાસીઓ બનીને સેવા ઉઠાવવા માટે તત્પર રહેતી હતી. પણ તે પિશાચનાથ આમ બોલતાં બોલતાં અટકી કેમ ગયો? જણાય છે કે તે કોઇ જરૂરી કામ પ્રસંગેજ આટલું બોલીને અટકી ગયો હશે. ગમે તેમ હોય, આપણુને તે જાણુવાની જરૂર નથી. પણ પછીથી તે શા કામમાં જોડાયો તથા તેણે રમાને મેળવવા માટે શો ઉપાય કર્યો તેનું આપણે જરા અવલોકન કરીએ.

પિશાચપતિએ પૃથ્વીપર પોતાના પગની ઠોકર મારી એટલે તરતજ પૃથ્વી ફાટી ગઈ અને તરતજ બીજો એક પિશાચ અથવા

શયતાન બહાર નીકળી આવ્યો. તેનું રૂપ પણ પિશાચપતિથી કોઈ પણ રીતે ઉતરે તેમ નહોતું. તેના મસ્તકપરની લાંબી જટાના વાળ ભૂમિનું ચુમ્બન કરી રહ્યા હતા અને સાક્ષાત્ કોઈ ભયંકર મણિધરનો આભાસ કરાવી રહ્યા હતા. પહોળું લલાટ ધગધગતા તવાની પેઠે ચળકારા મારી રહ્યું હતું. તેનું આખું શરીર કોઈ વિશાળ કાયાવાળા પહાડનું સાદશ્ય ચિતાર દેખાડી રહ્યું હતું. તેણે પૃથ્વીમાંથી પ્રકટ થયા પછી પોતાના સરદાર પિશાચપતિને બન્ને હાથ જોડીને ઘણાજ નમ્ર સ્વરથી કહ્યું કે;–" પ્રભુ પિશાચનાથ! આવી મધ્ય નિશાના ભયંકર સમયે આ સેવકને શા કારણથી બોલાવવામાં આવ્યો છે? આપની આ દીન સેવકને શી આજ્ઞા છે? મારે અત્યારે કયું કાર્ય બજાવી આવવાનું છે?"

પિશાચપતિએ કેટલીકવાર સુધી શાંત રહ્યા પછી કહ્યું કે;–" મેં તને અત્યારે એક ખાસ જરૂરી કાર્ય કરી આવવા માટે અહીં બોલાવ્યો છે. પણ કહે જોઇએ વારૂ કે, તારાથી તે મહા ભયંકર કાર્ય કરી શકશે ખરૂં કે?"

નવીન પ્રકટ થયેલા પિશાચે જવાબ આપ્યો:—" જી હા. આપની આજ્ઞાનું પાલન કરવામાં આ સેવક કોઇપણ પ્રકારે સંકુચિત થશે નહિ. પ્રભુ! કહો. કહો. મારે શું કાર્ય કરી આપવાનું છે વારૂ? જે કાર્ય સોંપવાની ઇચ્છા હોય તે જલ્દી જણાવો."

" તારે મારી એક મોટામાં મોટી મહત્વાકાંક્ષાને પાર પાડવી જોઇશે. મારી તે મહત્ત્વાકાંક્ષા બીજી કાંઇ જ નથી પણ કેવળ રાજા નરેન્દ્રની કન્યાને મારી પ્રિયતમા બનાવવાનીજ મારી પ્રબળ ઇચ્છા છે. તે મનોહારિણી માનિનીએ મને દીવાનો બનાવી દીધો છે, માટે જા

તે ગમે ત્યાં હોય ત્યાંથી મારી પાસે લઇ આવ અને મારા માયા-મંદિરની અધિવાસીની બનાવ. જો તું આ કાર્ય કરી આવીશ તો તેના બદલામાં હું તને સારૂં ઇનામ આપીશ અને તે સાથે મારા સમગ્ર પિશાચ મંડળનો મુખ્ય સરદાર બનાવીશ. બસ જા. જલ્દી જા અને રમાને મારી પાસે લઈ આવ.”

“સરદાર ! મારાથી એવું ભીષણ કાર્ય કદાપિ થઇ શકશે નહિ. આપ મારા માલિક છો એટલે હું આપની દરેક આજ્ઞાઓ ઉઠાવવાને બંધાયલો છું એ ખરૂં, પરંતુ તેમ હોવા છતાં આવું અધર્મનું કાર્ય તો મારાથી થઇ શકે તેમ નથી તે નથીજ. આપના ઇનામની આ-શાથી હું એક અબળાને દુઃખના દરિયામાં ખેંચી લાવવાને તદ્દન નારાજ છું. મને આપના પિશાચ મંડળનો સરદાર થવાની બિલ્કુલ ઇચ્છાજ નથી. આપ આપના મનને કાબુમાં રાખો અને એક અબળા-પર અત્યાર ગુજારવાના વિચારને માંડી વાળો. આપે અત્યાર સુધીમાં અનેક અબળાઓની લજ્જા લૂંટી છે, અનેકના સતીત્વનો ભંગ કર્યો છે, છતાં શું હજી પણ આપના હૃદયની કામપિપાસા તૃપ્ત થઇ નથી? આપના ઇશ્કના તાબેદાર બનેલા ચંચળ ચિત્તને આપ જરા સમજાવો અને હવે નવા થતાં અધર્મના કાર્યમાં પ્રવેશ ન કરો. જૂઓ, એ ઇશ્ક કેવી બુરી બલા છે તથા તેનાથી કેવું વિપરીત પરિણામ વેઠવું પડે છે એને માટે એક અનુભવી પુરુષ શું કહે છે તે જરા ધ્યાન દઇને સાંભળો:—

“ડાલીએ ખાક ઇશ્કો ઉલફત પર;
ઇસમેં લાખો હુવે હંય ખાના ખરાબ:
પટ પડી હય દુકાન એક તરફ;
ખાકમેં મિલ ગયા હીસાબ કિતાબ.”

માટે આપની એ કુવાસનાને સંયમરૂપ શસ્ત્રથી છેદી નાંખો, હૃદયમાં જાગેલા કામવિકારને મનોબળ રૂપી ભયંકર ભાલાથી ભેદી નાંખો. જો કે હું પણ પિશાચ છું, મારૂં હૃદય પિશાચી ભાવનાથી ભરપૂર છે, છતાં આવું કાર્ય કરવા જતાં મારૂં હૃદય અચકાય છે. મને કોઇ છૂપી શક્તિ આવીને તેમ કરવાની સાફ મના કરે છે. માટે પિશાચનાથ! આપ એ રમાને ભૂલી જાઓ અને મળેલો ઉપભોગ ભોગવવામાં આનંદ માનો. જે કાર્યને ફિરસ્તાઓ ધિક્કારે છે, તે કાર્યને હું પણ ધિક્કારૂં છું અને એટલા પૂરતી મારામાં પિશાચવૃત્તિ ઓછી છે. મારૂં હૈયું મને તે કારસ્થાન કરવાની ના કહે છે, તેથી હું એ કાર્ય તો નહિ કરૂં તે નહિ જ કરૂં."

"હેં આ શું? ફણિધર શેષનાગના મુખમાં અમૃતનો સંચાર? જગદ્‌ભક્ષક અગ્નિમાં શીતળતાનો આભાસ? મારુભૂમિમાં મીઠાં જળનો પ્રવાહ? પિશાચના મુખમાં ધર્મનો આવાસ? આ સર્વ હું શું સાંભળી રહ્યો છું? શયતાન! તને મારા સમક્ષ આવા શબ્દો ઉચ્ચારતાં શર્મ પણ નથી આવતી? અરે! તને તારા મરણની ભીતિ પણ નથી લાગતી? જો શયતાનોના હૃદયમાં દયાનો સંચાર હોત તો જગત્ કદાપિ આવું વ્યાકુળ ન થાત તે નજ થાત! તું તારા કર્મને પણ ન જાણી શકયો? શયતાન અથવા પિશાચોનું કામ દયા દર્શાવવાનું નથી. ધર્મના ધતિંગોમાં ધ્યાન આપવાનું નથી. શયતાનનો કુદરતી સ્વભાવજ જગતને પીડવાનો છે. દુનિયામાં પોકાર કરાવવાનો છે, એ બધી વાતોને તું કેમ ભૂલી ગયો? દયા અને તે આ શયતાન હૃદયમાં? નહિ. નહિ. તું કાયર છે, બાયલો છે. તારા જેવા બાયલા શયતાનને મેં મારા શયતાન સમૂહમાં જોડવાની ભયંકર ભૂલ કરી છે. જા—પાપાત્મા! તું મારી સમક્ષ એક

પણ શબ્દ ન ઉચ્ચારતાં સત્વર મારી આજ્ઞાનું પાલન કરીને મારી પાસે આવી લાગ. જો મારી મધુરી રમાને લાવતાં જરાં પણ વિલંબ ન થવો જોઇએ. તેમ થશે તો તારાં ચૂરેચૂરા થઇ જશે. તારા માંસનું મારૂં પિશાચ મંડળ ભક્ષણ કરશે, તારા લોહીથી મારી ભૂખી ડાકિનીઓ તૃપ્ત થશે."

"હા-કદાચ તેમ થશે તો પણ હું તે કુકર્મ તો નહિજ કરૂં. પાપનો સોબતી તો નહિજ થાઉં? હું તમારાં તે કાળાં કામોને ધિક્કારનારો છું, માત્ર સત્કર્મનેજ સ્વીકારનારો છું." આમ કહીને તેણે થોડીવાર ચૂપ રહ્યા પછી પાછું કહ્યું કેઃ—

"ગુનાહોંકી બની આદમકો જબ તહેરીક હોતી હય;
બુરાઇ વોહ કરેં દોજ.ખ. મેરે નજદીક હોતી હય;
જિનાકારોં સિતમગારોંસે મુજકો સખ્ત નફરત હય;
મેરી આંખોમેં નેક ઔર પારસા લોગોંકી ઇજ્જ.ત હય.

ભલે તમે મારા ટુકડે ટુકડા કરી નાંખો. મને કાપી નાખો, મારા લોહીથી ધરતીને ભીંજાવી દો, પણ હું તે પાપનું કાળું કામ તો કદાપિ નહિજ કરૂં, જીવ જાય તો ભલે જાય, તેની મને જરા પણ પરવાહ નથી. હું મારી ટેકથી ચળનાર નથી."

આ સાંભળીને પિશાચનાથ ક્રોધથી કમ્પી ઉઠયો. તેણે લાલચોળ મુખ કરીને કહ્યું કે;—"નીચ નામર્દ ! હું હમણાંજ તારી આ ઉદ્ધતાઇનું ફળ ચખાડી આપું છું. ધર્મનો પક્ષ તાણનારની કેવી દુર્દશા થાય છે તે તને આ ક્ષણેજ બતાવી આપું છું."

આમ કહીને પિશાચ પતિએ પ્રથમની પેઠે પૃથ્વીપર બે વાર પોતાનો પગ પછાડયો. એટલે તેમાંથી એકદમ બીજા બે પિશાચો

બહાર નીકળી આવ્યા. તેમાંના એક પિશાચને ઉદ્દેશીને તેણે કહ્યું કે;–" પિશાચરક્ષક ! જા આ પાપી પિશાચને આપણા ભયંકરમાં ભયંકર ગણાતા દુર્ગન્ધી કેદખાનામાં લઇ જા અને તેના પર સખ્ત પહેરો રાખ. તેનાપર જુલમ ગુજારવામાં કાંઇ પણ ખામી રાખીશ નહિ. અને મારા આવતાં સુધી તેને કયાંય પણ બહાર જવા દઇશ નહિ. હું આવીને તેને ઘટતી સજા આપીશ તથા મારા કરેલા અપમાનનો પૂરતો બદલો વાળીશ."

પિશાચપતિની આજ્ઞા સાંભળતાંની સાથેજ તે નવીન પ્રકટ થનાર પિશાચ રક્ષક પેલા પિશાચને પોતાની સાથે લઇને જે સ્થળેથી આવ્યો હતો તે તરફ રવાના થઇ ગયો. એટલે પિશાચપતિએ ફરી વાર પગ પછાડયો. આથી પૃથ્વી હતી તેમની તેમ સપાટ બની ગઇ. ત્યાર પછી પિશાચપતિએ બીજા પિશાચને પોતાની પાસે બોલાવીને કહ્યું કે;–" ભૂતનાથ ! તારે આજે મારૂં એક કાર્ય કરી આવવાનું છે."

ભૂતનાથે કહ્યું:–" તાબેદાર તૈયાર છે, ફક્ત આપના હુકમનીજ વાર છે."

ધુમ્રવર્ણ પિશાચનાથે કાંઇક વિચાર કર્યા પછી ભૂતનાથને સંબોધીને કહ્યું કે;–" પ્રિય ભૂતનાથ ! જે રાજા નરેન્દ્રની કન્યા રમાએ મારા મનને અકળાવી દીધું છે, મને છેક વ્યાકુળ બનાવી દીધો છે તેને હું મારી પ્રિયતમા બનાવીને મારા માયામંદિરમાં રાખવાની ઇચ્છા ધરાવું છું, માટે તું ગમે ત્યાંથી તે મનમોહિની મધુરી મેનાને પકડીને મારા પ્રેમપિંજરમાં પૂરી આપ. જો તું મારૂં આ કાર્ય કરીને મને તે રૂપવતી રમા સાથે મેળવી આપીશ તો તને એક સારામાં સારૂં ઇનામ આપીશ અને તે ઉપરાંત મારો મુખ્ય સલાહકાર પણ બનાવીશ."

"આપની એ આજ્ઞાનું પાલન કરવામાં સેવક કોઇ પણ જાતની ખામી આવવા દેશે નહિ." એમ કહીને તે ભૂતનાથ નામક પિશાચ, ધૂમ્રવર્ણના મુખ સ્હામું જોતો ઉભો રહ્યો.

ત્યાર પછી પિશાચનાથે ફરીવાર પૃથ્વીપર પગની ઠોકર મારી એટલે પૃથ્વી ફાટી અને તેમાં પિશાચનાથ સમાઇ ગયો તથા પેલો ભૂતનાથ પણ અદૃશ્ય થઇ ગયો.

---

# પ્રકરણ ૫ મું

---

## ગુપ્ત મંત્ર

"ખુનકી મહેંદી ચડાઓ .ખન્જરે .ખું.ખ્વાર પર;
ઔર જા દો સુ.ર્ખ રંગત જીસ્મે લાલાજારપર;
.હુરકી નજ.ર ટકી હૈ ક.તિલાના વાર પર;
પારસા લોગો કિદા ઇ.સ્મત હય દાર પર.

---

રણધીરસિંહ એક ભયંકર દુર્ગન્ધવાળા કારાગૃહમાં રમાને કેદ કરીને ચાલ્યો ગયો. તેનો છોડો આસ્માનની સાથે વાતો કરતો થોડીવારમાં એક તળાવના કિનારાપર આવી પહોંચ્યો. તે સરોવરનું સુંદર જળ માનસરોવરના માનનો પણ ભંગ કરતું હતું. તેની છેક નજીકમાંજ એક ઘણી ઘટાદાર ઝાડીનું ઝુંડ હતું. રણધીરે તે ભયંકર ઝાડીમાં પણ કોઇ પણ પ્રકારનો ભય રાખ્યા વિના એકદમ પ્રવેશ કર્યો. થોડેક દૂર ગયા પછી તેને એક મોટો દરવાજો મળ્યો. તે દરવાજા પાસે આવીને તેણે કાંઇક ઇશારો કર્યો, એટલે દ્વાર

તરતજ ઉઘડી ગયાં. તેમાં દાખલ થયા પછી એક મંદિરના અંદરના ભાગમાં એક મંડળી જામેલી જણાઇ આવી. તે મંડળીમાં પાંચ પુરુષો અને બીજી બે સુંદર અબળાઓ એકઠી થયેલી હતી. વીરાસનની પૂર્વ દિશામાં મુખ ફેરવીને બે વીર નરો બેઠેલા હતા અને તેમણે પોતાના હાથમાં ખુલ્લી તલ્વારો ધારણ કરલી હતી. વિશાળ લલાટપર ભસ્મનું ત્રિપુંડ શોભા આપી રહ્યું હતું. અને તેમના કંઠમાં વિરાજતી રુદ્રાક્ષની માળા એક પ્રકારની અલૌકિક શોભાનો વિસ્તાર કરી રહી હતી. તેમની આંખો અરૂણના જેવી તેજસ્વી હતી તથા તેમાંથી એક પ્રકારનું તેજ બહાર નીકળીને નવીન આવનાર મનુષ્યના હૃદયમાં ભયનો સંચાર કરવાની ચેષ્ટા કરી રહ્યું હતું. તેમના મુખની આકૃત્તિપરથી તે બન્ને વીર નરો ઘણાજ ચાલાક ચતુર અને બળવાન દેખાતા હતા. તેમનાં નામો અનુક્રમે જવાહિર અને પંડિત **શિવનાથ** હતાં. બીજા બે નરો ત્યાં બેઠા હતા અને પ્રથમ જણાવેલા વીરપુરૂષો સમક્ષ બેસીને તેમની વાતો સાંભળવા માટે આતુર બની ગયા હતા, તેમાંના એકનું નામ રાજકિશોર તથા બીજાનું નામ વલ્લભ હતું. રાજકિશોર શરીરે કદાવર અને શ્યામ રંગનો હતો અને તેણે પોતાની મૂછોના આંકડા વાળેલા હતા. તથા વલ્લભનું કદ ઠીંગણું અને મજબૂત બાંધાનું હતું અને શરીર પણ ઘણુંજ કાળું હતું. આ ચારે પુરૂષોનો ગુરૂ દેવીદત્ત ઉત્તર દિશામાં પોતાનું મુખ ફેરવીને બેઠો હતો. તેણે અત્યારે ઐયારી અથવા ઠગારાનો પોશાક પહેર્યો હતો. તેનો રંગ પણ શ્યામળો હતો અને કદ પણ સામાન્ય હતું. સ્હામે જે બે સુંદરીઓ બેઠેલી હતી તેમાંની એકનું નામ લલિતા હતું અને બીજીનું નામ કમળા હતું. તેમના શરીરનું બંધારણ મજબૂત હતું, કદ બહુજ મોટું પણ

નહોતું તેમજ ન્હાનું પણ નહોતું, સામાન્ય હતું. બન્ને રમણીઓ રંગે ગોરી અને સુંદર હતી. તેમના પોશાકપરથી તે કોઇ દક્ષિણી સ્ત્રીઓ હોય એમ માલૂમ પડતું હતું. એકે પોતાના શરીરને ગુલાબી રંગની રેશમી સાડીથી સુશોભિત બનાવ્યું હતું અને બીજીએ આસમાની રંગથી પોતાનાં કાન્તિમય વપુને શૃંગાર્યું હતું. ભાલ પ્રદેશમાં શોભતા સિંદૂરના ચાંલ્લા સાક્ષાત અરવિંદનો ભાસ કરાવતા હતા. તેમની આકૃતિ અને વાતચીત કરવાના હાવભાવો પરથી એઓ પણ કોઇ ચતુર ચપળાઓ હોય તેમ જણાઇ આવતું હતું. તેમના શરીરની ચેષ્ટાઓ જોતાં સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું કે તેઓ ઠગાઇની વિદ્યામાં પણ ચાલાક હોવી જોઇએ. રણધીરને પોતાની સમક્ષ આવેલો જોઇને તે મંડળીનાં સર્વ નર નારીઓએ ઊઠીને પ્રણામ કર્યા અને પછી પ્રેમપૂર્વક તેને એક સુંદર તથા સ્વચ્છ આસનપર બેસવાનો આગ્રહ કર્યો. સર્વનો બહુજ આગ્રહ જોઇને રણધીરે આસન ગ્રહણ કર્યું.

ત્યાર પછી રણધીરે તેમાંના એક મુખ્ય પુરુષને સંબોધીને કહ્યું કે;–" હૈત્રીદત્ત ! કહો જોઇએ દુશ્મનોના શા સમાચાર છે ? મેં સોંપેલું કામ તમે પૂરું કર્યું કે ? "

હૈત્રીદત્તે ઉત્તરમાં જણાવ્યું કે;–" શું કહું મહારાજ, સમાચાર ઘણાજ માઠા મળ્યા છે. મદનમંજરી અને રામનારાયણને મેં દુશ્મનોનો પત્તો મેળવવા માટે મોકલ્યાં હતાં, પરંતુ તેઓ હજી સૂધી પાછાં આવ્યાં નથી. આથી મને શંકા થાય છે કે કદાચ તેઓ વૈરીઓના પંજામાં સપડાઇ ગયાં હશે અને તેથીજ આવી શક્યાં નહિ હોય. મહારાજ ! આપણા દુશ્મનો બડા ખેલાડી અને ચાલાક છે. તેમની ચાલાકીની એક એક વાત એવી છે કે જે

સાંભળતાંની સાથેજ આપણાં હૈયાં કમકમી જાય તેમ છે. સુંદરસિંહ અને વીરસિંહ એવા ચતુર છે કે તેઓ ગમે તેવા ભયંકર જાળમાંથી પણ આબાદ છટકી જાય તેમ છે. મેં તેમને આપણા બન્દીખાનામાં લાવવાની ઘણી કોશિશો કરી પણ છે બધી અફળ ગઇ છે. દુશ્મનોના ટોળાંની ફરતી કરાવતી, મોહિની તો બડી જાદૂગર હોય તેમ જણાય છે, તે ગમે ત્યાંથી પણ આપણો પતો મેળવી લે છે. હવે આવી હાલતમાં તે દુષ્ટોને આપણે શી રીતે ઠગી શકીએ વારૂ? મેં તેમ છતાં પણ કોશિશો કરવામાં કોઇ જાતની ખામી રહેવા દીધી નથી. પણ મદનમંજરી અને રામનારાયણને અત્યાર સુધી ન આવેલાં જોઇને મને નવાઇ થાય છે.”

“દેવીદત્ત આમ ધારવામાં તમારી ભારી ભૂલ થાય છે. દુશ્મન ગમે તેવો બળવાન હોય તો પણ કપટના શસ્ત્રથી સત્વર હણાઇ જાય છે. જો સીધી રીતે શત્રુઓ ન માને અથવા આપણા દાવમાં ન ફસાય તો પછી કપટની કાતિલ કટારી ચલાવો. પ્રપંચ રૂપ ઢાલને ધારણ કરો અને મયદાને જંગમાં જઇને શત્રુઓનો સંહાર કરો. તેમની મામૂલી ચાલાકી જોઇને આમ હિમ્મત કેમ હારી બેસો છો? મનુષ્ય વિશ્વમાં કયું કાર્ય કરી શકતું નથી. ભૂમિને કંપાવનારા ભૂકંપના આઘાતને પણ જવાબ આપે તેવી બળવાન ઇમારતોનો બનાવનાર મનુષ્ય જ હોય છે. માટે ધીરજ ધરી કાર્ય કરો. કાર્યને પરિણામે વિજય જ છે. જ્યાં સુધી શત્રુઓના શિરોની આહુતિ નહિ અપાય, ત્યાં સુધી મનોહારિણી મેનાતુલ્ય રમા કદાપિ મારા અધિકારમાં આવી શકશે નહિ, માટે છળ, બળ, કે કપટથી પણ તેમના ચૂરેચૂરા કરી નાંખો. મયદાને જંગમાં મરવું એ ખરા મર્દનું કામ છે. નામર્દનું કામ તો કાયરતાથી ભયભીત બનીને પૂંઠ બતાવવાનું છે.

માટે મારા બહાદુર સહાયકો ! તમે તમારાં તરસ્યાં ખંજરોને દુશ્મનોનું ખૂન પીવાડીને શાંત કરો. વીર પુરુષો ! તમારા ચળકતા ભાલાઓથી શત્રુઓનું હૃદય ભેદી શોણિતની સરિતા વહેવડાવો. તમારા આ બહાદુરી ભરેલા કાર્યના બદલામાં હું તમને બધાને ફકીરમાંથી અમીર બનાવીશ. રંકમાંથી રાયની પદવી અપાવીશ. માટે ઉઠો ! કપટનાં બાણુ ચલાવો, પ્રપંચના ધનુષ્યને ધારણુ કરો અને ઠગાઇના મયદાનમાં એકદમ ઝંપલાવો. જેથી તમારૂં નામ પણુ અમર થશે."

"ઠગવિદ્યામાં તમારી નામના અપરંપાર છે, તો તમારે માથે અત્યારે કર્ત્તવ્યનો બોજો પણુ તૈયાર છે. તમારી ઠગાઇથી અનેક નગરીઓનું નૂર નાશ પામ્યું છે. ધનવાનોનું ધન રસાતળમાં ગયું છે, અનેક લલનાઓની લજ્જાનો લોપ થયો છે, તો અત્યારે પણુ તેવીજ બહાદુરી બતાવવાને તૈયાર થાઓ, આખી આલમને બતાવી આપો કે રણુધીર અને તેના સોબતીઓ દુનિયા આખીને ડોલાવવાને સમર્થ છે. તમારા પરાક્રમથી ગમે તેવો પ્રબળ શત્રુ પણુ નષ્ટ થશે, એ ખાતે નિશ્ચિંત રહો. જગતમાં જન્મીને મરવાનું તો સહુને છે, પરંતુ જેઓ બહાદુરી બતાવીને મરે છે તેનું મરણુ જ સુધર્યું ગણાય છે. પ્રપંચની બાજી રચી, કપટતાનો જાળ બિછાવી શત્રુ રૂપ શિકારને સપડાવો અને પછી મારી મધુરી રમાને મારી પાસે લાવી આપો. રમા રૂપની પ્રતિમા છે. તે દુશ્મન મદનને માટે યોગ્ય જ નથી. પુરંદરના મહાલયની મેનકાને માટે મદન જેવાની ઝુંપડી સર્વથા અયોગ્ય છે."

તે મંડળીમાં એકઠાં થયેલાં સર્વ નરનારીઓએ રણુધીરની ઉપર્યુક્ત વાર્તાને પુષ્ટિ આપતાં જણાવ્યું કે;—"અમે અમારા દિલાવર માલિક રણુધીરસિંહના હુકમને બજાવવા માટે દરેક રીતે તૈયાર છે.

તેમની રમાને મેળવવાની જે ઇચ્છા છે તે પણ અમે અમારા જીવના જોખમે પૂરી કરી આપીશું. અમારાથી બનશે ત્યાં સુધી અમે ઘણાજ થોડા વખતમાં શત્રુઓનો સંહાર કરી અમારા માલિકની આજ્ઞાનું પાલન કરી બતાવીશું."

ત્યાર પછી રણધીરે એક જૂદોજ સવાલ પૂછયો કે:–"મદન-મંજરી તથા રામનારાયણ અહીંથી ક્યારે ગયાં છે અને શા માટે ગયાં છે વારૂ?"

દેવીદત્તે જવાબ આપ્યો કે;–"તેઓ ગઈ કાલે પ્રભાતમાંજ અહીંથી દુશ્મનોના પંજામાંથી રમાને છોડાવી લાવવા માટે ગયા છે, પરંતુ હજી સુધી આવ્યાં નથી એ જોઇને અમને બધાને ઘણીજ અજાયબી થાય છે."

રણધીરે કહ્યું કે;–"પણ કદાચ તેઓ દુશ્મનોના પંજામાં ન સપડાતાં બીજા કોઇ કામમાં ગુંથાયાં હશે તો? મને તો એમજ લાગે છે કે આ કારણથીજ તેઓ રોકાઇ ગયાં હશે અને અહીં આવતાં આટલો બધો વિલંબ થયો હશે."

દેવીદત્ત બોલ્યો કે;—હા કદાચ તેમ પણ હોઇ શકે ખરૂં, પ-રંતુ તેમ છતાં પણ આપણે બનતાં સૂધી તેનો પત્તા મેળવવાની ખાસ જરૂર છે."

રણધીરે કાંઇક વિચાર કર્યા પછી કહ્યું કે;—"વારૂ, ત્યારે હવે તમે તેની તપાસ કરવાનો શો બંદોબસ્ત કરવા ધારો છો? તમારી ઇચ્છા શી છે તથા તે સંબંધમાં તમે શા વિચારપર આવ્યા છો?"

દેવીદત્તે ઉત્તર આપ્યું કે;–"હું અને પંડિત શિવનાથ મદનનો ઘાત કરવા જવાના નિશ્ચયપર આવ્યા છીએ. અમે ગમ તે સ્થળેથી

તે પાપાત્મા મદનને પકડી પાડીશું. અને જ્યાં મળશે ત્યાંજ તેને ઠાર કરી નાંખીશું. લલિતા તથા કમલા મોહિનીના તિલસ્મી ગઢની અથવા તો છૂપા ભેદ ભરમોવાળા મહાલયની બધી હકીકત બહુજ સારી રીતે જાણે છે. તેથી તેમને તેની તપાસ કરવાની અમે તેમનેજ ભલામણ કરી છે, એટલે તેઓ પણ અમારી સાથેજ અહીંથી બહાર નીકળવાની છે તથા વૈરીઓના છળથી આપની રક્ષા કરવા માટે રાજકિશોર આપની પાસેજ રહેશે. જવાહિર અને વલ્લભ બન્ને જણા સુંદરસિંહ તથા વીરસિંહની તપાસમાં જશે. મહારાજ! આ પ્રમાણેનો બધો બંદોબસ્ત મેં કરી રાખ્યો છે હવે એમાં આપને જે કાંઇ ફેરફાર કરવાનું યોગ્ય જણાય તેમ કરો. અમે આપની આજ્ઞાને સર્વથા આધીન જ છીએ."

રણધીરે કાંઇક વિચાર કર્યા પછી કહ્યું કે;–" દેવીદત્ત, તમારી આ વ્યવસ્થા મને ઘણીજ પસંદ પડી છે માટે તેમાં કાંઇ ફેરફાર કરવાની કશી જરૂરજ નથી. જાઓ, તમે આરંભેલા કાર્યને પૂરું કરીને સત્વર મને પાછા આવી મળો."

રણધીરની આવી વાર્ત્તા સાંભળીને તે મંડળીના તમામ સભાસદો પોતપોતાને સોંપાયલાં કામો કરવા માટે ત્યાંથી તત્કાળ વિદાય થયાં.



# પ્રકરણ ૬ ઠું

## પરસ્પર ઝગડો

“.ખુન બરસેગા ફલકસે હર કરો દીવારસે,
.ખુન બરસેગા છુરીસે ઔર છુરીકી ધારસે;
.ખુન બરસેગા .જબાને .ખન્જરે .ખુખારસે,
.ખુન ઉબલેગા .જમીંસે .ગારસે કોહસારસે;
.ખુન બરસેગા ઇન્હી હાથોસે ઇસ તલવારસે.”

એક ઉર્દુ કવી

“હાય! હાય!! મારા જેવી અભાગિની અબળા આ દુનિયામાં બીજી કોણ હશે'? મારા જેવું ભયંકર દુઃખ આ સંસારનાં ક્યા પ્રાણીને હશે? મારા પ્રાણથી પણ પ્રિય મદનને આ કાળની કરાળ પ્રતિમારૂપ પાપાત્મા રામનારાયણ મારી નાંખશે અને તેના ઉકળતા લોહીથી તે પિશાચ પોતાના ખંજરને ભીંજાવશે. ઓહ! કેવી ભયાનક કથા! આ ભીષણ દૃશ્યથી મારૂં કાળજું કમ્પી ઉઠશે! જિગરમાં આગ લાગશે અને હૈયું કમ્પી જશે. અરે દુષ્ટ! પ્રથમ તું મારૂં માથું કાપી લે! મારા લોહીથી તારી તલ્વારની તૃષાને છિપાવી લે! પણ મારા મનોમંદિરના પૂજ્યપાદ મદનને ન માર—ન માર! એક અબળાનો આર્તનાદ સાંભળવા છતાં તારા પત્થર જેવા હૃદયમાં દયાનો જરાપણ સંચાર થતો નથી? ઓહ નીચ, હીચકારા! તું મનુષ્ય છે કે રાક્ષસ? તું મનુષ્યત્વહીન મરકટ છે. મોહ મદિરાનું પાન કરવાથી તારી બુદ્ધિ ભ્રષ્ટ

બની ગઇ છે ! અરે શયતાનના શાગિર્દ ! આ સ્વાર્થમય દુનિયાની શર્મ ન રાખ તો કાંઇ નહિ, પરંતુ પ્રેમ પ્રચારક પરમાત્માની તો જરા પણ શર્મ રાખ ! કાળાં કામના કરનાર ! તું શા માટે તત્પર થયો છે ? તને આમ કરવાથી શું માન મળી શકે તેમ છે ? હાય–હાય ! મારાથી મારા હૃદયાધારનું ખૂન થતું શી રીતે જોવાશે ? અરે તેના શરીરમાંથી વ્હેતી રક્તની ધારા જોતાં મારી આંખોની શી દશા થશે ? મારૂં હૃદય એ અત્યાચાર શી રીતે સહન કરી શકશે ? ”

આવો કરૂણ નાદ કોનો હશે એતો અમારા વાંચકો સહજમાંજ સમજી શક્યા હશે. કારણ કે એ સ્વર સર્વનો પરિચિત છે, એટલે તે ન ઓળખી શકાય તેમ તો નથીજ. તેમ છતાં કેટલાકોને વિસ્મરણ થઇ ગયું હોય તો અમે તેમને યાદ આપવા માટે પુનઃ જણાવીએ છીએ કે કરૂણતામય કોમળ સ્વર અન્ય કોઇનો નહિ પણ આપણી પૂર્વ પરિચિતા કોમળ કામિની રમાનોજ હતો. તેની પાસે રામનારાયણ હાથમાં એક ખુલ્લી તલ્વાર લઇને મદનની ગર્દન કાપવાની તૈયારી કરી રહ્યો હતો અને એથી ગભરાઇ જઇનેજ રમાએ ઉપર પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા હતા. તે પાપીએ વીરસિંહને તો મારીજ નાંખ્યો હતો અને અત્યારે મદનની ગર્દન કાપવાની તૈયારી કરી રહ્યો હતો એથી ગભરાઇ જઇનેજ રમાએ ઉપર પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા હતા. રામનારાયણે રમાને અનુલક્ષીને કહ્યું કે;–“ ચૂપ કર નાદાન નારી ! હવે જો એક પણ શબ્દ ઉચ્ચારીશ તો તારી પણ થશે આવીજ ખુવારી. મદનની જાન જશે તે સાથે તારા પ્રાણ પણ નષ્ટ થશે. પણ હા–જો તું મદનને બચાવવા માગતી હો તો હજી એક ઉપાય બાકી છે. તે પ્રમાણે જો તું

કબૂલ થઇશ તોજ આ તારા આશક મદનના પ્રાણ બચી શકશે અને નહિ તો તે સદાને માટે નષ્ટ થશે."

"હા. કહે—કહે. મારા પ્રાણાધારને બચાવવાનો શો ઉપાય છે બાકી? હું તેમને માટે મારૂં શરીર પણ ફના કરવાને તૈયાર છું. તેમને મરણના મુખમાંથી બચાવવા માટે મારો જીવ પણ આપી શકું તેમ છું. મદનની રક્ષા કરવાનો શો ઉપાય છે વારૂ?"

"જો તારે મદનને બચાવવો હોય તો ચૂપકીથી મારી પાછળ પાછળ ચાલી આવ. અને હું કહું તેની સાથે લગ્ન કરવાને તૈયાર થા. જો આમ કરીશ તોજ મદન મુક્ત થઇ શકશે અને નહિ તો પછી આ ક્ષણેજ વિના મોતે માર્યો જશે." રામનારાયણે કહ્યું. "નહિ–નહિ. કદાપિ નહિ. મારાથી તેમ થઇ શકશેજ નહિ. હું આ સર્વાંગ સુંદર મદનને ત્યાગીને તારા જેવા દુષ્ટની સહધર્મિણી નહિ થાઉં તે નહિંજ થાઉં. સતી નારી પોતાના શિરપર આપ-તનું આસમાન તૂટી પડે, દુઃખના ડુંગરો ઢળી પડે તોપણ ભ્રષ્ટ થતી નથી. શું તારા જેવા નરપિશાચ શયતાનની સહધર્મિણી થઇને હું મારા પવિત્ર પાતિવ્રત્ય અને સતીત્વનો ભંગ કરૂં? કદાપિ નહિ. આ આ-કાશ સતીઓના તેજઃસ્થંભપરજ ટકી રહ્યું છે. વાયુ સાધ્વી નારીની પવિત્રતાથીજ વહી રહ્યો છે અને વર્ષાદ પતિવ્રતા પ્રમદાઓના શીલના આકર્ષણથીજ વસુધાપર ખેંચાઈ આવે છે. તું એમ ન જાણતો કે, જીવન જેવી તુચ્છ વસ્તુના લોભમાં પડીને રમા પોતાની પવિત્રતાને વેચી નાખશે. રમાના પગના જૂતા ઉપાડવાનો અધિકાર પણ આ અવતારમાં તને પ્રાપ્ત થવાનો નથી. મેં મારૂં હૃદય મદનને વેચી નાંખ્યું છે, એટલે તેનો અધિકારી મદન સિવાય બીજો કોઇજ નથી.

જો તારી ઇચ્છા મને મેળવવાની હોય તો તું ધુળ ફાકે છે એમજ માની લેજે. પવિત્ર પ્રમદાના શરીરનો સ્પર્શ કરતાં તારા કાળા હાથો બળીને ખાખ થઇ જશે. તારા હૃદયમાં દારૂણુ દુઃખનો દાવાનળ સળગી ઉઠશે. હજી આ વિશ્વ ધર્મહીન થયું નથી. ધર્મનો એક અંશ માત્ર પણુ જ્યાં સુધી ધરાપર રહેશે, ત્યાં સુધી પાપનો ગમે તેટલો પ્રબળ પ્રવાહ હશે તો પણુ તેની કશી અસર થઈ શકશે નહિ. શું તું અગ્નિનું ભક્ષણુ કરીને ભયંકર દગ્ધતાથી બચવાનો છે? શું કુલવધુઓ કુલટા કામિનીના અથવા વેશ્યાના જેવું આચરણુ રાખતી હશે ખરી કે? પાપી પિશાચ! તું તારી આ મહત્વાકાંક્ષાને સંયમના અગ્નિમાં સળગાવી દે. તારી પિશાચવૃત્તિને નીતિરૂપ નવાણુમાં નાંખી દે એટલે તને સારા નરસાનો સારી રીતે ખ્યાલ આવી શકશે. ચાલ દુષ્ટ, તું પ્રથમ મારા પ્રાણુ લઇ લે, પછીથી મદનને મારીને જે કાળાં કામ કરવાં હોય તે કરજે. પણુ યાદ રાખજે કે આ શરી સતીના શાપથી તારે કોઇક કાળે બળીને ભસ્મીભૂત થવાનો પ્રસંગ પણુ આવી લાગશે."

રમાનાં આવાં કઠોર વચનો સાંભળીને રામનારાયણે કહ્યું કે; "કુલટા, દુષ્ટા, જ્યારે તું મારૂં કહેલું નથીજ માનતી, ત્યારે લે હવે તારા હઠનું ફળ પણુ ભોગવ!"

આમ કહીને તેણે પગની એક ઠોકર મારી એટલે પૃથ્વી ફાટી ગઇ અને ત્યાર પછી રામનારાયણ રમાને ઉચકીને તેમાં સમાઈ ગયો પુનઃ પૃથ્વી બંધ થઇ ગઇ.

હવે અમારે અમારા વાંચકોના વાંચનમાં જરા વિઘ્ન નાખીને એટલું તો અવશ્ય જણાવવુંજ જોઇએ કે, રમાપર ઉપર્યુક્ત અત્યાચાર ગુજારનાર વ્યક્તિ તે રામનારાયણ નહિ પણ પ્રથમ જણાવેલા

પાપી પિશાચ પતિનો મોકલેલો એક પિશાચ દૂત હતો. વીરસિંહને મારવાની વાત મૂળમાં સાચું નહોતું પણ તે પિશાચે રચેલી એક પ્રકારની મોહમયી માયાજ હતી. અને એ માયારચિત દસ્ય દેખાડીને તેણે રમાને પોતાના પ્રપંચજાળમાં ફસાવવાનો યત્ન કર્યો હતો. રમાને પૃથ્વી પરથી પાતાળપૂરીમાં લાવ્યા પછી તેણે તેની પોતાની પ્રિયતમા બનાવવાનો વિચાર કર્યો, પરંતુ પિશાચપતિના ભયથી તેનાથી તેમ બની શક્યું નહિ, તેથી તેણે છેવટે નિરાશ થઇને લાચારીથી રમાને પિશાચપતિ પાસે લઇ જવાનો નિશ્ચય કર્યો. આ પ્રમાણે નિશ્ચય કર્યા પછી તે રમાને પોતાની સાથે લઇને પિશાચપતિ પાસે આવી પહોંચ્યો.

રમાએ આંખો ઉઘાડીને જોયું તો પોતાને એક ઘણીજ અજાયબી ભરેલી જગાએ ઉભેલી જોઇ. જે ઓરડામાં તે ઉભી હતી તે ઓરડો ગુમ્બજના સમાન ગોળ હતો અને તેની એક બાજૂએ સંગેમરમરના બે થાંભલા હતા. તે થાંભલાના ઉપરના ભાગમાં તરેહતરેહવારનાં પશુપક્ષિયોનાં વિચિત્ર ચિત્રો ચિતરેલાં હતાં. આસ્માની મખમલની ફર્શપર સોનેરી બુટ્ટા કાઢેલા હતા. એ બે થાંભલાની ઉત્તરમાં બીજા બે થાંભલા હતા. તેની નીચેના ભાગમાં નાની નાની આલમારિયો બનાવવામાં આવી હતી અને જેની ઉપર ચીની, બીલોરી, હીરા, નીલમ, પોખરાજ, માણિક્ય, મુક્તા વગેરે રત્નોનાં રચેલાં ઘણાંજ ચોકખાં વાસણો રાખવામાં આવ્યાં હતાં, તે વાસણોમાં પણ અનેક પ્રકારની તસ્વીરો કાઢેલી હતી અને બીજા બે થાંભલાની વચ્ચે સોનાનાં કમાડ આવેલાં હતાં, એ કમાડના દ્વારમાંથી ચારે તરફ એક સુંદર અને સોહામણો બાગ દેખાતો હતો. બાગની જમીનપર રંગીન પથરની ફર્શ બિછાવવામાં આવી હતી. તે મકાનની બન્ને બાજૂએ સુંદર સરોવર હદું અને તેના કિનારાપર

સેંકડો ફૂવારાનાં જળ આસ્માન સુધી ઉછાળા મારી રહ્યા હતા. બાગની ફૂલશાળી શાખાઓપર બેઠેલાં પક્ષીઓ મધુર અને મનોહર શબ્દ સંભળાવી રહ્યાં હતાં. વચ્ચમાં એક સુવર્ણના હીરા રત્નજડિત સિંહાસનપર પૂર્વોક્ત પિશાચપતિ બેઠો હતો અને તેના જેવાજ સેંકડો હજારો પિશાચો હાથ જોડીને તેની પાછળ ઉભેલા હતા. ત્યાં આગળ રામનારાયણ અને મદન વગેરે કોઇ પણ હાજર નહોતું, પરંતુ તેમની જગ્યાએ એક કુબડો અને કુરૂપો પિશાચ રૂપવતી રમાસુંદરીની પાસે ઉભો હતો.

રમા કે જેણે સ્વપ્નમાં પણ આવું દૃશ્ય જોયું ન હોતું તે આ જોતાંની સાથેજ મૂર્છિત થઇને ધરણીપર ઢળી પડી. પિશાચે મંદ સુગંધ શીતળ વાયુ તથા ગુલાબજળ, કેવડાજળ આદિના ઉપચારોથી એને સાવધ કરી, તો પણ અર્ધ આંખો મીંચેલી રમા વાયુથી હલતા દીપકની જ્યોતિની પેઠે થરથર કંપવા લાગી.

આ જોઇને પિશાચપતિએ તેને ઉદ્દેશીને પ્રેમપૂર્વક સ્વરથી કહ્યું કે;—“ઓ મારી પ્યારી રમા! મારી આશાની દેવી સમાન રમા! તું ડર નહિ, મેં તને અહીં દુઃખ દેવા માટે બોલાવી નથી, પરંતુ પ્રીતિપૂર્વક પ્રસન્નતા મેળવવા માટે તથા એક પ્રકારના અલૌકિક સુખની પ્રાપ્તિ માટેજ તને અહીં લાવવામાં આવી છે. આ ઇન્દ્રના આલયને પણ ભૂલાવે તેવા આવાસમાં રાખીને તને મારી મહારાણી બનાવવાની મારી ઇચ્છા છે. તું ખાત્રીપૂર્વક જાણજે કે, તારા સિવાય બીજી કોઇપણ સુંદરી મારા મનોમંદિરની માલિક થઇ શકશે નહિ. હું તનેજ તેમાં સ્થાપિત કરીશ તથા તારી મધુરી પ્રતિમાનું ધ્યાન ધરતો રહીશ. તારા વાસ્તે મારા પ્રાણ પણ દેવાને તૈયાર છું. માટે તું મારા પ્રેમનો અંગીકાર કર અને તે તુચ્છ મનુષ્યનું વિસ્મરણ

કર. હું અનેક પિશાચોનો પતિ છું, તે માર્ગનો ભીખારી છે. હું અખૂટ દોલતનો માલિક છું, તેની પાસે એક કોડી પણ નથી. મારાથી આખું બ્રહ્માંડ ડોલે છે, તેનાથી કીડી પણ બ્હીતી નથી. હું અતુલ્ય વૈભવોનો અધિકારી છું, તેને રહેવાને ઝુપડી પણ નથી, માટે માન–માન મારી મધુરી માશુક માની જા. એકના પ્રેમનો સ્વીકાર કરતાં તું સ્વર્ગનાં સુખો ભોગવી શકે તેમ છે તો બીજાના પ્રેમનો સ્વીકાર કરતાં દુઃખના દરિયામાં ડુબકાં મારવા પડે તેમ છે. એકમાં સુધાનો સ્વાદ છે, બીજામાં હળાહળનો સંચાર છે. રમા ! પ્રાણવલ્લભા રમા ! તું મને એકવાર તારો ભરથાર બનાવી જો અને પછી જો કે તું કેવાં કેવાં ઉત્તમ સુખોને ભોગવી શકે છે. તું પોતેજ જરા બારીકાથી વિચાર કરી જો કે હું તે પુરૂષથી કેવો સુંદર છું, કેવો શક્તિમાન છું. તે નાદાન નામર્દનું શું ગજું છે કે જે તને મારા હાથમાંથી ફરીવાર મેળવી શકે? ગમે તેમ થાય તોપણ હું તો તને મારી પ્રિયતમાજ બનાવવાનો. આમ કરવામાં મારી બધી દોલત ફના થશે તો તે પણ હું સહન કરીશ, પણ તને તે પાપીના હાથમાં નહિ જવા દઉં તે નહિજ જવા દઉં."

રમાએ ખરેખરી ચંડિકાનું રૂપ ધારણ કરી લાલચોળ આંખોથી કહેવા માંડયું કે;—"કામાંધ, નરકના કીડા ! સહનશીલતાની પણ અમુક હદ હોય છે તે હદને તું ઓળંગી ગયો છે. મને લાગે છે કે, હવે તારા કાળનાં નગારાં ગડગડી રહ્યાં છે, તારાં મોતનાં ચોઘડીયાં વાગી રહ્યાં છે. એક સ્વધર્મપરાયણા સાધ્વી સુંદરી સમક્ષ આવા તુચ્છ અને બિભત્સ શબ્દ બોલતાં તને જરા પણ શર્મ નથી આવતી? અરે પાપનો પ્રચાર કરનારા મનુષ્યદ્રોહી શયતાન ! જો કોઈ સતીનો શાપ લાગશે તો બળીને ખાખ થઇ જઇશ. તું સુંદર છે, રૂપાળો છે, એમ

માનવામાંજ તારી ભૂલ થાય છે. મદમાંસના શરીરમાં તારાં લોચનો આટલાં બધાં આસક્ત કેમ થયાં છે ? જો તારી આંખોને સુંદરતાનું પાન કરવાની ઇચ્છા થઇ હોય તો તેને ફોડી નાંખ, તારી જિહ્વાને જો નહિ સંભાળે તો દંત્યદલની દેવી તેના ટુકડે ટુકડા કરી નાંખશે. એનો જરા વિચાર રાખ. પરદારામાં આસક્તિ રાખનારામાંના ક્યા નરનો બચાવ થયો છે ? કોણે સ્વર્ગનું સુખ ભોગવ્યું છે ? અધમ ! તારી અધમતાનો તેં અવધિ કરી બતાવ્યો છે, પણ ફિકર નહિ. જ્યાં સુધી આ ચામુંડા દેવીની અંશભૂતા રમણીના દેહમાં ચેતન હશે ત્યાં સુધી તારાથી તેને સ્પર્શ પણ નહિ કરી શકાય. તું પાપી છે, એટલે મને પણ પાપમાં પ્રેરવા ઇચ્છે છે. પણ અવિચારી કૂતરા ! મારા શરીરના સ્પર્શથી તારા શરીરમાં સહસ્ત્ર સર્પના વિષની જ્વાળા પ્રકટી ઉઠશે. તારા દેહમાં હજારો વીંછીના દંશનની વેદના ઉપસ્થિત થશે, તેનો તને જરા પણ વિચાર આવે છે ખરો કે ? તને તારી સુંદરતાપર ગ્લાનિ નથી થતી ? મને પ્યારીના નામથી બોલાવતાં લજ્જા પણ નથી આવતી ? અરે દુષ્ટ ! શું રમણીઓની માળા વાંદરના કંઠમાં શોભતી હશે ખરી કે ? રે નરપિશાચ ! મારા જીવતા દેહની આશાને છોડી દે અને તારી કામાંધતાને સુવિચારરૂપ શસ્ત્રથી વિદારી દે. એમાંજ તારૂં ખરૂં કલ્યાણ સમાયલું છે. ”

પિશાચપતિ રમાના આવાં કઠિન તિરસ્કારજન્ય વચનો સાંભળવા છતાં લેશ માત્ર પણ કોપિત ન થતાં ઘણા જ આનંદની સાથે હસતો હસતો કહેવા લાગ્યો કે;—“ વાહ દિલદાર વાહ ! બનાવટી રંજ કરવામાં અને ગુસ્સો પ્રકટ કરવામાં મેં અત્યાર સુધી તારા જેવી ચાલાક ચપળા બીજી કોઇ જ જોઇ નથી. મેં પ્રથમ સાંભળ્યું હતું કે મનોહારિણી માનિનીઓ નિર્દય હોય છે, પણ એ વખતે મને એમાં

જરા શંકા થતી હતી, પણ અત્યારે પૂરતો અનુભવ મળ્યો છે કે, એમાં જરાપણ શંકાનો સંભવ જ નથી. હું ધારૂં છું કે તું કદાચ લજ્જાના યોગે મારા પ્રેમનો સ્વીકાર કરતાં અચકાતી હોઈશ. પણ એમ ધારવામાં તારી ભૂલ થાય છે. હું તારા માટે મારૂં સર્વસ્વ ખુવાર કરવાને તૈયાર છું, માટે તારે લજ્જા ધારણ કરવાનું કાંઇ પ્રયોજન જ નથી. જો પ્યારી! તું નથી જાણતી કે મારામાં કેટલી બધી શક્તિ છે? હું મારી માયાની શક્તિથી તારા તે આશક મદનને ક્ષણ માત્રમાં વાયુના ઝોળાની પેઠે મારી શકું તેમ છું, પરંતુ ફક્ત તારા માટે જ તેમ કરતો નથી. મારી સત્તા એટલી બધી વિશાળ છે કે, મારા પોકારથી આખી ભુમિ કમ્પી જાય તેમ છે. હું સર્વ પિશાચોનો પતિ છું–બાદશાહ છું. કોઈ પણ પિશાચ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકે તેમ નથી. પ્રિયે! ચંદ્રાનને! તારા જેવી ચંદ્રિકાને માટે ચાતક તલપી રહ્યો છે તેની તૃષાનું નિવારણ કર. તું ઉદાર કહેવાય છે તો તે ઉદારતાનો આ પિશાચનાથને કાંઇક પણ પરિચય કરાવ. અત્યાર સુધી તેં મારી પ્રબળતા તથા સત્તા જાણ્યા વિના મારા માટે જે કઠોર વચનો ઉચ્ચાર્યાં છે તેની હું ઉદારતાથી ક્ષમા આપું છું, તો તું પણ મારી ઉદારતાને બદલે તારી ઉદારતા દર્શાવ. પ્રણય સમુદ્રની સ્વામિની! તારા અધિકારમાં અત્યારે પ્રેમનો આખો સમુદ્ર ભર્યો છે, તેમાંથી થોડોક પ્રેમરસ ચખાડીને આ ટળવળતા તૃષાતુરને શાંત કર. હવે તું મારી પ્યારી થા અને મારા કંઠમાં તારી ભુજારૂપ માળાનું આરોપણ કર."

"અરે! કપટી દુરાચારી કામી, આટલું કહેવા છતાં તને જરા પણ બુદ્ધિ ન આવી? તું એક સાધારણ વનમાં ચરી ફરનાર શિયાળવો હોવા છતાં મૃગવિદારક કેસરીની પ્રિયતમા સિંહણીનો સ્વામી

થવા ઇચ્છે છે ? સડેલાં ફળનો ખાનાર એક તુચ્છ ગુલામડો અમર-ફળની આશા રાખે છે ? પણ નહિ—પાપી તારી તે મનોભાવના કદાપિ ફળીભૂત થશે નહિ. તું એક સાધારણ શક્તિથી આટલો બધો ગર્વિષ્ટ બની ગયો છે, પણ તારો તે ગર્વ અવિચળ રહેવાનો નથી. સતીનો સહાયક ગર્વભંજન મધુસૂદન થોડા જ સમયમાં તારા ગર્વના ચૂરેચૂરા કરી નાંખશે. તારા હૃદયમાં વ્યાપેલા અભિમાનને નષ્ટ કરી નાંખશે. જે વસ્તુપર તારો અધિકાર નથી, જેને મેળવવાને તું લાયક નથી, તેને માટે તારા મનમાં આવી તીવ્ર આકાંક્ષા કેમ ઉત્પન્ન થઇ આવી છે ? તું પિશાચોનો પતિ છે તો હું પણ સતી છું. સતીના બળ આગળ પિશાચોનો પતિ તો શું પરંતુ સાક્ષાત્ દાનવ સમુદાયનો ગુરુ શુક્રાચાર્ય પણ અશક્ત બની જાય છે. સતીની વાર લઇને તેની ધરતી માતા પણ ધાઇ આવે છે. તું એમ ન ધારતો કે હું નિરાધાર છું. નિરાધારનો આધાર પણ ઇશ્વર છે. ઇશ્વર સર્વનો સહાયક છે. પિ-શાચ ! જા તું અહીંથી તારાં કાળાં મોઢાંને દૂર કર અને મને અ-હીંથી જલ્દી જવા દે. નહિ તો આ ક્ષણે જ તું બળીને રાખ ખાખ થઇ જશે. ”

“ અફસોસ ! તારી મતિમાં અત્યારે કોઇ ભૂત ભરાયું હોય એમ જણાય છે, નહિ તો તું આવા શક્તિમાન પુરુષનો અનાદર કદાપિ કરે જ નહિ એવી મારી દૃઢ માન્યતા છે. તને હું મારા પ્રાણથી પણ પ્રિય ગણું છું. પરંતુ તારા હૃદયમાં પ્રીતિનો અંશ માત્ર પણ જણાતો નથી. તું પ્રેમહીન પાષાણ છે. તને તારા પોતાના ભ-લાનો પણ વિચાર નથી. શું કરું કે તારી મોહિની મૂર્ત્તિએ મને છેક અંધ બનાવી દીધો છે, નહિ તો તને બતાવી આપત કે પિશાચ-નાથની યાચનાના અનાદરનું પરિણામ કેવું ભયંકર આવે છે. જો તારા

રૂપમાં આવી તીવ્ર શક્તિ ન હોય તો હું તારાં કઠોર વચનોના બદલામાં તારા પ્રાણનો નાશ કરત અને તારા લોહીનું પાન કરીને મારા આ ઉકળતા હૃદયને તૃપ્ત કરત. પણ શું કરૂં લાચાર છું, તારી સુંદરતાનો ગુલામ તાબેદાર છું." આ કહી તેણે એક પિશાચને ઉદ્દેશીને કહ્યું કે;—" કુબ્જક ! આ દુષ્ટને માયાવી કેદખાનામાં કેદ કરીને જીંદગી સુધી ન છૂટી શકે એવો સખ્ત બંદોબસ્ત કરો. જો તે મારી સાથે લગ્ન કરવાને કબૂલ થાય તો જ મારી પાસે તેને લઈ આવજો."

કુબ્જકે રમાને પકડીને એક અંધારા કૂવામાં ફેંકી દીધી.

---

## પ્રકરણ ૭ મું

---

### જ્યાં જૂઓ ત્યાં પ્રપંચ !

---

" નખ્લે ઉમ્મીદ મેરા આહ ન ફુલા ન ફલા;
ચલ ગયા બાદે ખિઝાંકા અભી આકર ઝોંકા;
ગુલશને હસ્તીમેં શાદાબી કે બદલે મરા,
એ ખો બનહીસે હુવા જાતા હય અબ બનતારા;
મુઝકો બેવક્તકે મરનેસે બચાલે બહના;
મોતકે પન્જેસે લિલ્લાહ છુડાલે બહના.

હશ્ર

---

હવે અમો રમાને અહીંજ મૂકીને પુનઃ રણધીરની ઠગાઇની કેટલીક બીના લખીએ છીએ અને તે સાથે લલિતા તથા કમલા નામક ચતુર ચપળાઓની ચાલાકીનો પણ કાંઇક ઇશારો કરીએ છીએ.

તે બન્ને જણીઓએ એક એક ચૂસ્ત પાયજામો પહેર્યો હતો તથા બન્નેના પગમાં આસ્માની રંગના સુંદર મોજાં શોભતાં હતાં. ઝીણી મલમલનાં કુરતાંથી તેમણે પોતાના શરીરને ઢાંકી દીધું હતું. અને મસ્તકપર બન્ને જણીઓએ જૂદાજૂદા રંગના પંજાબી સાફા બાંધ્યા હતા. તે ઉપરાંત મુખપર કોઇ એક પ્રકારનો રોગાન તથા તેલ લગાડીને તેમણે પોતાના મુખનો રંગ એવો બદલાવી નાંખ્યો હતો, કે જે જોતાંની સાથે જ સ્હામા માણસના મનમાં જાણે તે બન્ને જણીઓ કાંઇક બીમાર અને જખમી હોય તેવો ભાસ થઈ આવતો હતો. ઘેરથી નીકળતી વેળાયે તેમણે પોતાનો વેશ બદલવાનો કેટલોક સામાન, બે ખુલ્લી તલ્વારો અને બે પાણીદાર ઘોડા પણ સાથે લીધા હતા.

આ પ્રમાણે પોતાનો પોશાક બદલાવી લીધા પછી તેમજ જોઇતો સરસામાન લઇ લીધા પછી તે બન્ને જણીઓએ માર્ગમાં પોતાનાં નામ પણ ફેરવી નાંખ્યા હતાં. લલિતાએ પોતાનું નામ કિશોર રાખ્યું હતું અને કમલાએ 'મોહન' એવું ઉપનામ ધારણ કર્યું હતું.

રસ્તે ચાલતાં ચાલતાં પ્રથમ કિશોરે કહ્યું કેઃ—મોહન ! જો ચપળા ( મોહિની ) નો પત્તો અત્યારે મળી જાય તો કુમાર ( રણધીરસિંહ ) આપણાપર કેવા પ્રસન્ન થાય વારૂ ?"

મોહને ઉત્તર આપ્યું:—"ચપલાનો ભેદ અનાયાસ જ મળી આવે તો તેમાં કાંઇ અચંબો પામવા જેવું નથી. પણ ચાલો પ્રથમ આપણે મડદાંના મંદિર ( મોહિનીના તિલસ્મી અથવા ભેદભરેલા

મહેલ ) નો પત્તો તો મેળવી આવીએ. મારા ધારવા મૂજબ ત્યાંથી તમામ જાતની બાતમી મળી આવશે."

કિશોરે કાંઇક વિચારીને કહ્યું કે;—"પણ જો મોહન આપણે કેટલા બધા વેળાસર આવી પહોંચ્યા છીએ. દસ કોસનો પંથ તો લગભગ પંદર મિનિટમાં જ આપણે કાપી નાંખ્યો છે. જો આ સ્હામે જણાતી ટેકરીપરજ મોહિનીનો તે ભેદભરેલો મહાલય તથા તેનો દુર્ગમ દુર્ગ આવેલો છે અને આપણે અત્યારે ત્યાંજ જવાનું છે."

મોહનલાલે સલાહ કરવાની રીતિથી કહ્યું કે;–"પણ હવે આપણે છૂપાઇને ચાલવું જરૂરનું નથી. આપણે આપણી ખરી ઓળખાણને ન પ્રકટ કરતાં કેવળ મુસાફરોનું સ્વરૂપ ધારણ કરી લેવાની અગત્ય જણાય છે. આમ કરવાથી આપણને કોઇ જાણીતું માણસ પણ ઓળખી શકશે નહિ અને આપણું કામ પણ સરળતાથી સફળ થશે."

બંને જણીઓ ઘોડાપરથી નીચે ઉતરીને પ્રથમ જણાવેલા શિવાલય પાસે આવી લાગી અને પોતપોતાના ઘોડાને તેમણે એક વૃક્ષ સાથે બાંધી દીધા. આ સમયે, અચાનક તેમની નજર બે અજાણ્યાં માણસોપર પડી. એ જોઇને તેઓ માંહોમાંહે બહુજ ધીમે ધીમે આ પ્રમાણે વાતચીત કરવા લાગી:—

પ્રથમ કિશોર નામધારક લલિતાએ પોતાની સોબતી મોહન નામ ધારક કમલાને ઉદ્દેશીને કહ્યું કે;–"જો, સ્હામેથી પેલા બે પુરુષો આવતા જણાય છે. મને લાગે છે કે તે મદનના ઠગારા જાસૂસોજ હશે, માટે કાંઈ પણ ગફલત થવા ન પામે તેની ખાસ સાવચેતી રાખજે. મામલો કટાકટીનો છે. આપણા જીવ પણ જોખમમાં આવી પડ્યા છે, માટે બધી બાબતોનો વિચાર કરીને આગળ પગલું ભરજે, પણ લપસી ન જવાય તેની સંભાળ રાખજે. મદનના જાસૂસો બડા

ચાલાક અને ખેલાડી છે, તેમને દગાબાજી કરતાં જરા પણ વાર લાગતી નથી. માટે ચેતીને ચાલજે."

મોહને જવાબમાં જણાવ્યું કે;—"કેશવ! એ બાબતમાં તું જરા પણ ફિકર રાખીશ નહિ. આ મોહન નામને ધારણ કરવાવાળી કમલા કાંઇ કાચીપોચી નથી કે જે તેવા નાદાન જાસૂસોથી ઠગાઇ જશે. પ્રથમ તો હું તેમનેજ પાણી પાઇશ એટલે તેઓ મને શું કરી શકશે? હું મારા જીવના જોખમે તેમને પહોંચી વળીશ. પણ હવે એ વાતને બંધ કર કારણ કે તે લોકો છેક આપણી નજીકમાં આવી પહોંચ્યા છે, તેથી જો કદાચ આપણને ઓળખી જશે તો આપણે પાછાં મોટી આફતમાં સપડાઇ જઇશું."

આ સમયે માર્ગે ચાલનારા એ મુસાફરોમાંના એક મુસાફરે પોતાના બીજા એક સોબતીને ઉદ્દેશીને કહ્યું કે;—"સુંદરસિંહ! આપણી રચેલી બધી બાજી ઊંધી વળી ગઈ. હાય! આપણી બધી મહેનત ધૂળમાં મળી ગઇ. હવે આપણે શું કરીશું વારૂ?"

સુંદરસિંહે કહ્યું કે;—"આમ નિરાશ થવાનું કાંઈ કારણ?"

વીરસિંહે દિલગીરી દેખાડતાં કહેવા માંડયું કે;—"અફસોસ! કે રમા આપણા હાથમાં ન આવતાં દુશ્મનોના હાથથી પણ ચાલી ગઇ. જો કદાચ દુશ્મનોના હાથમાં આવી હોત તો કોઈ ચાલાક ઠગારા અથવા જાસૂસ દ્વારા પણ તેને છોડાવી શકત, પણ હવે એ આશા રાખવી પણ વ્યર્થ છે. હાય! તેને ઉપાડી જનાર પાપાત્માનો પતો ક્યાંથી મેળવી શકાશે? આપણે તેનું નામ સાંભળ્યું નથી અને ઠેકાણું પણ જોયું નથી, તેના હાથમાંથી રમાને શી રીતે છોડાવી શકીશું? અરેરે! રમાના વિયોગથી બિચારા મદનની શી દશા થશે? સુંદરસિંહ! આપણે હવે તે દુનિયાની અપ્સરા રમાને ક્યાંથી શોધી કાઢીશું? તેને પાપીઓના પંજામાંથી છોડાવવાની શી વ્યવસ્થા કરીશું?"

સુંદરસિંહે પણ તેવાજ ઢીલા અવાજે જવાબ આપ્યો:—" વીરસિંહ ! મને લાગે છે કે હવે આપણાપર આપણો દૈવજ રૂઠયો છે, નહિ તો આપણી આટલી બધી મહેનત બરબાદ જાય ખરી કે ? આપણે કરીએ છીએ કાંઇ અને પરિણામ પણ કાંઇક જૂદુંજ આવે છે. આ સર્વ આપણા કમનસીબનો ફેર છે અથવા તો આપણી નિરાશાનાંજ સ્પષ્ટ ચિન્હ છે. પણ હા—તમે રમાને લઈ જનાર માણસને બરાબર ઓળખ્યો હતો ખરો કે ? કદાચ તે પાપાત્મા રણધીરનો કોઇ દુષ્ટ ઠગારો સોબતી હોય નહિ ! "

વીરસિંહે કહ્યું:—" નહિ. નહિ. મને ચોક્કસ ખાત્રી છે કે તે રણધીરના પક્ષનો માણસ નહોતો, પણ બીજા કોઇ સમુદાયનોજ સોબતી હતો. શું સર્વ ઠગારાઓમાં મુખ્ય ઠગ ગણાતા અને ચાલાક ખેલાડીના નામથી ઓળખાતા આ વીરનર વીરસિંહની આંખમાં ધૂળ નાંખીને રણધીરનું કોઇ પણ મનુષ્ય રમાને લઇ જઇ શકે ખરૂં કે ? કદાપિ નહિ. હું તેના તમામ જાસૂસો તથા ઠગોને ઘણીજ સારી રીતે ઓળખું છું, એટલે મને પક્કી ખાત્રી છે કે રમાને લઇ જનાર મનુષ્ય કોઇ જૂદાજ મંડળનો હતો. "

આ સાંભળી સુંદરસિંહે કાંઈક વિચાર કર્યા પછી કહ્યું કે:— " ત્યારે તે કોઇ દાનવ અથવા પિશાચજ હશે. શયતાન સિવાય આવું સાહસી કામ બીજા કોઇનાથી કદાપિ બની શકેજ નહિ. હશે ગમે તે હો, પણ આપણે રમાનો પત્તો તો અવસ્ય મેળવવોજ જોઇએ. પિશાચના પંજામાંથી એ મધુરી રમાને છોડાવી લાવ્યા સિવાય આપણો છૂટકો થવાનો નથી. આપણે જે કાર્ય માથે લીધું છે ને ગમે તે બનખમે પૂરૂં કરી આપવું એ આપણી સહુથી પહેલી ફરજ છે. જો આપણે કાયર થઇને બેસી રહીશું તો બિચારા મદનની શી સ્થિતિ થશે

તે તો તમે જાણોજ છે. એટલે જીવ આપીને પણ આપણે તેની પ્રિય પ્રતિમા રમાને લાવી આપવી જોઇએ."

**વીરસિંહ** બોલ્યો કે;—"હા કદાચિત્ તેમજ થયું હશે. તેમાં જરા પણ શંકા નથી. કોઇ પિશાચ અથવા તો શયતાનજ રમાને ઉપાડી ગયો હશે. સાધારણ મનુષ્ય મારા હાથમાંથી તે મોહક મૂર્ત્તિને લઇ જાય એવું કદાપિ બનેજ નહિ."

સુંદરસિંહે ખેદની સાથે કહ્યું કે;—"હાય! ત્યારે તો ભયંકર અનર્થ થયો!"

એવામાં **વીરસિંહ**ની દૃષ્ટિ પૂર્વોક્ત બન્ને વ્યક્તિઓ તરફ પડી એ જોઇને તેણે સુંદરસિંહને કહ્યું કે;—"બસ હવે ચૂપ કરો! જૂઓ પેલા બે પુરુષો દુર્ગના દ્વારપર જઇ પહોંચ્યા છે. કદાચિત્ તે કોઈ ઠગારા હોય એમ મને જણાય છે માટે આપણે પ્રથમ તેની તપાસ કરવાની ખાસ જરૂર છે. જો તેઓ આપણી વાતચીત સાંભળી જશે તો પછી આપણા હાથમાંથી છટકીને તે બન્ને જણાં ક્યાંક ન્હાસી જશે અને આપણી ધારણા મનમાંને મનમાંજ રહી જશે. માટે ધીમે ધીમે ચાલ્યા આવો અને તેઓ શું કરે છે તે જોતા આવો."

સુંદરસિંહે કહ્યું કે;—"તેમની આકૃતિ પરથી તો તેઓ કોઇ પરદેશી હોય તેમ જણાય છે."

**વીરસિંહ** બોલ્યો:—"જે તે હશે તેની હમણાંજ ખબર પડી જશે."

આ પ્રમાણે માંહેમાંહે વાતચીત કરતા તેઓ બન્ને પેલા શિવાલય પાસે આવી પહોંચ્યા અને ઘોડાપરથી નીચે ઉતરી પડ્યા.

આ જોઇને **કિશોરસિંહે** કહ્યું કે;—"આવો ભાઇ પધારો અને જરાવાર આરામ લ્યો. લાંબી મુસાફરી કરવાથી તમે બન્ને જણા બહુ

જ થાકી ગયા હો તેમ જણાય છે તો જરાવાર બેસીને આ શીતળ છાયામાં આરામ લ્યો. પછીથી આપણે બધા આનંદથી વાતચીત કરતા આગળ ચાલ્યા જઇશું."

વીરસિંહે કહ્યું કે;—"ના ભાઇ, અમારે ઘણુજ ઉતાવળના કામ માટે બહુ દૂર જવાનું હોવાથી અત્યારે અમારાથી એક મિનિટ પણ રોકાવાય તેમ નથી. પણ કૃપા કરીને માત્ર એટલુંજ જણાવો કે આ નિર્જન વનનો વિસ્તાર લગભગ કેટલાક ગાઉમાં આવેલો છે વારૂ?"

મોહને જવાબમાં જણાવ્યું કે;—"ભાઇ! અમે શી રીતે જણાવી શકીએ વારૂ? તમે જેવા મુસાફર છો તેવાજ અમે પણ મુસાફર છીએ. અમે હજી પહેલવહેલાજ આ વનમાં આવ્યા છીએ એટલે અહીંના તમામ સ્થાનથી છેક અજાણ્યાજ છીએ."

સુંદરસિંહે મોહનને ઉદ્દેશીને પૂછ્યું કે:—"તમારૂં નામ શું છે વારૂ?"

મોહને જવાબ આપ્યો:—"મારૂં નામ મોહન છે અને મારા આ સોબતીનું નામ કિશોરસિંહ છે." સુંદરસિંહે પૂછ્યું:—"પણ હવે તમે કઈ તરફ જવાની ઇચ્છા ધરાવો છો વારૂ?"

મોહને જવાબમાં જણાવ્યું કે;—"અમે અમારી જન્મભૂમિ ભરતપૂર તરફ જવા ઇચ્છીએ છીએ. અહીં અમે રત્નપૂરના રાજાને ત્યાં નોકરીપર હતા, પણ અત્યારે કેટલાંક જરૂરી કામ પ્રસંગે રજા લઇને અમારા ઘર તરફ જઇ રહ્યા છીએ. ઘણા દિવસ નોકરી કરવાથી મન પણ કંટાળી ગયું હતું અને અમારી રજા પણ ચઢી હતી, આથી અમે હવે ફક્ત રજા ભોગવવા માટેજ જઇએ છીએ."

મોહને જવાબ આપ્યો કે,—"જી હા. ચાર છ દિવસ થયાં અમારાં બન્નેના શરીરમાં સહજ જ્વર આવી જાય છે તેથી અમારા

મુખ ફીકાં પડી ગયાં હશે જ અને એ કારણથી પણ અમે અમારી નોકરીપરથી રજા લઇને દેશ તરફ જઇએ છીએ."

વીરસિંહે કહ્યું કે;–"જોઉં, જરા તમારી નાડી બતાવો તો હું તમને હમણાં જ એક એવી દવા આવું છું કે જેનું સેવન કરવાથી તમારો જ્વર તરતજ ઉતરી જશે અને તમારી બધી બીમારી માત્ર એક પળવારમાં મટી જશે. જોઉં તમારો હાથ લાવો તો–"

આમ કહીને વીરસિંહ મોહનની નાડી જોવાને જરા નીચો નમ્યો, એવામાં કિશોરસિંહે પોતાના ખીસામાંથી એક શીશી કાઢીને તેમાંથી બેહોશી દવા બહાર કાઢી. વીરસિંહ તથા સુંદરસિંહનું ધ્યાન ફક્ત મોહન તરફજ હોવાથી તેઓ કિશોરસિંહની આ ચાલાકી જોઈ શક્યા નહિ. જેવો વીરસિંહે મોહનનું કાંડું પકડીને નાડી જોવાનો ડોળ કર્યો તેવામાં કિશોરે ચાલાકીથી તેની નજીકમાં જઇને પેલી બેહોશીની દવા બહાર કાઢી તથા અવસર મળ્યો કે તરતજ તે દવા વીરસિંહના નાક પર ફેંકી દીધી. હવામાં શ્વાસોચ્છ્વાસ લેવાથી તે દવા વીરસિંહના નાકમાં પેસી ગઇ અને તેથી તે થોડીવારમાં બેભાન બની ગયો તથા મૂર્ચ્છિત થઇને પૃથ્વીપર ગબડી પડયો. એવામાં મોહને પોતાનો ખેસ લઇને સુંદરસિંહના ગળામાં નાખી દીધો અને તેને પણ પેલી બેહોશીની દવાથી બેભાન કરવાનો નિશ્ચય કર્યો, પરંતુ એવામાં એના સૌભાગ્ય યોગે એક વ્યક્તિ આગળ આવી ચઢી આથી મોહનની મહેનત બરબાદ ગઈ.

તે આવનાર વ્યક્તિએ દૂરથીજ બૂમ પાડીને કહ્યું કે;–"સુંદરસિંહ! સાવધાન!! રણધીરના ઠગારા તને બેભાન કરવાની કોશિશ કરી રહ્યા છે!!! જો જે વખતે તેમની દગાબાજીમાં ન સપડાઇ જતો! એ બડા ચાલાક, ધૂર્ત્ત ઠગારા છે માટે સાવધ રહેજે!"

આ પૂર્વોક્ત વાક્ય અકસ્માત્ સંભળાયાં અને તેની સાથે તરત્તજ મદનના ઠગારાનો સરદાર બાબુચંદ્ર પણ ઘોડો દોડાવતો દોડાવતો ત્યાં આગળ આવી પહોંચ્યો. આ સમયે તેનું મસ્તક તદ્દન ઉઘાડું હતું. તેના શરીરનું કદ લાંબુ હતું, રંગ ગોરો હતો અને આકૃતિ સાધારણ હતી. તેના રંગ ઢંગ પરથી તે ઘણોજ ચતુર દેખાતો હતો. તે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના એકદમ ઉતાવળો ઘોડાપરથી નીચે ઉતરી પડ્યો અને પછી તેણે જબર્દસ્તીથી મોહન તથા કિશોર બન્નેને એક જાતની દવા સૂંઘાડીને બેભાન કર્યા.

ત્યાર પછી તે બાબૂ સાહેબે સુંદરસિંહને ઉદ્દેશીને કહ્યું કેઃ–સુંદરસિંહ! પ્રથમ મોહિની પાસે જઇશું કે આ બન્ને દુષ્ટોને કારાગૃહમાં પૂરી આવીશું વારૂ?"

સુંદરસિંહે એક પ્રકારની દવાથી વીરસિંહને હોશમાં લાવીને જવાબ આપ્યો કેઃ–"મારી ઇચ્છા તો પ્રથમ મોહિની પાસે ગયા પછી જ આ પાપીઓને કારગૃહમાં લઇ જવાની છે."

પછીથી તેમણે ત્રણે જણાએ મળીને કિશોર તથા મોહનની એક ગાંસડી બાંધી અને પછી તેને એક ઘોડાપર રાખીને તેઓ પોતપોતાના ઘોડાપર સ્વાર થયા. વીરસિંહ તે ગાંસડીવાળા ઘોડાની લગામને પોતાના હાથમાં રાખી લીધી. આગળ આગળ સુંદરસિંહ તથા વીરસિંહ પેલી ગાંસડી લઇને ચાલતા થયા અને તેમની પાછળ પાછળ બાબુસાહેબ ચાલવા લાગ્યા. તેઓ પહેલાંની માફક તે ભેદભરેલા મહેલનું તાળું ઉઘાડીને જ્યાં મોહિની બેઠી હતી ત્યાં આવી પહોંચ્યા. મોહિનીના બેઠકખાનાની અમે આ પહેલાં જ બધી બીના જણાવી દીધી છે એટલે અત્યારે તેનું પુનરાવર્ત્તન કરવાની અમને જરૂર જણાતી નથી. અત્યારે જે મહેલમાં મોહિની બેઠી હતી તેનો દેખાવ

કાંઈક જૂદા જ પ્રકારનો હતો. તેની એક તરફ મંત્રિપુત્ર મદન પોતાના ડાબા કર કમલ પર સુંદર ગાલ રાખીને ચિંતાસાગરમાં ડુબતો ગોથાં ખાઇ રહ્યો હતો, તેની છેક નજીકમાં જ મનમોહની મોહિની એક સુંદર ગુલાબી સાડી પહેરીને બેઠી હતી. મોહિની સમક્ષ ચાર નવયુવક બેઠેલા હતા અને તેમના લલાટમાં લાલચંદન તથા કંઠમાં રૂદ્રાક્ષની માળા શોભાયમાન થઈ રહી હતી, તે ચારે યુવકોએ પોતાની સ્હામે એક એક ભરેલી પિસ્તોલ રાખી હતી તથા કમ્મર પર કુટિલ કટારો લટકાવેલી હતી. શરીરપર અર્ધીબાંયોનું કસકસતું અંગરખું અને તેવો જ કસકસતો એક પાયજામો પહેર્યો હતો. આ પરથી જણાતું હતું કે તેઓ ચારે જણા સુંદરસિંહ તથા વીરસિંહના કરતાં કોઇપણ રીતે ઉતરે તેમ નહોતા. તેઓ ખરા મર્દ હોય એમ તેમનું ચળકતું મુખ જ બતાવી આપતું હતું. તેમનાં લાલ લાલ નયનોમાંથી ભયાનક રસ ટપકી રહ્યો હતો. સહજ વક્ર ભ્રૂયુગલ તથા ભયાનક ભાવથી ઉંચા ચઢાવેલા મૂછોના આંકડા તેમના પરાક્રમનો પરિચય કરાવી આપતા હતા. તેની સાથે ને સાથે જ બળ, પરાક્રમ, સાહસ અને ધીરજ તથા ચતુરતા પણ પ્રકટ થઈ રહી હતી. તેઓ ચારેની અવસ્થા લગભગ બીસ વીસ બાવીસ બાવીસ વર્ષની હોય એવું અનુમાન કરી શકાતું હતું. તેમનો રંગ સહજ ગોરો હતો, પણ અમારાથી તે લોકોના રંગના સંબંધમાં કાંઈ નક્કી કહી શકાતું નથી, કારણ કે તે વેશધારક, ઠગારા તથા ખેલાડી લોકોનો રંગ સર્વદા એક પ્રકારનો રહેતો નથી. કોઈ વેળાયે તેઓ સફેદ રંગ ધારણ કરે છે તો કોઈ વખત કાળા કલપથી પણ પોતાનું મુખ કાળું બનાવે છે એટલે તેમનો રંગ સદા જૂદા જૂદા પ્રકારનોજ રહ્યા કરે છે, તેમનાં ચારેનાં નામ અનુક્રમે પંડિત વ્રજભૂષણ, બાળકરામ, શ્યામલાલ અને રઘુનંદન હતાં. અસ્તુ.

એવામાં સુંદરસિંહ, વીરસિંહ અને બાબુસાહેબ પણ એ મંડળીમાં સામેલ થયા. પ્રણામ તથા કુશળ પ્રશ્નની ક્રિયા થઇ રહ્યા પછી તેમનામાં આ પ્રમાણે વાતચીત થવા લાગી.

પ્રથમ **શ્યામલાલ** નામક એક યુવકે **વીરસિંહને** ઉદ્દેશીને પૂછ્યું કે;—"કેમ **વીરસિંહ**! રમાનો કાંઇ પણ પતો મળ્યો કે? વારૂ તે અત્યારે કોના સપાટામાં સપડાઇ છે?"

**વીરસિંહે** જવાબ આપ્યો કે;—"પતો તો શું પરંતુ મેં સાક્ષાત્ રમાને મારા કબ્જામાં લીધી હતી.

આ સાંભળીને **મદન** વચ્ચમાંજ બોલી ઊઠયો કે;—"ભાઇ, કહો-કહો જલ્દી કહો કે મારી પ્રાણ પ્યારી, હૃદયવિહારી, મૃગલોચની મેના મધુરી રમા ક્યાં છે વારૂ?!'

"મહારાજ! શું કહું? કહેતાં મારી જીભ પણ કંપી જાય છે. મારી કરેલી બધી મહેનત બરબાદ ગઇ છે. મારા હાથમાંથી કોઇ એક પિશાચ આપની પ્રાણપ્રતિમા રમાને બળાત્કારે લઇ ગયો છે, મેં રમાને બચાવવા માટે મારાથી બનતી ચેષ્ટા કરી હતી, પરંતુ તેમ છતાં પણ મારૂં કાંઇ વળ્યું નથી. આજે આપની સમક્ષ આવું કલંકિત મુખ બતાવતાં મને એક પ્રકારની લજ્જા ઉત્પન્ન થાય છે. કોઇ એક વિદ્વાને ખરૂંજ કહ્યું છે કે;—**भाग्यफलानि सर्वत्र उद्योगानैव केवलम्** અર્થાત્ કે ભાગ્ય વિના કેવળ ઉદ્યોગ કાંઇ પણ કરી શકતો નથી. મનુષ્ય અનેક યત્નો કરે, પરંતુ જો ભાગ્ય ન હોય તો તેનું પરિણામ શૂન્યજ આવે છે. આવાં દૃષ્ટાંતો દુનિયામાંથી અનેક મળી આવે છે," વીરસિંહે કહ્યું.

"પણ આથી તું કહેવા શું માગે છે? જે કાંઇ બન્યું તે સ્પષ્ટ જણાવી દેને કે જેથી ઝટ લઇને ઝગડો છૂટે. સાફ સાફ કહેતાં

તને શું થાય છે કે આમ ગોટાળા વાળી રહ્યો છે. જે બનાવ બન્યો હોય તે જલ્દી જણાવ એટલે તરતજ તેના ઉપાય કરવામાં આવે." શ્યામલાલે સહજ ગુસ્સાના આવેશમાં આવીને કહ્યું.

આ સાંભળીને વીરસિંહે રમાને મેળવવાનો તથા પોતાના હાથમાંથી બીજાના હાથમાં જવાનો આદિથી અંત સુધીનો બધો વૃત્તાંત ધીમે ધીમે કહી સંભળાવ્યો.

આથી મદને એક ઊંડો નિઃસાસો નાંખીને કહ્યું: " હાય ! હૃદયવલ્લભા ! તારી આ શી દુર્દશા થઈ. તારા વિના મને એક ક્ષણ પણ ચેન પડશે નહિ. અરેરે મારી મોહિની માનિની ! તારા વિના મારાથી હવે કેમ કરીને જીવી શકાશે. હાય અફસોસ ! પાછો મદન પોતાના મનમાંજ કહેવા લાગ્યો કે:—

અરે ઓ મોહિની મારી દશા આ શી થઇ તારી;
ગઇ તું ક્યાં અરે ચાલી મધુર આનંદ દેનારી.
હૃદયમાં લાહ્ય છે લાગી વિયોગે હાયરે પ્યારી;
કરી કોણે પ્રિયા તારી અરેરે ! આમ ખુવારી. "

આમ પોતાના મનના ઉભરાને મનમાંજ દબાવ્યા પછી મદને પુનઃ બાબુસાહેબને ઉદ્દેશીને કહ્યું કે:—" બાબુસાહેબ ! આપે ક્યા કામમાં સફળતા મેળવી વારૂ ?"

બાબુસાહેબે જવાબમાં જણાવ્યું કે:—" આપને અહીં મળી ગયા પછી હું સર્વત્ર ફરવા મંડ્યો હતો. મેં એક ઘડીનો આરામ લીધા વિના દુશ્મનોની તપાસ ચલાવવા માંડી હતી. એવામાં ફરતાં ફરતાં સંયોગવશ રણવીરના બે જાસુસો વચ્ચે થતી વાતચીત મારા સાંભળવામાં આવી ગઇ. તેઓ આ પ્રમાણે વાતચીત કરી રહ્યા હતા:—

એક જણુ પોતાના બીજા સોબતીને સંબોધીને કહી રહ્યો હતો કે;—"જવાહિર ! મને ચોક્કસ ખાત્રી છે કે લલિતા તથા કમલા મોહિનીના તિલસ્મી ગઢની જાણીતી હોવાથી ત્યાંની બધી બાતમી મેળવીને પાછી હમણાંજ આપણા સ્થાનકમાં આવી પહોંચશેઃ"

ત્યારે બીજાએ તેમાં પુષ્ટિ આપતાં જણાવ્યું હતું કે;—શિવનાથજી ! મને પણ તમે કહો છો તેમજ લાગે છે. તેઓ ઘણીજ ચાલાક છે એટલે પોતાના કાર્યમાં અવશ્ય સફળ થઇનેજ તેઓ પાછી આવશે. સ્ત્રીનો અવતાર હોવા છતાં તેઓ ભલભલા મર્દોને પણ પાણી પાઈ દે તેવી ચપળ છે. મહારાજ રણધીરને આવી ચપળ અને ચતુર ખેલાડી સ્ત્રીઓ મળી છે એ પણ તેમના ભાગ્યની એક પ્રકારની પ્રબળતાજ દેખાડી આપે છે. મદનના પક્ષમાં એવી કોઈ ચાલાક ખેલાડી અબળાઓ છેજ નહિ. હા—એક મોહિની નામક અબળા છે ખરી, પણ તે લલિતા તથા કમળાના કારસ્થાનને પહોંચી વળે તેવી તો નથીજ. મને તેમનાં કેટલાંક કામો જોઇને તો ઘણીજ અજાયબી થાય છે કે જે કામ એક બાહોશમાં બાહોશ મર્દ પણ કરવાને નાહિમ્મત બની જાય છે તે કામને તે ચતુરા ચપળાઓ ઘણીજ સહેલાઇથી કરી આપે છે. ખરેખર તેમની તીવ્ર બુદ્ધિને માટે તેમને ધન્યવાદ ઘટે છે."

એ બન્નેની વાતો સાંભળીને મેં વિચાર્યું કે, 'એમને પકડવાથી તે બન્ને દુષ્ટાઓને પકડવાનું કામ ઘણુંજ સરળ થઇ પડશે' આ પ્રમાણે વિચાર કરીને હું એકદમ મારો ઘોડો દોડાવીને ગઢના દરવાજા પાસે આવી પહોંચ્યો. અને તે બન્ને પાપિણીઓના પંજામાંથી સુંદરસિંહ તથા વીરસિંહને પણ બચાવ્યા અને તેમનો બન્નેનો

એક મજબુત ગાંસડી બાંધીને અહીં લઇ આવ્યો. જૂઓ આ ગાંસડીઓ દેખાય છે તે તે હરામજાદીઓનીજ છે."

આમ કહીને બાબૂસાહેબે ગાંસડીઓ છોડી નાંખી અને ગરમ પાણીથી તે બન્નેનાં મુખ ધોઇ નાંખ્યાં જેથી કમલા અને લલિતા સ્પષ્ટ દેખાવા લાગી.

આ જોઇને બાલકરામે કહ્યું કે;–" આ લલિતા બડી બદમાશ ઠગારી અથવા ઐયારા છે. શ્યામલાલ પણ બોલ્યો કે;–" જૂઓને! કેવો પંજાબીનો પોશાક પહેરી લીધો છે.

બાબૂસાહેબે કહ્યું કે;–" હવે વખત ઘણો વીતી ગયો છે. હું ધારૂં છું કે રાતના નવ દસ વાગી ગયા હશે. વારૂ મદન મહાશય! આ બન્ને કેદીયોનો શો બંદોબસ્ત કરવો છે?"

મદને કહ્યું:–" તમે તથા સુંદરસિંહ અત્યારે તેમને ઘણીજ સાવધાનીથી તે તિલસ્મી બંદીખાનામાં લઈ જાઓ અને તેમને બરાબર કેદ કરીને પાછા સત્વર અહીં આવી પહોંચો. પણ જોજો આ બન્ને ચપળાઓ ઘણીજ ચાલાક છે માટે એનાથી બરાબર સાવધ રહેજો. વખતે દગો કરીને તમને પણ બેહોશ બનાવી દે."

બાબૂસાહેબ બોલ્યા કે,–" હાજી. આપનું કહેવું ખરૂં છે, એ કુલટા કામિનીઓ ઘણીજ કપટી અને કારસ્થાની છે માટે એનાથી ચેતીને ચાલવું વધારે સહીસલામતી ભરેલું છે. અમે આપની આજ્ઞા પ્રમાણે એમ બરાબર કેદ કરીને પાછા હમણાંજ આપની સેવામાં હાજર થઇશું, એ બાબતમાં આપ જરા પણ ફિકર ચિંતા કરશો નહિ."

સુંદરસિંહે કાંઇક વિચાર કરીને કહ્યું કે;–" હું પણ બાબૂસાહેબના મતને મળતો થાઉં છું."

"બહુ સારૂં ત્યારે એમજ કરો." કહીને **મદન** તો ત્યાંથી ઊઠીને પોતાના શયનભવન તરફ ચાલ્યો ગયો. અને આ તરફ બાબૂ-સાહેબ તથા સુંદરસિંહ શીઘ્રગામી ઘોડાપર સ્વાર થઇને પ્રથમ જણા-વેલી રીત પ્રમાણે તિલસ્મી ગઢમાંથી બહાર નીકળી આવ્યા. તેમના ઘોડાઓ હવા સાથે વાતો કરતા ઉડવા લાગ્યા. એઓ બન્ને સમયા-નુસાર પોતાના નિર્દિષ્ટ સ્થાપર આવી પહોંચ્યા.

એક ઘણુંજ પુરાણું પીપળાનું ઝાડ હતું, તેની નીચે કેટલાંક લાકડાં પડેલાં હતાં, તે વીણી લાવીને સુંદરસિંહે આગ સળગાવી તથા પોતાની પાસેની કાંઈક સફેદ અને સુગંધિત વસ્તુ તે સળગતી આગમાં નાંખી અને પછી ધીમે ધીમે કાંઈક મંત્રનો ઉચ્ચાર કર્યો જે મંત્ર બાબુસાહેબે સુગમતાથી સાંભળી લીધો. ત્યાર પછી તરતજ પૃથ્વી ફાટી અને ચોખૂણુ શિલા બહાર નીકળી આવી અને પાછી સરકી પડી. પછીથી એક ખાડો દેખાયો જે ખાડામાં નીચે ઉતરવાની સીડીઓ બનાવવામાં આવી હતી. તે સીડી પરથી નીચે ઉતરતાં ચારે તરફ ભયંકર અંધકારને અંધકારજ જણાતો હતો. અંદર આવ્યા પછી સુંદરસિંહે એક ફાનુસ સળગાવ્યું એથી એનો પ્રકાશ પડવાથી અંધકારનો પડદો દૂર થયો, પરંતુ ક્યાંય પણ કોઇ દરવા-જો દેખાયો નહિ. ચારે બાજૂએ દીવાલોને દીવાલોજ ઘેરાયલી હતી. પરંતુ એક દરવાજાને તેમાંની એક દીવાલમાં એવી બારીકીથી ગોઠ-વવામાં આવ્યો હતો કે અજાણ્યા માણસથી તો ત્યાં દરવાજો છે એવું અનુમાન પણ કરી શકાતું નહોતું. પાસેજ એક નાની જેવી કળ લગાવેલી હતી જેના દબાવવાથી તે દરવાજાનું જોડાણ ધીમે ધીમે જાદું પડી જતું હતું અને છેવટે બે માણસ એક સાથે જઇ શકે તેટલી જગ્યા પણ થઇ જતી હતી. તે દરવાજામાંથી અંદર ગયા પછી સંગે-

મરમરનો ગોળ ચબૂતરો તેઓના જોવામાં આવ્યો, તે ચબૂતરાપર પણ ગોળાકારમાં કાળા પત્થરની કુરસીઓ ગોઠવવામાં આવી હતી. અને એ કુરસીઓના મધ્ય ભાગમાં એક બનાવટી સવાર ઉભેલો હતો, તેના એક હાથમાં તલ્વાર તથા બીજા હાથમાં અર્દ્ધચંદ્રકાર કોઇ એક સફેદ વસ્તુ હતી કે જે અંગારાની પેઠે ચકચકી રહી હતી. પાસેજ લોઢાનું ધનુષ્ય અને બાણ પડેલું હતું. સુંદરે તે ધનુષ્યબાણ ઉપાડી તે અર્ધચંદ્રકાર સફેદ વસ્તુપર નિશાન તાક્યું, આથી અકસ્માત્ એ ચબૂતરો પોતાની જગ્યાએથી હઠી ગયો અને તેની જગ્યાએ એક અંધારો કૂવો પ્રકટ થયો. સુંદરસિંહે તે અંધારા કૂવામાં કમલા તથા લલિતાને કોઇક દવાથી હોશમાં લાવીને ધકેલી દીધી.

ત્યાર પછી બાબુસાહેબે કહ્યું કેઃ—" સુંદરસિંહ ! મદનરંજની તથા રામનારાયણની પણ થોડીક ખબર લઇ લ્યો. વખતે તેઓ અસહ્ય દુઃખના માર્યા યમલોકમાં પહોંચી ગયાં હોય નહિ અથવા તો કાળદેવના પરોણા બની ગયા હોય નહિ. જો તેમ થશે તો આપણાપર એક પ્રકારનું કલંક ચઢશે અને લોકોમાં આપણી નિંદા થશે. પકડી લાવેલા દુસ્મનને મારવો એ પણ એક પ્રકારનું મહાપાતક છે. એવા ચાલાક ઠગોને બહુજ ભયંકરતા દેખાડીને મારી નાંખવાનું મને ઠીક લાગતું નથી."

સુંદરસિંહ આ સાંભળીને વિચારમાં પડી ગયો. તેણે કેટલીક વાર સૂધી કાંઇક વિચાર કર્યા પછી કહ્યું કેઃ "બાબૂ સાહેબ ! એ લોકો અહીં ક્યાં છે કે તેમની ખબર કાઢી શકાય. તેમને તો મેં 'ભયાનક ભવન' નામક એક ઘણાજ દૂરના બંદીખાનામાં કેદ કર્યાં છે. તે બંદીખાનું ઘણુંજ ભયંકર છે, તેમજ ત્યાં જવામાં પણ ઘણીજ મુશીબત પડે છે. વળી મેં તે લોકોને એવો સરસ બંદોબસ્ત કરી

આપ્યો છે કે જેના યોગે તેમના જીવને કાંઇ પણ હાનિ થવાનો સંભવ જ નથી. મદનમંજરી તથા રામનારાયણને મેં જે જગ્યાએ કેદ કર્યા છે, ત્યાં આગળ એક સ્વચ્છ સરોવર તથા કેટલાંક ફળવાળાં વૃક્ષ પણ છે જેથી તેમને કશી પણ ઇજા આવે તેમ નથી."

બાબૂ સાહેબે પોતાના આગ્રહને જારી રાખીને કહ્યું:—"તમારી એ વાર્તા સત્ય છે, પરંતુ તેમ છતાં પણ આપણે તેમની ખબર કાઢવાની ખાસ જરૂર છે. એમ કરવામાં આપણને શું નકસાન થવાનું છે? દૈવ ઘણોજ બળવાન છે, તે ઘડીમાં કાંઇનું કાંઈ કરી નાંખે છે. અત્યારે ઘડીનો પણ કોને વિશ્વાસ છે. ન કરે નારાયણને કદાચિત્ તેમનું મરણ થઇ જાય તો આપણા કપાળમાં કાયમનું કલંક ચોટી જાય."

સુંદરસિંહ તથા તેના બીજા ઠગારા સોબતીઓ બાબૂ સાહેબનું સારું સન્માન જાળવતા હતા અને તેનાથી દબાતા પણ હતા. આથી બાબની પ્રસન્નતા તથા ઇચ્છા જોઇને સુંદરસિંહ બાબૂ સહિત તે અંધારા વાળા કૂવામાં કૂદી પડ્યો.

તે કૂવામાં જળને સ્થળે એક વિચિત્ર ભવન બનાવવામાં આવ્યું હતું અને જેમાં સેંકડો દીપક સળગી રહ્યા હતા. તે ભવનના પ્રત્યેક ખૂણામાં હીરા જવાહીરના કોતરકામવાળા કેટલાક થાંભલા હતા અને તે ભવન અષ્ટકોણ આકારમાં બનેલું હતું. એ મકાનના એક સુંદર ઓરડામાં તરેહ તરેહવારનાં બિછાનાં, પલંગો તથા ભોજન કરવા લાયક સેંકડો ફૂલો પડેલાં હતાં. બાગમાં વિવિધ પ્રકારનાં પક્ષીઓ પોતાના મનોહર શબ્દોથી હમેશાં વસંત ઋતુનો આદર્શ દર્શાવવાનો યત્ન કરી રહ્યાં હતાં. સારાંશ કે તે બગીચાની સુંદરતા અવર્ણનીય હતી અને સદા સર્વદા ત્યાં આગળ ઋતુરાજ વસંતનું સામ્રાજ્ય છવાયલુંજ રહેતું હતું. મંદિરની વચમાં એક ફૂવારો હતો જેમાં એક બનાવટી સર્પ મગરના શરીર સાથે વિંટળાયેલો જણાતો હતો.અને તે

સર્પના મુખમાંથી સોનેરી રંગના પાણીનો પ્રવાહ ઉછળાવી રહ્યો હતો. સુંદરસિંહે મગરનું મસ્તક દબાવ્યું એટલે એક સુરંગમાં દાખલ થવાનો માર્ગ મળી આવ્યો. સુંદરસિંહ તથા તેના સોબતી બાબુ સાહેબે એક મીણબત્તી પ્રકટાવીને તે સુરંગમાં પ્રવેશ કર્યો. તેઓ લગભગ તે સુરંગમાંને સુરંગમાંજ પાએક માઇલ સુધી ચાલ્યા ગયા. પછી આગળ કોઇ પણ માર્ગ તેમને મળી શકયો નહિ, પરંતુ ચારે બાજૂએ પૃથ્વી અને દીવાલોજ જણાવા લાગી, ડાબી બાજૂએ એક નગારૂં તથા તેને વગાડવાની ડાંડીઓ પડેલી હતી. સુંદરસિંહે ડાંડીઓ વડે નગારૂં વગાડયું, એટલે એક ભયંકર વજ્રાઘાત જેવો ભીષણનાદ સંભળાયો અને તે સાથેજ તેઓ જે ભૂમિપર ઉભા હતા તે ભૂમિ કમ્પીને ધીમે ધીમે પાતાળ ભણી ઉતરવા લાગી. થોડીજ વારમાં તે ભૂમિ લગભગ ૪૦ થી ૫૦ હાથ નીચે ધસી ગઇ. આથી તેઓ બન્ને તે ભૂમિની સાથેજ એક અંધારી ઓરડીમાં જઇ પહોંચ્યાં. આ સમયે તે ઓરડીમાં અજવાળાનું નામ નિશાન પણ નહોતું. આથી સુંદરસિંહે ફરી વાર ફાનસ પ્રકટાવ્યું અને તેથી થોડો ઘણો પ્રકાશ જણાવા લાગ્યો. એ અજવાળાની મદદથી તેઓ ઓરડીના બીજા એક ભાગ પાસે ગયા કે તરતજ તેનાં દ્વાર પોતાની મેળે ઉઘડી ગયાં. અહીંથી માર્ગ મળવાથી તેઓ આગળ ચાલ્યા એટલે તેમને એક બનાવટી પુરુષ મળ્યો કે જેના હાથમાં એક ખુલ્લી તરવાર દેખાતી હતી અને તેની છેક નજીકના ભાગમાંજ એક ઘણું નાનું બારણું આવેલું હતું.

સુંદરસિંહ એ દ્વારના ×ઉંબરા પર પગ ન પડી જાય એવી

× આ ઉંબરા પર કોઇનો પગ પડે તો એ સ્વારની તલ્વારથી તે પુરૂષના ટુકડે ટુકડા થઇ જતા હતા અને પછી તેનાથી કોઇ પણ ઉપાયે પોતાના પ્રાણની રક્ષા થઇ શકતી નહોતી.

ખાસ સંભાળ રાખીને તથા બાબુસાહને પણ તેવીજ સૂચના આપીને અંદર ગયો અને જ્યાં આગળથી બે માણસો એક સાથે દાખલ થઇ શકતા હતા ત્યાંથી ઘણોજ દૂર નીકળી આવ્યા પછી એક *ત્રણ રસ્તા પર આવી લાગ્યો. આ ઠેકાણે એક સાથે ત્રણ જૂદા જૂદા રસ્તા આવી મળતા હતા, તેમાંના એક ડાબા હાથ પરના માર્ગ પૂર સુંદર-સિંહ ચાલવા લાગ્યો આ સમયે બાબુ સાહેબ પણ તેની સાથેજ હતો. આ માર્ગ પ્રથમના જેવો સાંકડો નહોતો, પણ તે પરથી બે માણસો ઘણીજ સહેલાઇથી જઇ શકતા હતા. ત્યાંથી આગળ ચાલવા પછી તેમને એક પૃથ્વી +મળી કે જે આગના ઢગલા જેવી જણાતી હતી. સુંદરસિંહ તેના પરથી બેધડક ચાલ્યો ગયો અને બાબૂ સાહેબ સહિત અંદરના ભાગમાં ઉતરી પડયો. જ્યાં એક પેલી પૃથ્વીના જેવો આગયો બનાવેલો મોર દેખાતો હતો. સુંદરસિંહે ખીસ્સામાંથી એક ચાવી કાઢી મોરની ડાબી આંખમાં નાખીને ફેરવવા માંડી કે જેથી મોર પોતાનું પુચ્છ ફેલાવીને નાચવા લાગ્યો તથા થોડી વારમાંજ તે પૃથ્વી પુનઃ વચ્ચેથી ફાટી ગઇ અને જવાનો રસ્તો તૈયાર થઇ ગયો. તે રસ્તાદ્વારા સુંદરસિંદ તથા બાબુ સાહેબ બન્ને જણા 'ભયાનક ભવન' નામના એક મહા ભયંકર કારાગૃહમાં જઈ પહોંચ્યા.

---

* તે ત્રણ રસ્તામાંનો એક સીધો રસ્તો રણધીરના ઠગારાઓની મંડળીમાં જતો હતો, બીજો રસ્તો ડાબી બાજૂએ થઇને મોહિનીના તિલસ્મી ગઢની સાથે સંબંધ ધરાવતો હતો અને ત્રીજો રસ્તો 'ભયાનક ભવન' નામક કેદખાના પાસે આવીને અટકી જતો હતો.

+ આ પૃથ્વી સુવર્ણની હતી, પરંતુ આગના ઢગલાવાળી હતી અને એ આગના ઢગલાનો ભાસ કરાવનાર જે ભાગ દેખાતો હતો તે 'ભયાનક ભવન' નામક કેદખાનાની પાછળની એક છત હતી.

ત્યાંના દીપકોની માળાથી દીપ માલિકા પણ લજ્જિત થઇ જતી હતી. તે ભવનમાં એક અતિ નિર્મળ અને સ્વચ્છ જળથી છલાછલ ભરેલું સરોવર ઘણુંજ સોહામણું લાગતું હતું અને તેની ચારે બાજૂ ફૂલ્યાં ફાલ્યાં લીલાં લીલાં વૃક્ષો અને લતાઓ અત્યંત શોભા વિસ્તારી રહી હતી. સરોવરના એક કિનારા પર મદનમંજરી તથા રામનારાયણ સૂઇ રહ્યા હતા.

આ સમયે સુંદરસિંહે બાબૂ સાહેબને ઉદ્દેશીને કહ્યું કે;–"જૂઓ બાબૂ સાહેબ! તે પિશાચ તથા પિશાચિની રૂપ રામનારાયણ અને મદનમંજરી સ્હામેના પત્થર પર ભર ઉંઘમાં સૂઈ રહ્યાં છે. જો આપની આજ્ઞા હોય તો જમાડું."

બાબૂ સાહેબે ઉંડો વિચાર કરીને કહ્યું કે;–"બસ ભાઈ, હવે એમને જોઇને મારા ચિતમાં જરા શાંતિ વળી. જો કે તેઓ આપણા શત્રુ છે, પણ શત્રુને જીવતદાન આપવું એજ આપણું કર્ત્તવ્ય છે. શત્રુ પર સદા ઉપકાર કરવાથીજ કલ્યાણ થાય છે. વખતના વહન સાથે સત્રુને આપણા તે ઉપકારનું સ્મરણ થઇ આવે છે અને ત્યારે તે આપણા પ્રતિની શત્રુતા માટે પસ્તાયા સિવાય રહેતો નથી. એક વિદ્વાન તો એટલે સુધી કહે છે કે:—

"ન ખંજરથી ન ભાલાથી,
કદાપિ મારવો દુશ્મન;
સદા ઉપકારની તલ્વારથી,
સંહારવો દુશ્મન."

માટે ભાઇ! એમને મારવાની ભાવનાને ભૂલીને આટલી આપેલી સજાથી સંતુષ્ટ થાઓ. આ સજા તેમને માટે કાંઇ જેવી તેવી કઠિન હોય એવું મારૂં માનવું નથી. પણ હવે એ બધા વિષયને અત્યારે યાદ

કરવાની કશી જરૂર નથી. હજી આપણે ઘણાં કામો કરવાનાં છે. ચાલો ત્યારે હવે આપણે અહીંથી વિદાય થઇએ. એ લોકોને સુખેથી સૂવા દ્યો. હમણાં તેમને જગાડવાની કાંઈ પણ આવશ્યક્તા નથી."

સુંદરસિંહે નમ્રતાથી કહ્યું:—"બાબૂ સાહેબ ! આપ જે કહો છો તે બરાબર સ્મરણમાં રાખવા યોગ્ય છે. મારી ઈચ્છા પણ તેમને મરણ વશ કરવાની નથી. ત્યારે ચાલો હવે આપણે અહીંથી આપણાં આરંભેલાં બીજાં કાર્યો કરવા માટે રવાના થઇએ. વખત ઘણોજ વીતી ગયો છે."

બાબૂ સાહેબ એક તદ્દન વિચિત્ર સવાલ રજૂ કર્યો કે:—'હું ધારૂં છું કે, આ તિલસ્મી ભેદભરેલા કેદખાનાની જટલી હકીકત તમે જાણો છો, તેટલી હકીકત બીજું કોઈ ભાગ્યેજ જાણતું હશે. તમારી આવી બહાદૂરી જોઇને હું તમને ધન્યવાદ આપું છું."

સુંદરસિંહે સહજ શરમ દેખાડવાનો ડોળ કરીને કહ્યું:—"જીન્હા મોહિનીની કૃપાથી હું આ બધાં કારાગૃહોની બાતમીઓને બહુજ સારી રીતે મેળવી શકયો છું. તે મારા પર ઘણીજ સ્નેહની લાગણી દર્શાવ્યા કરે છે તેના પ્રતાપે હું અહીંના દરેક સ્થાનોનો જાણીતો થઈ શકયો છું. એણે મને રણધીરના ડગારાના અડ્ડાનો રસ્તો પણ બતાવી દીધો છે. રણધીરનો તે ગુપ્ત આવાસ અહીંથી બહુજ નજીકમાંજ છે એટલે અમને એ દુશ્મનોનો ભેદ જાણવામાં તથા બાતમી મેળવવામાં કઠિનતા પડતી નથી."

બાબૂ સાહેબે એક પ્રકારની ઈચ્છા દર્શાવતાં કહ્યું કે:—"જો મારાથી તે અડ્ડાવાળી જગા છૂપાવવા યોગ્ય ન હોય તો ચાલો મને પણ તે જગ્યા બતાવો. હું પણ જોઈ લઉં કે કેવી સુગમતાથી ત્યાં જઈ શકાય છે. મારે પણ તેવી જગાઓ જોઈ રાખવાની ખાસ જરૂર

છે. કારણ કે, આપણા ધંધાના અંગે આપણે એવાં તમામ છૂપાં સ્થાનોથી જાણીતા થવું જોઇએ. તેમ કરવાથી કેટલીક વાર આપણને આપણા કામમાં ઘણીજ સરળતા થઈ પડે છે. પણ હા—મને ત્યાં આગળ લઈ જવામાં તમને કોઇ પણ પ્રકારની અડચણ તો નથી ને ?

" જી—ના. આપના જેવા મહા શૂરવીર પુરુષને તેવી જગાઓ તો અવશ્ય જોવીજ જોઇએ. આપ અમારા સર્વના મુકુટમણિ છો, આપે અત્યાર સૂધીમાં જે જે પરાક્રમો કરી બતાવ્યાં છે તેનો સોમો ભાગ પણ અમે કરી શક્યા નથી. આવો, મારી સાથે સાથે ચાલ્યા આવો, મને તે સ્થાન બતાવવામાં કશી હરકત આવે તેમ નથી. "

આમ કહીને સુંદરસિંહ તે કેદખાનાની પશ્ચિમ દિશા ભણી ચાલવા લાગ્યો. બાબૂસાહેબ પણ તેની સાથેજ હતો. કેટલેક દૂર ગયા પછી તેમને એક નહેર મળી તે નહેરના નાકાપર એક નાનકડી નાવડી બાંધેલી હતી, તેનાપર બાબૂસાહેબ સહિત બેસીને સુંદરસિંહ તેને તે નહેરના પાણીમાં હંકારવા લાગ્યો. એ નહેરની વચ્ચે એક નાની જેવી બંગલી આવેલી હતી, તે બંગલી ઘણીજ સુંદર અને સુશોભિત હતી. સુંદરસિંહે પેલી નાવડીને બંગલીના દાલાનની ભીંત આગળ ઉભી રાખી એટલે બાબૂસાહેબ તેમાંથી નીચે ઉતરી પડયો અને પછીથી સુંદરસિંહ પણ નીચે આવીને તે બંગલી તરફ બાબૂ સાહેબને લઇને રવાના થયો. તે બંગલીને નાના પ્રકારની અમૂલ્ય વસ્તુઓથી ઘણીજ સુસજ્જિત કરવામાં આવી હતી. તેની ફર્શપર એક ગુલાબી રંગનો રત્નજડિત ગાલીચો બિછાવવામાં આવ્યો હતો અને તેમાં તરેહ તરેહવારનાં ફાનુસો તથા દીપકો સળગી રહ્યા હતા. વચ્ચમાં એક ચાર હાથ લાંબી અને દોઢ હાથ પહોળી એવી એક

આલમારી હતી. સુંદરસિંહે તે આલ્મારીના પટ ખોલ્યા એટલે તેની વચ્ચમાં એક નાની કળ જોવામાં આવી. તે કળને તેણે દબાવી એટલે પેલી આલ્મારી એક દરવાજાના આકાર જેવી બની ગઇ. સુંદરસિંહે ફાનુસ લઇને તેમાં પ્રવેશ કર્યો. બાબૂસાહેબ પણ તેની પાછળ પાછળ ચાલ્યો ગયો. કેટલેક દૂર ગયા પછી સહજ પ્રકાશ દેખાયો અને તેની સાથેજ કાળા પત્થરની એક ફર્શ પણ જણાઈ આવી. જે ફર્શનો આકાર ચોખૂણુ હતો અને તેનાપર વીસ પચીસ હબશી નાગી તલ્વાર લઇને ઉભા હતા. ફર્શપર પગ મૂકતાંની સાથેજ તે હબશીઓ તેમના તરફ દોડી આવ્યા, પણ તેમને છેક પોતાની પાસે આવતાં પહેલાંજ સુંદરસિંહે એક સફેદ ચોકીપર ચાલવા માંડયું અને બાબૂસાહેબને પણ સાવધ કરી દીધો. આથી તે હબશીઓ દોડતા અટકી ગયા અને તેમનાપર તલ્વારનો વારપણ કરી શક્યા નહિ. તે ફર્શને ઓળંગીને સુંદરસિંહ બાબૂસાહેબ સહિત એક સુંદર બાગમાં આવી પહોંચ્યો કે જે બાગ ઘણોજ ઉત્તમ હતો. તે બાગમાં એ ઘણીજ ઘાટી ઝાડીઓનું ઝુંડ હતું, તેમાં દાખલ થયા પછી તેમને એક કેડી મળી. તે કેડીપર ચાલીને સુંદર એક અંધારી કોટડીમાં જઇ પહોંચ્યો. તે કોટડીની જમીન કાળા અને લાલ પત્થરના ચોરસાંઓથી છવાયલી હતી. તે ચોરસામાં એક નાનકડી કળને છૂપાવીને રાખવામાં આવી હતી. સુંદરે તે કળને દબાવી એટલે તે ચોરસું નીચું નમી ગયું અને ત્યાં આગળ નીચે ઉતરવાની સીડીઓ જણાવા લાગી. નીચે ઉતર્યા પછી એક કળને સુંદરસિંહે ફરીવાર દબાવી જેથી પેલું ચોરસું પાછું ઉપરના ભાગમાં જ્યાં હતું ત્યાં બરાબર ગોઠવાઇ ગયું. પછીથી સુંદરસિંહ તથા બાબૂસાહેબ ઉભય પેલી સીડીઓપરથી ઉતરીને એક બહુજ મોટી ઇમારતમાં આવી

પહોંચ્યા. તે ઇમારતમાં ફરતો ફરતો સુંદરસિંહ એક સ્થાનપર જઇ પહોંચ્યો. ત્યાં આગળ અગાશીપર ગયો અને તેના ઉપરના ભાગમાં ગોઠવી રાખેલા એક લોઢાંના કડાને ખેંચ્યું એથી એ અગાશીનો એક ભાગ જરા ખસી ગયો અને નીચે છત દેખાવા લાગી. તે છત-પર એક એવી કળ ગોઠવવામાં આવી હતી કે જેને દબાવવાથી એક દમ ઉપર જવાનો માર્ગ મળી આવ્યો. સુંદરસિંહ અને બાબૂસાહેબ આ રસ્તેથી ઉપર ગયા. આ સમયે લગભગ રાત્રિના દશેક વાગી ગયા હતા, ચંદ્રમા આકાશના મધ્ય ભાગમાં આવી ગયો હતો, ચારે બાજૂ-એ ચાંદની છવાઇ ગઈ હતી અને પૃથ્વીપર પડેલું એક તણખલું પણ સાફ સાફ દેખાઇ આવતું હતું. સુંદરસિંહ તથા બાબૂસાહેબ જે ઇમારતમાં આવ્યા હતા તે, તે કબ્ર હતી. સુંદરે તે તે કબ્રની એક કળને દબાવી એટલે તે પુનઃ પોતાના મૂળ સ્વરૂપમાં ગોઠવાઇ ગઈ.

ત્યાર પછી બાબૂસાહેબે સવાલ કર્યો કે,—“ આ દ્વાર બહારથી કેવી રીતે ઉઘડે છે ?”

સુંદરે જવાબ આપ્યો:—“ આ કળ દબાવવાથી ?”

બાબૂએ કહ્યું;—“ સુંદરસિંહ ! જૂઓ તો પેલું કોણ આવે છે વારૂ ?”

સુંદરસિંહ પાછું વાળીને જોવા લાગ્યો. બાબૂએ અવસર સાધીને સુંદરના ગળામાં એક દોરડું નાંખીને નીચે ગબડાવી દીધો જેથી તે બેભાન થઇને પૃથ્વીપર પછડાવા લાગ્યો. બાબૂએ જબર્દસ્તી-થી સુંદરને કસકસાવીને બાંધી લીધો તથા બેહોશીની દવા સંઘાડી દીધી અને પછી તે કબ્રનું દ્વાર ઉઘાડીને સુંદરસિંહ સહિત ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૮ મું

---

## રમા અને પિશાચ

---

“ નરો નારી પાસે નટ સમ થઇ નૃત્ય કરતા;
કુરંગાક્ષી કેરા નયન શરથી ઘાયલ થતા;
વદે પ્યારી પ્યારી મધુર મુખથી પામી લઘીમા;
થતા વૃદ્ધાવસ્થા નહિ રસ જુઓ મોહ મહિમા;
તથાપિ તે શ્વાન પ્રબળ મદને જાય રતિમાં;
સુની પુંઠે વેગે વિષમય જુઓ મોહ મહિમા.

---

પ્રિય વાચક ! શું હવે તમે રમાને જોવા છતાં પણ ઓળખી શકશો ખરા કે ? એ તમારી પૂર્વ પરિચિતા અનુપમ સૌંદર્યશાલિની સુંદરી રમાજ છે ? હાય ! શું નિષ્ઠુર વિધાતાએ સુકુમારી કન્યકાઓને કેવળ દુઃખનું મુખ જોવાનેજ બનાવી છે ? અથવા તો તેમના ભાગ્યમાં સુખનો અંશમાત્ર પણ નથી ? હા. તેમજ છે. પોતાના પ્રેમિકને માટે અનેક કુમારીકાઓએ પોતાના પ્રાણની આહુતિ આપી છે, અનેક કોમળ કન્યકાઓ પ્રેમના પાવકમાં બળી બળીને ભસ્મીભૂત બની ગઇ છે, અનેક કિશોરીઓએ પ્રણયને માટે કરાળ કાળની કવલ બની ગઇ છે. આ સર્વ આપણને શું બતાવી આપે છે ? પુરુષ પોતાની ઇચ્છામાં આવે એવી પત્ની મેળવી શકે છે, પોતાને મરજીમાં આવે તેટલી વાર લગ્ન કરી શકે છે, પરંતુ પ્રમદાઓને તો પારકાની ઇચ્છાનેજ આધીન થવું પડે છે. માત્ર એકજ પતિના મરણ પછી તેમને જીવનપર્યંત વિધવા રહેવું પડે છે. પણ પાઠક ! આથી-

જ ભારતવર્ષની કામિનીઓ વિશ્વવિખ્યાત થઇ શકી છે. એક પતિવ્રત એજ ભારતનું ભૂષણ છે અને તેથીજ પ્રમદાઓ પૂજ્યતાને પાત્ર ગણાય છે. પણ આ સ્થળે અમે સહજ સ્થાનાંતર કરી નાંખ્યું છે તો અમને ક્ષમા આપશો. પરંતુ તેમને લગ્નની બાબતમાં પરાધીન રહેવાનો જે નિયમ છે તે ઘણોજ ભયાનક છે, તેના યોગે તેવાં પરાધીન દંપતીઓના કઇક જોડાંઓ આ સુધા તુલ્ય સંસારને વિષમય માનીને સ્વર્ગને આધીન થયાં છે. અનેક પતિપત્નીઓ તેવાં દુઃખોથી કંટાળીને આત્મઘાત જેવા મહાપાતકને પણ કરી ચૂકયાં છે. આ વિષય અતિ સૂક્ષ્મ છે અને તેની સાથે આપણી આ વાર્તાનો વિશેષ સંબંધ નથી, માટે તે સંબંધી અધિક વિવેચન કરવાનું અયોગ્ય ધારીને અમે ફક્ત ખપ પૂરતું જ ટુંકો વૃત્તાંત તો અહીં જણાવી દઇએ છીએ કે જેથી અમારા વાચકોને રમાના સંબંધની બધી બીના સરળતાથી સમજાશે.

રમા એક અતિ સરલ અને કોમળ હૃદયની કિશોરી હતી, હજી સંસારના કડવા મીઠા અનુભવો તેને જોઈએ તેવા મળ્યા નહોતા. તે માત્ર ચાહતાં શીખી હતી, પણ તેના પરિણામનો વિચાર કરવાનું જાણી શકી નહોતી. મંત્રિપુત્ર મદનને તે પોતાના પ્રાણથી પણ વધારે વ્હાલી હતી તે તેને પોતાનો પ્રિયતમ બનાવવાની ઉત્કટ અભિલાષા ધરાવતી હતી. પરંતુ તેનો પિતા નરેન્દ્ર ભૂમંડળના એક ભાગનો અધિકારી અને બુદ્ધિમાન નૃપતિ હોવા છતાં રમાના હૃદયના તે ભાવને બરાબર જાણી શક્યો નહોતો. પણ હા–તેની તેને એક સાધારણ આભા જણાઇ હતી પરંતુ તેમ છતાં તેણે એક કોમળ હૃદયા કન્યાના હૃદય પર કેવો કઠિન આઘાત થશે તેનો જરાપણ વિચાર કર્યા વગર તેને તેના પ્રાણાધિક પ્રિય મદનની સાથે ન પરણાવતાં

રણધીર નામક એક દુષ્ટ પ્રકૃતિના પુરુષ સાથે પરણાવવાનો વિચાર કર્યો હતો. આથી રમાની શી દશા થશે, તેના હૈયામાં કેવી દારૂણ વેદના થશે તેનો તેને કશો પણ ખ્યાલ આવ્યો નહોતો. અરે તેના કઠિન હૃદયમાં તે વિષયની કલ્પના પણ આવી નહોતી.

જગતમાં કોઈ કોઈનું દુઃખ જાણતું નથી. યુગયુગાંતરથી આ હૃદયની એક પ્રકારની તુચ્છ હીનતાનો અભિનય દર્શાવતો ભીષણ વ્યાપાર ચાલ્યો આવે છે. જે પુત્રવતી છે, તેને વંધ્યાનું દુઃખ જાણવામાં આવતું નથી, જે સૌભાગ્યવતી છે તેને વિધવાની વિષમ વેદના સમજવામાં આવતી નથી. જે ચક્ષુવાળો છે તે આંધળાના કષ્ટને જાણતો નથી. જેને મિલનનો મોહ છે અને નિરંતર પતિના સંયોગમાં જ રહેવાનો જેને પ્રસંગ મળે છે તેવી વિરહિણી અબળાની મર્મભેદક જ્વાળા જાણતી નથી. એક પ્રકારના આનંદમાંજ જેઓ મશગુલ છે, તેમને ચિંતાતુર મનુષ્યની ચિંતાનું દુઃખ દેખ્યામાં આવતું નથી. આ સર્વનું મૂળ કારણ મનુષ્યનો એક પ્રકારનો પ્રમાદ અથવા પક્ષપાતજ છે. વિવેકહીનતા અને સ્વાર્થના પ્રભાવથીજ આ સવ સમવેદનાનો અભાવ આ વિશ્વમાં ઉત્પન્ન થવા પામ્યો છે. સ્વાર્થનો અભાવ થાય તોજ સાચી સમવેદનાનો પ્રભાવ વધી પડે છે, પરંતુ આ જગતમાં સ્વાર્થજ સર્વથા બળવાન છે. સ્વાર્થજ સર્વ અનર્થોનો ઉત્પાદક છે. કુરુક્ષેત્રનું યુદ્ધ, રૂપ અને જાપાનનું યુદ્ધ, વૉટરલૂનું યુદ્ધ, પાણીપતનું યુદ્ધ, કાબૂલ અફગાન યુદ્ધ તથા પૃથ્વી વ્યાપી જર્મની—ઓસ્ટ્રીઆ હંગરી તથા ઇંગ્લાંડ, ફ્રાન્સ, રશિયા, બલ્ગેરિયા, બેલ્જિયમ વચ્ચે થએલું વીસમી શતાબ્દીનું મહા ભયંકર યુદ્ધ એ સર્વ જનસમાજને શું દર્શાવી આપે છે? કેવળ એક પ્રકારનો સ્વાર્થજ એ સર્વ યુદ્ધનો ઉત્પાદક છે. એ શયતાન રૂપ સ્વાર્થજ આ દુનિયામાં લોહીની નદી-

ઓનાં છલાછલ પૂરો વહેવડાવ્યાં છે. એ સ્વાર્થરૂપ તીક્ષ્ણ છુરીએજ ભાઈ ભાઈનાં ગળાં કપાવ્યાં છે. એ ખંજર રૂપ સ્વાર્થેજ મહા પ્રલય મચાવ્યો છે. સારાંશ કે પૃથ્વીપર ભયંકર હાહાકારના ધ્વનિને વ્યાપ્ત કરનાર એ કુટિલ સ્વાર્થજ છે. સ્વાર્થ મનુષ્ય પોતાના મનુષ્યત્વને તિલાંજલી આપીને શયતાન બને છે, નિષ્ઠુરતાને ધારણ કરે છે તથા સુખ રૂપ સંસાર ઉપવનને શયતાનનો બગીચો બનાવે છે. "

આ માનવમતિ વિહારક દુષ્ટ સ્વાર્થના યોગેજ રમાનો પિતા રાજા નરેન્દ્ર રણધીર જેવા એક નીચ પુરુષને પોતાની પ્રિય પુત્રીનું વેચાણ કરવાને તૈયાર થયો હતો. રણધીરે તેને તેના રાજ્યની પાસેના એક રાજાને દગાથી મારીને તેનું રાજ્ય અપાવવાની લાલચ આપી હતી અને તે લાલચની જાળમાં સપડાઇનેજ રાજા નરેન્દ્ર તે પાપી રણધીરને પોતાની પ્યારી પુત્રી આપવાને તૈયાર થયો હતો. લાલચની જાળમાં ફસાઇને મનુષ્ય શું કરતાં નથી ? બધુંયે કરે છે. ઘોરમાં ઘોર ગણાતા અધમ કૃત્ય કરવાને પણ સ્વાર્થ પરાયણ બુદ્ધિહીન મનુષ્ય તૈયાર થઇ જાય છે. સ્વાર્થના સપાટામાં સપડાયલા માનવીની બુદ્ધિ સ્થિર રહેતી નથી. તેને માત્ર પોતાનું ઉદર ભરવાનાજ સંકલ્પો આવ્યા કરે છે અને એ પ્રબળ સ્વાર્થના યોગે મનુષ્ય ખરેખરા શયતાનના કુપમાં આવી જાય છે.

જગતના ઇતિહાસ તરફ દૃષ્ટિ કરીને જૂઓ કે સંસારમાં જે જે ભીષણ રક્તપાત થયા છે, ભયંકર બળવા જાગ્યા છે તે સર્વનું મૂળ શું છે ? જવાબમાં સર્વને મસ્તક નમાવીને એમજ કહેવું પડશે એ સર્વનું મૂળ શયતાનની સાક્ષાત્ પ્રતિમા તુલ્ય સ્વાર્થજ છે. આ પ્રકારના એક સ્વાર્થેજ રાજા નરેન્દ્રને પોતાની કન્યાના હિતાહિતને

જોવાના વિચારને પણ નષ્ટ કરી દીધો હતો. મહત્વાકાંક્ષાના મહા અગ્નિમાં પોતાના સુવિચારને સળગાવી દેનાર **નરેન્દ્રે** **રમાને** પોતાના પ્રેમિક **મદનની** સાથે પ્રેમ ન રાખવામાટે કેટલીક ધમકીઓ આપી, કેટલીક બળાત્કાર પણ કર્યો, પરંતુ **રમાએ** પ્રેમરૂપ યજ્ઞમાં પોતાના પ્રાણની આહુતિ આપેલી હોવાથી તે બધાનો અનાદર કરીને **મદનને** ચાહવાનો ત્યાગ ન કર્યો તે નજ કર્યો.

પરંતુ મનુષ્ય ધારે છે શું અને ઇશ્વર કરે છે શું. એનો ખ્યાલ માયાને વશ થયેલાં મનુષ્યને ક્યાંથી આવી શકે ? છેવટે રાજા **નરેન્દ્રની** આશા પણ સફળ ન થઇ અને **રમાની** પણ તેવીજ દશા થઇ. **મદનને** મેળવવા જતાં **રમા** બિચારી એક પિશાચના પંજામાં આવી પડી. આ ઘટનાથી અમારા વાચકો જાણીતા હોવાથી આ સ્થળે એનો અધિક ઉલ્લેખ કરવાની અમને કશી આવશ્યકતા જણાતી નથી. પણ **રમા** જ્યારથી તે પિશાચના પંજામાં સપડાઇ હતી, ત્યારથી તેને માથે શાશા સંસ્કારો થયા હતા, એ વાર્તાથી વાચકો સર્વથા અજ્ઞાન હોવાથી અમે આ સ્થળે તે સંબંધી સંક્ષિપ્ત વૃતાંત જણાવીએ છીએ. **રમાને** તેના અધિકારમાં આવ્યા પછી લેશ માત્ર પણ ચેન પડતું નહોતું, તે તો રાત્રિ દિવસ પોતાની પ્રિયમૂર્તિ **મદનનુંજ** ધ્યાન ધર્યા કરતી હતી અને તેના સ્મરણમાં ને સ્મરણમાંજ પોતાના ચિત્તને પરોવી રાખવાનો યત્ન કરતી હતી.

આવો વાંચક આપણે તે રતિદેવીની પ્રતિસ્પર્દ્ધિની **રમાની** સ્થિતિનું એક વાર અવલોકન કરી આવીએ. જૂઓ આ પિશાચના પાપમય સ્થાનમાં તે રૂપવતી લલના બેઠેલી છે. મોટાં મોટાં અશ્રુબિન્દુઓ કાજળના મિશ્રણથી કાળા થઈને અતિ સુંદર ગોળ ગાલોપરથી વહીને કુચ કળશોપર વિશ્રામ લઇ રહ્યા છે. ઘણુંજ શો-

ભિતું મુખારવિંદ વિરહરૂપ અગ્નિના તાપથી તપીને કરમાઇ ગયું છે તથાપિ જેવી રીતે ચુંબક લોહને પોતાના તરફ આકર્ષે છે, તેવીજ રીતે તે મુખારવિંદ મનુષ્યના મનને પોતાના તરફ આકર્ષી લે છે. ગુલાબી સાડી અને ઝીણી કંચુકી આંસુઓના જળથી તદ્દન ભીંજાઇ ગઇ છે. નાગણીનો નિરાદર કરનારો કેશકલાપ પગની પાની સુધી ઝુલી રહ્યો છે તથા વારંવાર વાયુના હિલ્લોલોથી હવામાં આમ તેમ ડોલીને કાળા ભુજંગનો ભાસ કરાવી રહ્યો છે. ગોરા ગોરા સ્વચ્છ **કરકમલપરથી સાક્ષાત્ તે મૃણાલજ હોયની !** તેમ જણાય છે. ક્યારેક ક્યારેક આંસુ લુછવાથી હાથપર કાજળ ચોંટવાથી જાણે કમલપર ભ્રમર બેઠો હોયની એવી ઉપમા આપવાનું મન થઇ આવે છે. ચંદ્રમંડળને મંદ કરનારૂં તેનું નિષ્કલંક મુખ અને રતિદેવીની કીર્તિને પણ શર્માવનારૂં રૂપ, સહજમાંજ પોતાની પ્રતિભાને વિસ્તારીને તેના ગુણની પ્રશંસા ગાવાને આગ્રહ કરી રહ્યું છે. કોઈ પણ પ્રકારનાં આભૂષણોને શરીરપર ન ધારણ કરવા છતાં પણ રમા એક અતિ મનોહરા માનિનીજ છે એમ સહુ કોઇને મુક્ત કંઠે કબૂલ કરવું પડે છે. સુંદરી સમાજના જે ચાર પદ્મિની, હસ્તિની, ચિત્રલેખા અને શંખિણી એવા વર્ગ કરવામાં આવ્યા છે તેમાંની પ્રથમ વર્ગની પદ્મિની તરીકે રમાને ઓળખાવીશું તો પણ કોઇ પણ પ્રકારની અતિશયોક્તિનો સંભવ રહેશે નહિ. વાસ્તવમાં તે મહિલામંડળના ભૂષણ સમાનજ છે. તેનું શરીર અલંકારહીન હોવા છતાં ઘણુંજ ખૂબસુરત ભાસે છે. આ પરથી એક વિદ્વાનના કથેલા આ વાક્યનો સહજમાંજ પરિચય મળી શકે છે કે:—" **मण्डनन्नाकृतीनाम्** અર્થાત્ કે સુંદરને માટે બનાવટી શણગારની આવશ્યકતા રહેતી નથી.

"હાય વિધાતા ! તું ઘણોજ નિષ્ઠુર અને મૂર્ખ છે ! તારા

હૃદયમાં દયાનો અંશ પણ નથી કે, એક પિતૃ પરિત્યક્તા પ્રમદાપર તારા પ્રબળ પ્રહારો ચલાવી રહ્યો છે ? પ્રેમદેવતા ! તું પણ વિધાતાનું અનુકરણ કરીને તારા હૃદયમાં સમાયલી કઠોરતા મારા પર ચલાવવાને તૈયાર થયો છે ! તને તારા શરણાગતની રક્ષા કરવાનું પણ ભાન નથી. મનુષ્ય જેવી સાધારણ જાતિ પણ શરણાગતના રક્ષણ માટે પોતાના પ્રાણનું બલિદાન આપવાને તૈયાર થઇ જાય છે, તો તું દેવતા હોવા છતાં પણ મારી રક્ષા કરવાને કેમ તૈયાર થતો નથી. શું તું પણ નિર્દય છે, દયાહીન પાષાણ છે ? હાય મદન ! હા પ્રિય ! હા પ્રિયતમ ! તમે કોણ જાણે કેવી આપદમાં આવી પડયા હશો તેના સમાચાર મને કોણ લાવી આપે તેમ છે ? કોઇજ નહિ. ત્યારે શું હું આ સંસારમાં નિરાધાર છું ? મારે માટે એક પણ આધાર નથી ? મારે ઉભા રહેવા જેવું એક પણ સ્થાન નથી ? હા—હા. તેમજ છે. નહિ તો પિતાજી નિષ્ઠુરતાથી મારો ત્યાગ શા માટે કરે ? માતા મને મદનનો અસ્વીકાર કરવાની આજ્ઞા શા માટે આપે ? અરે મારો દૈવ પણ મારા પર રૂઠયો છે. મારાથી પ્રતિકૂળ થયો છે. આજે મારે આ પિશાચના પાપમય સ્થાનમાં સપડાઈને અનેક ભીષણ દશ્યો જોવાં પડે છે. હાય હાય ? આ નરકંકાલ અહીં કયાંથી આવ્યાં ? અરે ! આ મનુષ્યોના લોહીની સરિતા કયાંથી આવી ? અહીં નરમાંસના ઢગલે ઢગલા મારે કયા દુર્ભાગ્યના યોગે દેખવા પડે છે ? પ્રભુ ! મારાથી પિશાચોનાં આ કાળાં કામો જોઇ શકાતાં નથી. માટે મારા પર દયા કરીને મને અહીંથી મુક્ત કર—પરમાત્મા સત્વર મુક્ત કર !"

" મદન ! પ્રિય મદન ! ! તમને આફતના જાળમાં સપડાવનારી હું પાપીયસીજ છું. મારા કર્મના દોષેજ તમારે તરેહ તરેહવારની વેદનાઓ વેઠવી પડે છે. મારી દુર્મતિથીજ તમારાપર અત્યારે દુઃખના

ડુંગરો ટૂટી પડયા છે. દુષ્ટ રણધીર ! મને અને મારા પ્રિયતમને વિરહાગ્નિથી બાળવામાં તારા હાથમાં શું આવ્યું ? તું નથી જાણતો કે સતી સ્ત્રીઓના લગ્ન તો દૂર રહ્યાં, પરંતુ જેનો મનથી સ્વીકાર કરે છે, તેનો ત્યાગ કરીને અન્ય પરપુરુષનું મુખ પણ જોતી નથી. હાય ! મને મારા જીવનો જરા પણ શોક નથી. પરંતુ જીવન જવાની છેલ્લી ઘડીયે પણ હું મારા કાન્તનાં દર્શન નહિ કરી શકું એનોજ માત્ર મને શોક થાય છે. હા—હું હમણાંજ મારા પ્રાણનો ત્યાગ કરી દઉં તેમ છું, પરંતુ હજી પણ મને એકવાર મારા મદનના અવતાર રૂપ પ્રેમિક મદનને મળવાની દઢ આકાંક્ષા છે. મદનનાં દર્શન વિના મને કદાપિ સદ્‌ગતિ મળી શકે તેમ નથી તે નથીજ."

અમારા વાંચકો સમજી ગયા હશે કે, આ કરુણતાજનક વિલાપ કોનો છે ? છતાં પણ કેટલાકના મનના ભ્રમનું નિરસન કરવા માટે અમે જણાવીએ છીએ કે ઉપર્યુક્ત કોમળ શબ્દ ઉચ્ચારનાર અબળા અન્ય કોઈ નહિ પણ પિશાચરૂપ પારધિના પ્રપંચજાળમાં સપડાયલી ભોળી મૃગલી તુલ્ય રમાજ હતી. અને તેણેજ દુઃખના અતિરેક થઈ આવવાથી આવા હૃદયભેદક અને મનોવેધક શબ્દો ઉચ્ચાર્યા હતા.

" હાય ! પુનઃ તે દુષ્ટ અભાગીયો આવી પહોંચ્યો " એમ કહીને રમા વાયુથી કંપતા કદળીવૃક્ષની માફક થર થર કમ્પવા લાગી. એવામાં પૃથ્વી ફાટવાથી એક ગેબી અવાજ સંભળાયો અને તે સાથેજ પેલો પિશાચ વિકટરૂપ ધારણ કરીને નિકટ આવી પહોંચ્યો અને રમાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે:—" પ્યારી દિલદાર દિલારામ ! તારૂં નાજનિના જેવું સુંદરરૂપ જોઈને મારા દિલમાં તારા તે રૂપનો ભોગ કરવાની પ્રબળ લાલસા થઈ આવી છે. જો તું નહિ માને તો પછી હું બળાત્કારે તને મનાવીશ. ફરજ પાડીને મારા શયનમંદિરની શય્યા

સાયિની બનાવીશ. તારા ગુલાબી ગાલોએ મને લોભાવ્યો છે. તારા પરવાળાં જેવા હોઠોએ મને લલચાવ્યો છે. માટે મારી મહબૂબ હજી પણ કહું છું કે માનીજા અને તારા આ આશકને તારા નૂરની ઝાંખી કરાવ."

"કામાંધ કીડા! તને મેં એકવાર નહિ, પણ હજાર વાર મારા શરીરની માગણી કરવાની ના પાડી છે, છતાં તું વારંવાર મને શા માટે સંતાપ્યા કરે છે. તું બળાત્કાર કરીશ તો હું મારી જાનને ખંજરથી હલાલ કરી નાંખીશ. હું પોતેજ મારા હાથથી મારા બદનના ટુકડેટુકડા કરી નાંખીશ. તું જે ગાલોપર રીઝ્યો થયો છે તે ગાલોમાં તીખી છુરી ઘોંચીને તેમાંથી ખૂન વહાવીશ. તું જે હોઠપર આફ્રિન થયો છે તે હોઠને મારા દાંત તળેજ કચડી નાંખીશ. પણ પાપી તું આ વચનો કેમ ભૂલી જાય છે. સાંભળ અને હજી પણ કહું છું કે જરા ખ્યાલ કર. સાંભળ. પાપી આ એક ઔરતના શબ્દો સાંભળ. તે કહે છે તે જરા ધ્યાન દઇને સાંભળ:—

"ઇસ ફાની હસ્તીકી ગલીયાં હંય રહે ક્યા બેઢંગી;
લુચપનમેં સફાઈ પરકો સીધેકા કોન સંગી?
શાન ગુમાન જહાનમેં કરે ન કોઇ ઇનસાન;
જહાં હરદમ શુક્રીયા ખુદાકા હો હરઆનરે.
ને નેકીકા રાસ્તા હય દુનિયામેં ખુબ રંગી;
કિતને દિનોંકે વાસ્તે ખુદસર રહે શાનો બાન;
કિસકી રહી હય તેરી જો આખિર રહેગી આન;
રે મિટ્ટીકા પુતલા હય તું મકાં ગોરકી તંગી."

આ સાંભળીને શયતાન ગુસ્સાથી લાલચોળ થઇને બોલ્યો:—
"કમબખ્ત શયતાની! આ શયતાનના બાદશાહ સ્હામે આવા લબ્જ

બોલતાં તને જરા પણ શર્મ ન આવી? તારી નેકીને દરિયામાં ફેંકી દે. તારા ખુદાને તારા દિલમાંજ છૂપાવી દે. મારી આગળ આવી બડાઇ હાંકવાની કાંઇજ જરૂર નથી. આ શહેનશાહેશયતાન એ બધું બહુ સારી રીતે સમજી શકે છે. એને આવો ઉપદેશ આપવાની કશી જરૂર નથી. તું સખ્ત યાદ રાખજે કે, પોતાના વેરનો બદલો લેવામાં આ શયતાન ઘણોજ સખ્ત છે જો તું નહિજ માને તો તારી બરબાદી થશે તારી જાન એજાન થશે. તું ખ્વાર થઇશ તારી જાન પણ ખ્વાર થશે. મારી સામે આ બેહુદા તક્રીર સમજી રાખઃ—

" તેર દિલપર ગ઼જ઼બકે તીર બરસા દું તો મેરા નામ;
તુઝે પાનીકો અય મરદુદ તરસા દું તો મેરા નામ;
કમાંમેં તીરહું ઔર મ્યાનમેં તે઼ગે દો પયકર હું;
જહન્નમ જીસ્સે લરજા઼ હય તપાંહય મ ંય વોહ અખ઼ગર હું. "

રમા પણ શયતાનની ભાષાને સારી રીતે જાણતી હતી અને તેથી જ તેણે તેની ભાષાના એક ઉપદેશનો અમુક ભાગ સંભળાવ્યો હતો. પણ એથી શયતાને જ્યારે ચીડાઇને બીજીવાર તેને પોતાની ભાષામાં ભયંકર પ્રતિજ્ઞા સંભળાવી ત્યારે રમાએ પણ સહજ ગુસ્સે થઇને તેની તથા પોતાની ભાષાના મિશ્રણવાળા શબ્દોમાં કહ્યું કે;— તો તું પણ યાદ રાખજે કે હું પણ તારા કિ઼સમતનું ચક્કર છું, જ઼માનાની પલટ છું અને તારી કટ્ટી દુશ્મન મુકુ઼દર છું. મારા શાપથી તને બાળીને ખાખ કરૂં તેમ છું. તું ન જાણતો કે હું એક શૃગાલી છું. હું એક શૂરી ક્ષત્રાણીના ઉદરથી જન્મેલી સિંહણ છું. હું મરીશ પણ તને મારીને, એ ચોક્કસ જાણી લેજે."

આ સાંભળીને પિશાચ પાછો કાંઇક વિચારમાં પડી ગયો. તેણે વિચાર્યું કે; "જો હવે હું વધારે ઝગડો કરીશ તો રમા મારા હાથ-

માંથી છટકી જશે. તેનાપર ગુસ્સો કરવામાં મેં એક ભૂલ કરી છે, પણ હવે એ ભૂલને સુધારવી શી રીતે. હવે રમાને લલચાવવાનો ઉપાય શો છે ? હા. હજી પણ તેને ફોસલાવાથી તે માની શકે તેમ છે. સ્ત્રીઓનો સ્વભાવજ એવા પ્રકારનો હોય છે કે, ઘડીમાં તે ચીડાય છે અને ઘડીમાં પાછી રાજી થઈ જાય છે. માટે ગમે તે રીતે રમાને ફોસલાવીને પણ મારે મારા અધિકારમાં લાવવી જોઇએ. હવે જો હું બળાત્કાર કરીશ તો બાજી બગડી જશે અને મનની મનમાં જ રહી જશે.” આ પ્રમાણે વિચાર કરીને તે કેટલીકવાર સુધી શાંત બેસી રહ્યો. રમાની પણ તેવીજ દશા થઈ હતી.

છેવટે શયતાને મૌનનો ભંગ કરીને બહુજ ધીમા તથા વિનીત સ્વરથી રમા પાસે જઇને કહ્યું કે;–“ મારી મધુરી રમા ! તું આટલી બધી નિષ્ઠુર કેમ બની જાય છે ? તું ફુલેલું ફૂલ છે, તેનાપર આ ભ્રમરને બેસવા દેતાં શા માટે અચકાય છે. ફુલો તો હમેશાં ઉદાર જ રહે છે. તે અનેક ભ્રમરોને પોતાના રસનું પાન કરાવે છે, તો પછી તું આટલી બધી સંકુચિત અને લોભિષ્ટ શા માટે બની જાય છે ? સ્ત્રી અને પુષ્પ ઉભયની એક સરખી તુલના થાય છે. જ્યારે પુષ્પ ઉદારતા દર્શાવે છે, ત્યારે તું કૃપણતા શા માટે દર્શાવે છે ? પ્યારી ! તારૂં આ મનહરણ રૂપ કષ્ટ ઉઠાવવાને યોગ્ય નથી. તું હજી અજાણી છે તેથી જ આવો હઠ કરી રહી છે. હું મારા મુખથી વારંવાર તારા સ્વરૂપની સુંદરતાનું વર્ણન કરતાં સંકોચાઉં છું. કારણ પોતાની વડાઈની પ્રશંસા પોતાના જ મુખથી કરવી મને ઉચિત લાગતી નથી. પ્રિયે ! તે ખુલ્લા હૃદયથી કહે જોઇએ કે હું તે પુરુષથી કેવો મનહરણ અને સર્વાંગ સુંદર પુરુષ છું. હે સુંદરી ! મારી આશા લતાને તારાં અમૃતભરેલાં વચનરૂપ વારિથી ફાલી ફૂલી અને હરિયાળી બનાવ તું યાદ રાખજે કે, જો મારી

આશા પૂરી નહિ કરે તો તારા પ્રાણ પણ બચી શકશે નહિ." વળી પાછી તેણે દીનતા દર્શાવીને કહ્યું કે;—"હાય ! તારી અધરસુધા તથા કૃપાકટાક્ષનો થોડો ઘણો પ્રસાદ આપીને પણ તું મને અધમુઆને બચાવ. જો મારા જેવો પ્રતાપી પુરુષ કોઈની આગળ પણ આવું નમતું આપતો નથી તેનો જરા વિચાર કર. હું તારા મુખચંદ્રનો ચકોર બનીને તારા ચરણોમાં મારૂં મસ્તક નમાવવાને પણ તૈયાર છું. જો જો જરા વિચારી જો અને અન્યાય ન કર ! હવે મારાથી તારો અન્યાય ક્યાં સુધી સહી શકાશે ? પ્યારી અનીતિ ન કરકે જેથી કોઇ પોતાના પ્રાણપર આવી જાય,"

આ સાંભળીને રમાએ કહ્યું કે;—"ભલાભાઇ ! તું આવી વ્યર્થ આશાને શા માટે હૃદયમાં ધારણ કરે છે. આ વિશ્વમાં સર્વને આજે કાલે અથવા ચાર દિવસ પછી ચાલ્યા જવાનું છે. કોઈ સ્થાયી રહ્યું નથી અને રહેવાનું નથી. તો ચાર દિવસની ચળકતી ચાંદનીમાં લોભાઇને તું પરદારામાં શો માટે લોલુપ બની ગયો છે ? સાંભળ, કોઇક વિદ્વાને આ દુનિયાની અનિશ્ચિતતા માટે શું કહ્યું છે તે જરા ધ્યાન પૂર્વક સાંભળી લે:—

"કૈક ગયા છે કૈક જાય છે, કૈક થશે બેહાલ;
સુકૃત સાથે આવશે, કોણે દીઠી કાલ.
પંખી રોળું વૃક્ષપર, હળી મળ્યું છે હાલ;
પ્રભાતમાં ઉડી જશે, કોણે દીઠી કાલ.
પુષ્પ સુગંધ થકી બની, અનુપમ ફૂલની માળ;
તે પણ કરમાઇ જશે, કોણે દીઠી કાલ.
દૃષ્ટિ વિપર્યાસે તુંને, ભાસે સુખરૂપ જાળ;
પરતાવો પાછળ થશે, કોણે દીઠી કાલ.

"પુણ્ય વારિને પામવા, સુકૃત્ય કરી પાળ;
આખર કામે આવશે, કોણે દીઠી કાલ."

સ્વાર્થીયા સંસારના મોહમુગ્ધ અને માયાના ઉપાસક માનવી! માન, હજી પણ મારૂં કહેવું માન. પારકી સ્ત્રીને માતા સમાન જાણ. તું મારામાં આટલો બધો મોહ ધરાવે છે તેટલો મોહ ઇશ્વરમાં રાખ એટલે તારૂં ભવોભવનું કલ્યાણ થશે. તું મને બથમરીને શા માટે મારી રહ્યો છે? પાણી વલોવ્યાથી કદાપિ માખણ નહિ નીકળે તે નહિજ નીકળે. તો પછી નાહક તારી નીચતા શા માટે દેખાડે છે? અરે કેવળ જીભથી અમૃતનું નામ લઇને તું તને પોતાને અમૃતનો પાનાર કહે છે? ગળામાં હળાહળને છલોછલ ભરી રાખવા છતાં તું અમૃતની આશા રાખે છે? પણ યાદ રાખજે કે તારી તે આશા કદાપિ નહિ ફળશે તે નહિ જ ફળશે. તું તને પોતાને સુંદર કહે છે? ભલે તું ઘણો જ સુંદર હોય પરંતુ મનુષ્યના ચિત્તની વૃત્તિ નિરાળી જ હોય છે. જો એક અબળા પોતાના ખરા હૃદયથી એક કુબડા, કાણા, કાળા, કદરૂપા અને બેડોળ પુરુષને ચ્હાતી હશે તો પછી તેને સાક્ષાત્ રતિદેવીનો પતિ કામદેવ પણ મોહાવી શકશે નહિ તેના અનુરાગને તિલભાર પણ ઓછો કરી શકશે નહિ. તું સુંદર છે, પરંતુ તારી તે સુંદરતાને માટે હું સર્વથા અયોગ્ય છું. તારા રૂપ આગળ મારૂં છેક નકામું છે, માટે તું તારા જેવીજ કોઇક સ્વરૂપવતી સુંદરી શોધી લે. તારા તે સ્વરૂપપર મુગ્ધ થનારી અનેક માનિનીઓ મળી આવશે, પણ આ મદનની મનોહારિણુ રમા તો તેનો સ્વીકાર કદાપિનું નહિ જ કરી શકે.

"નથી આ માનિની વેશ્યા કદાપિ ધર્મને ખોશે;
નથી આ સ્વાર્થિણી વામા મદનમૂર્તિ ભૂલી જાશે.
નહિ તું રાખતો આશા કદાપિ આ રમા તારી થશે,
મૂરૂ તિલ નથી આ કે સત્વર તેલ નકળશે."

શયતાન અથવા પિશાચે મોટેથી હસીને કહ્યું કે;—"બસ હવે મારી પ્રીતિના અંકુરો તારા હૃદય ક્ષેત્રમાં સ્ફુરી આવ્યા, મારા સર્વ મનોરથો ફળીભૂત થયા. અત્યાર સુધી તો દુષ્ટ, નીચ, કુકર્મી, કુરૂપ અને પિશાચ આદિ ઉપાધિયો મળ્યા હતા, પણ હવે તો મને ત્રૈલોક્ય સુંદર કહ્યો. માનુષી સ્ત્રીઓનો સ્વભાવ જ કાંઈક આવો વિલક્ષણ હોય છે. બસ, મારા હૃદયના આરામ! પ્રાણના અવલમ્બન! હવે વિલંબ ન કર. મને તારા ગળાં સાથે લપેટીને કૃતાર્થ કર અને સત્વર તારા અનુપમ રૂપનો ભોક્તા કર.

"વાહરે લટ્ટુજી ખૂબ ફૂલાયાને શું? આતો માન ન માન પણ હું તારો મહેમાન' એવાળી વાત કરી. પણ ગમાર, મતિભ્રષ્ટ માનવ! આવા અયોગ્ય અને બીભત્સ શબ્દો બોલીને તું તારી જિવ્હાને વિના કારણ શાટે અપવિત્ર બનાવે છે. શું અકાળ અવસ્થામાં-જ તું કાળનો કવલ બનવાની ઇચ્છા રાખે છે? હું બીજી વાતતો દૂર રહી પણ તારા મુખપર થૂક્યાને પણ રાજી નથી. શું તું મારા રૂપના અગ્નિનો પતંગ બનીને તારી કાયાને ભસ્મ કરવા ઇચ્છે છે?" રમાએ કહ્યું

પિશાચ સહજ ચીડાઇને બોલ્યો કે;—"અરે! આમ વૃથા બકવાદ શા માટે કરે છે? અત્યારે તું મારા તાબામાં છે, હું તારાપર ધારૂં તેવો જુલમ ગુજારી શકું તેમ છું. ત્રાસ વર્તાવી શકું તેમ છું. જો આ સ્હામેના કત્લખાના તરફ એક તરફ તારી નજર દોડાવી જો તું વિચારી જો કે જે શયતાન અનેક નરનારીઓની કત્લ કરવાને શક્તિમાન છે, લોહીની ધારાઓ વ્હેવડાવવાને જેનાં ખંજરો તૈયાર છે. ભલભલા મર્દોની ગર્દનો વિખૂટી કરવા માટે જેની તલ્વાર આતુર છે. જે ગમે તેવા ભીષણ પાપને કરી બતાવવામાં જરા પણ અચકાતો નથી; તે બહાદુર વીર શયતાન તથા શૂરવીર સોબતીઓ તને શું નહિ કરે?

તારી કત્લ કરશે. પોતાના ભાલાની તીણી અણીથી તારા જિગરને ભેદી નાખશે. પત્થર અથવા વજ્રના જેવા કઠોર દિલનો આ શયતાન પોતાના ઝેરીલા ખંજરથી તારા ચૂરેચૂરા કરી નાંખશે. માટે હજી પણ વિચારી જો. જો સુધાનો સ્વાદ ચાખવો હોય, સોનાના સંસારમાં રહીને જીવનને આનંદમાં ગાળવાનો વિચાર હોય તો હજી પણ કહું છું કે માની જા. હું સારી રીતે જાણું છુ કે નારીઓ ઘણી જ હઠીલી હોય છે. પણ એ હઠના પરિણામે જ તેમને મરણના મુખમાં જવું પડે છે. રમા ! હજી પણ આ સમશીરને ધરનાર, વીરનાં હૃદયને વિદીર્ણ કરનાર, શયતાનની યાચનાનો સ્વીકાર કર."

"જ્યાં સુધી સૂર્યચંદ્રની ગતિ એક છે, પૃથ્વી સ્થિર છે, સમુદ્ર મર્યાદિત છે, આકાશ ટકીલું છે, વાયુ નિયમના બંધનમાં બંધાયલો છે, ત્યાં સુધી તો મારાથી તારી તે પિશાચી યાચનાનો સ્વીકાર નહિ થાય તે નહિ જ થાય. હજી પૃથ્વી ધર્મના ભયથી સ્થિર છે. હજી પણ સતીઓનાં સતીત્વની રક્ષા માટે કરાળ કાળને પણ કચડી નાંખનાર જગદાધાર હાજરાહજુર છે. હું તારાં આ પ્રલોભનોમાં લોભાઉં તેવી લાલચુ અબળા નથી. તારી આ યાચના તું કોઇ પતિઘાતિની વેસ્યા પાસે જઇને કર એટલે તે તરત જ તેનો સ્વીકાર કરશે. હું મારી સુંદરતાનું વેચાણ કરનારી કુલટા કામિની નથી."

"ત્યારે શું તને તારા પ્રાણનો જરાપણ પરવાર નથી."

"ના બિલકુલ નહિ."

"કારણ ?"

"ફક્ત મારા નારીધર્મનું સન્માન ?"

"તે સન્માન નષ્ટ થાય તો ?"

" કદાપિ થાય જ નહિ."

" કોણ છે તેની રક્ષા કરનાર."

" અધમવિદારક જગદાર."

" ત્યારે તું તારૂં હૃદય કોને આપવા ઇચ્છે છે।"

" તે મનમોહક મદનમૂર્તિ મદનને ?"

" રમા ! મારી આ અંતિમ શિક્ષા માની લે, મને આ તારૂં સુંદર રૂપ જોઇને દયા આવે છે."

" હે મૂર્ખ ! સતી સ્ત્રીઓનાં મન કદાપિ તારા જેવાની આવી નીચ વાતો કદાપિ ડૂલી જતું નથી."

" હું હવે તદ્દન નિર્દોષ છું, તને જે કાંઈ કહેવું હતું તે કહી દીધું છે, સમજાવવાનું હતું તે સમજાવી દીધું છે, હવે હું તારા પ્રાણ હમણાં જ લઉં છું." પિશાચે ગંભીરતાથી કહ્યું. રમાએ ગર્દન નમાવીને કહ્યું કે;—" હું તારાજેવા અધમ પાપી સાથે બોલવા માગતી નથી."

આ સાંભળીને પિશાચપતિ નાગી તલ્વાર લઈને રમાના શરીરપર ધસી ગયો અને તે સુંદરીનું મસ્તક ધડથી વિખૂટું કરવાને તૈયાર થઈ ગયો, એવામાં અકસ્માત્ તે ભવનની પૂર્વ દિશાની દીવાલ ફાટી અને તેમાંથી એક કુરૂપ પિશાચ બહાર નીકળી આવ્યો. તે પિશાચે આવીને કહ્યું:—" મહારાજ ! સ્ત્રીને મારવી એ અધર્મ છે અને ન્યાય વિરૂદ્ધ છે."

પિશાચપતિ ગુસ્સેથી બોલ્યો:—" નહિ—નહિ. આ સ્ત્રી બડી દુષ્ટા છે. એને એનાં કડવાં અને કઠોર વાક્યોનું ફળ હું હમણાં જ ચખાડી આપું છું."

આવનાર પિશાચે કહ્યું:—" વારૂ ત્યારે, મને એક મહીનાનો અવકાશ આપો, એમુદ્દતમાં જો તે આપના પ્રેમનો સ્વીકાર કરે તો ઠીક છે નહિ તો પછી ઇચ્છામાં આવે તે સજા કરજો."

પિશાચ પતિએ જલદગંભીર સ્વરથી કહ્યું કે:—"તારી જો એવી જ ઇચ્છા છે તો હું એને એટલો અવકાશ આપું છું, પણ જો એકત્રીસમેં દિવસે તે મારી યાચના નહિ સ્વીકારે તો પછી હું તેના ગર્મ રૂધિરથી મારી તરસને છીપાવીશ. તું પણ તેને બરાબર સમજાવજે ન માને તો જરા ચૌદમા રત્નનો પ્રભાવ પણ બતાવજે."

આમ કહીને તેણે પુનઃ પગની ઠોકર મારી એટલે તે પૃથ્વી ફાટી અને તેમાં તેઓ સર્વ અંતર્ધાન થઇ ગયાં.

---

## પ્રકરણ ૯ મું

---

## પ્રેમમુગ્ધા નલિની

---

"જાદુ નયનોંકા મનકો લુભાએ ગઓરે;
મોરા સુખ લે ગયો અપના દુખ દે ગયો
આગ બિરહાકી તનમેં લગાય ગયો—જાદુ.
ઉસ સિતમ ગરકા પતા હાય મંય પાઉં ક્યું કર !
ઔર પાઉં તો કહો હાલ સુનાઉં ક્યુંકર !
સામને બી હો ખડા ગરતો બુલાઉં ક્યું કર !
રૂઠ જાએ તો સિતમ ઉસકો મનાઉં ક્યું કર !
ખૌફ હય મુજકો કે મંય આંખ મિલાઉં ક્યું કર !
ન કુચ્છ કહે સકું ન કુચ્છ સુન સકું, !
રાહ ચલતા જીગરવા ચુરાય ગયો."

મહેશર

---

પ્રિય વાંચક ! હવે તમો મદનનો કેટલોક વૃત્તાંત સાંભળો એ. કારણ કે તેની સાથે આ વાર્તાનો સંબંધ વિશેષ જોડાયલો છે, માટે તે વૃત્તાંત જાણવાની ખાસ જરૂર છે.

જરૂરી કામોમાંથી મુક્ત થયા પછી મદન ઘણીજ ચિન્તાની સાથે બાબુસાહેબના આવવાની વાટ જોવા લાગ્યો. ઘણી વાર સુધી વાટ જોવા છતાં બાબુસાહેબ જ્યારે ન જ આવ્યો, ત્યારે તે ગભરાઇને મોહિની પાસે ગયો અને તેની પાસેના જ એક સુંદર આસનપર બેસીને એક ભારી વિષયની સલાહ કરવા લાગ્યો.

પ્રથમ તેણે મોહિનીને ઉદ્દેશીને કહ્યું કેઃ—"મોહિની ! હજી સુધી બાબુસાહેબ તથા સુંદરસિંહ એમાંથી એક પણ જણ આવ્યો નથી, આથી મને જ ઘણી શંકા થાય છે. મને લાગે છે કે કદાચ તેઓ કોઈ ઠગારાની ઠગાઇમાં ફસાઇ ગયા હશે, નહિ તો અત્યારસુધી પાછા ન આવે એવું બને જ નહિ. અવશ્ય દાળમાં કાંઇક કાળું જ જણાય છે."

મોહિની કાંઇક વિચાર કરીને બોલી કેઃ—"હા મદન ! તમે જે કાંઈ કહો છો તે ખરૂં જ છે. આજકાલ ઠગારાએ એવો ઉપાડો લીધો છે કે તેઓ પીટયા આપણને અથવા તો આપણા પક્ષના કોઇ પણ માણસને જંપીને બેસવા પણ દેતા નથી. તમારા કહેવા પ્રમાણે કદાચ સુંદરસિંહ અને બાબુસાહેબ દુશ્મનપક્ષના કોઇ ઠગારાના જાળમાં આવી ફસાયા હોય તો તેમાં અચંબો પામવા જેવું કાંઇ જ નથી. પણ હવે એ વિષયમાં વધારે ચિંતા કરવાનું કશું કારણ નથી. હું હમણાં જ મારા રમળ ફેંકીને તમને બધી બીના જણાવી દઉં છું. મારા રમળપરથી આપને બધી બાતમી એક પળવારમાં મળી જશે અને સુંદર તથા બાબુ ગમે ત્યાં હશે તે પણ જલ્દી જણાઈ આવશે."

આમ કહીને મોહિની રમળના પાસા ફેંકયા અને ત્યાર પછી

કાંઇક ગણત્રી કરીને મદનને જણાવ્યું કે;—"એફ! આપણી સાથે બડી દગાની બાજી ખેલાઇ છે! આપણા બધા ભેદોનો ભંડો ફૂટી ગયો છે. તમે જેને બાબૂ ચંદ્રગુપ્ત ધારતા હતા તે ખરી રીતે ચંદ્રગુપ્ત નહોતો પણ રણધીરનો ચાલાક ઐયાર અથવા ઠગારો પંડિત દેવીદત્ત હતો. તેણે સુંદરસિંહને દગો દઈને ફસાવી લીધો છે અને આપણા કારાગૃહમાંથી તે પોતાના ઐયારોને—લુચ્ચા ઠગારાઓને છોડાવી ગયો છે. આપણી અત્યાર સુધીની કરી કારવી બધી બાજી ધુળમાં મળી છે અને દુશ્મને ધોળે દહાડે આપણી આંખમાં ધુળ નાંખી છે. તે પિશાચ દેવીદત્ત બડો ખંધો અને પક્કો ખેલાડી હોવાથી હવે જલ્દી હાથમાં આવી શકે તેવો કશો સંભવજ નથી."

આ સાંભળી મદન તો આભોજ બની ગયો. તેણે ઘણાજ ગભરાટની સાથે કહ્યું કે;—"હાય! બહુ બુરી થઈ. સુંદરસિંહ કે જે આપણો ડાબો હાથ હતો તે પણ દુષ્મનોના હાથે હાલ તરતને માટે કપાઇ ગયો. રમાએ ગઇ અને સુંદરસિંહ પણ ગયો. હવે મારી શી દશા થશે? સુંદરસિંહ વિના મને મારી રમાનો કોણ પતો મેળવી આપશે? અરેરે! વિધાતા! તેં આ દુ:ખરૂપ સંસારમાં સળગતી ભડભડતી ચિંતારૂપ જ્વાળાથી દગ્ધ થયેલા આ હતભાગી મનુષ્યપર આવો અત્યાચાર શા કારણથી વર્તાવ્યો? પરમાત્મન્! મારાથી એવો તે શો ભીષણ અપરાધ થયો કે તેના બદલામાં તે મારી આવી વિષમ વેદના જનક ભયંકર દુર્દશા કરાવી? મોહિની! જો તે પુરૂષ ખરેખરો દેવીદત્તજ હશે તો તો તે આપણા આ દુર્ગમ દુર્ગની તથા માયાવી મહાલયની બધી બાતમી મેળવી ગયો હશે. તેને કારાગૃહના તમામ રસ્તાઓનો પતો પણ મળી ગયો હશે હાય! હવે શું થશે. મને કોણ મદદ કરશે?"

મોહિનીએ મદનને દિલાસો આપવાના ઉદ્દેશથી કહ્યું કે; " મદન! હવે જે બની ગયું છે તેને માટે વૃથા શોક કરવાનું કાંઈ પ્રયોજન નથી. ઇશ્વરે જેમ ધાર્યું હશે તેમ થશે તેમનામાં દઢ વિશ્વાસહશે તો તેઓ અવસ્ય તમારૂં રક્ષણ કરશે અને તમને કોઇ પણ જાતની ઇજા આવવા દેશે નહિ. દેવીદત્ત આપણા બધા ભેદો જાણી ગયો હશે તો પણ જ્યાં સુધી આપણો ભગવાન આપણાપર પ્રસન્ન હશે ત્યાં શુધી તેનાથી આપણું કાંઇ પણ અનિષ્ટ કરી શકાશે નહિ. ઇશ્વર સદા સત્કર્મવાદીઓનું કલ્યાણ અથવા મંગળજ કરે છે અને દુરાચાર કરનારા પાપાત્માઓનો ધ્વંસજ કરે છે. તમે બુદ્ધિમાન છો માટે જરા વિચાર કરો અને શાંત થાઓ."

મદને સહજ શાંત રહ્યા પછી કહ્યું:—" વારૂ એતો ઠીક પણ રમાના સંબંધમાં જરા રમળ ફેંકીને જો જોઈએ કે તે અત્યારે ક્યાં છે અને કોના સપાટામાં સપડાઇને દુ:ખ ભોગવી રહી છે."

મોહિનીએ ફરીવાર રમળના પાસા ફેંકીને કહ્યું કે:—" મદન! રમા તો બિચારી અત્યારે ઘણીજ અજાયબી ભરેલી અવસ્થામાં આવી પડી છે. પણ તે કોના સપાટામાં સપડાઈ છે તથા તેના પર શા શા જુલ્મો ગુજરાઇ રહ્યા છે તે સંબંધથી કાંઇ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. પણ હા—મારી જ્યોતિષ વિદ્યા મને એટલું તો ખાત્રીપૂર્વક જણાવે છે કે તે કોઇ માયાવીના પંજામાં ફસાઇ ગઇ છે. તે માયાવી કોણ છે અને તેનું નિવાસસ્થાન ક્યાં આવેલું છે, એ સંબંધમાં મારાથી કાંઇ ચોક્કસ કહી શકાતું નથી."

મોહિનીનાં આવાં નિરાશા સૂચવનારાં વચનો સાંભળીને મદન ઘણોજ ગભરાઈ ગયો. તે એક ઘણોજ ઉંડો નિસાસો નાંખીને બોલ્યો કે:—" મોહિની? ત્યારે શું મને મારી રમા નહિજ મળે? હાય! તેના

વિના મારૂં જીવતર કેમ કરીને પૂરૂં થશે? તે મધુરી મોહક મૂત્તિના સ્મરણમાં ને સ્મરણમાં હું રાત્રિદિવસ મારૂં હૃદય પરોવી રાખું છું. તેને મેળવવાની આશાપર જ મારૂં જીવન ટકી રહ્યું હતું, પરંતુ હવે એ આશાનો તાર પણ તૂટી ગયો. હાય હતભાગી મદન ! તું આ સંસારનાં આવાં વિરહ રૂપી દુઃખો દેખવાને શા માટે ઉત્પન્ન થયો ? શું તને તારી વ્હાલી રમા નહિ જ મળે ? તારા મનની કેવળ એક જ આશા નહિ ફળે ? રમા ! ઓ મારી પ્રિય રમા ? તું આવી નિષ્ઠુર કેમ બની ગઇ ? નેત્રકટાક્ષ રૂપી ભયંકર બાણનો આ દીન મનુષ્યના હૃદયપર પ્રહાર કરીને ક્યાં અદ્રસ્ય થઇ ? કામદેવની કટારીને મારા કોમળ હૃદયમાં ઘોચીને તું ક્યાં ચાલી ગઇ ? તારી વફાદારી અને ઇમાનદારી અને ઇમાનદારી ક્યાં ગયાં ? શું તું મારા કરતાં બીજા કોઇ સ્વરૂપવાન પુરૂષમાં મુગ્ધ બની ગઇ છે અને એ કારણથી જ તને મારા પ્રત્યે અભાવ આવ્યો છે ? અફસોસ ! ભયંકર અફસોસ ! બસ મોહિની ! હું હવે રમાને શોધવા માટે હમણાં અને આ ક્ષણે જ બહાર નીકળી પડું છું. કારણ કે ઉદ્યોગરૂપી લતા પર જળ સીંચમામાં આવે તો જ મનુષ્યનું ભાગ્ય સારાં ફળો આપી શકે છે. પણ આળસ રાખીને બેશી રહેવાથી મનુષ્યની અધોગતિ થાય છે તથા ભાગ્યના સિતારા પણ ઢંકાઇ જાય છે, પરિશ્રમથી માનવ ધારે તે કરી શકે છે અને આળસથી બધું ગુમાવી બેસે છે. એટલા માટે જ વિદ્વાનોએ કહેલું છે કે, **आलस्य हिं मनुष्याणां शरीरस्थ महारिपु** આળસ એ જ મનુષ્યનો મહાન શત્રુ છે. અને મનુષ્યને અવનતિના ઉંડા સમુદ્રમાં ફેંકી દેનાર પ્રબળ શક્તિધારક શયતાન છે."

મોહિનીએ મદનના કથનનો પ્રતિવાદ કરતાં પ્રમાણ સહિત કહેવા માંડયું કે;—" ચતુર મદન ! આવા વિચારોને હૃદયમાં કદાપિ સ્થાન

આપશો નહિ. કોઇ પણ કાર્ય કરતાં પહેલાં તેના પરિણામનો પૂરતો વિચાર કરવાની ખાસ આવશ્યકતા છે. સાહસ કરીને કોઇ પણ કાર્ય કરવાથી કોઇ દિવસ પણ સારૂં ફળ મળતું નથી. કોઇ કવિએ ખરૂં જ કહ્યું છે કે;—

" **सहसाविदधत न क्रियामविवेकः परमापदाम्पदम् ।**
**वृणतेहि विमृष्यकारिणं गुणलुब्धाः स्वयमेव सम्पदः ॥** "

આનો ભાવાર્થ લગભગ એવો થાય છે કે, કોઈ પણ કાર્યમાં સાહસ ન કરો, અવિવેક જ સર્વ આપદોનું ઘર છે એમ ખાત્રીપૂર્વક માની લ્યો અને વિચાર પૂર્વક કામ કરનારના તેના તે ગુણોથી લોભિત થઇને સર્વ પ્રકારની સંપત્તિઓ પોતાની મેળે આવી મળે છે એ પણ દૃઢતાથી ધારી લ્યો. માટે મદન ! આમ એકાએક સાહસ કરીને જવાના વિચારને માંડી વાળો. તમને એકલાને જવા દેવાનું હું ઉચિત ધારતી નથી. ન કરે નારાયણને કદાચ રમાની પેઠે તમે પણ આફતમાં આવી પડો તો પછી મારી શી દશા થાય ? આ માયાવી મહેલમાં મારી કોણ રક્ષા કરે ? મદન ! આવું અવિચારી કામ કરતાં પહેલાં તેના પરિણામનો પણ વિચાર કરી જોજો. રમાનો તો અત્યારે ક્યાંય પણ પતો જ નથી તો પછી તમે તેને ક્યાંથી મેળવી શકશો ? રમાને મેળવવા જતાં કદાચિત્ તમારો દેહ પણ જોખમમાં આવી પડશે. માટે આ બધી બાબતોનો ખ્યાલ કરીને હાલ તરત તો કોઇ પણ સ્થળે જવાનું મુલ્તવી રાખો ?"

" મોહિની–મોહિની ! ! તારાં આ અમૃત જેવી નીતિવાળાં વચનો સાંભળવા છતાં, પ્રિયાના વિયોગથી વ્યાકુલ થયેલા મારા આ હૃદયપર તેની કશી પણ અસર થતી નથી. મને મારી પ્રિયતમા રમાએ દીવા-

નો બનાવી દીધો છે. હું એ હૃદયમોહિની માટે મારા જિગરમાંથી ખૂન વહાવીશ તો પણ મને એક જાતનો આરામ જ મળશે. તેના માટે મારૂં સર્વસ્વ ગુમાવીશ તો પણ મને જરાયે દુઃખ થશે નહિ. આ સંસારમાં જો કાંઈ પણ સાચા સુખનો સંભવ હોય તો રસિલીની રસિક વાતોમાં જ સમાયલો છે. જો વિશ્વમાં કોઇ પણ આરામનું સ્થાન હોય તો તે કેવળ પ્રિયતમાનું એક હૃદયમંદિર જ છે. સંસારમાં જન્મીને જે પુરુષે પ્રમદાના પવિત્ર પ્રેમની લ્હાણ લીધી નથી, વ્હાલીના મધુરા શબ્દોનું શ્રવણ કર્યું નથી, મનોહારિણી માનિનીના ઉચ્ચ હૃદય ભાવોનો સુધા સમાન સ્વાદ ચાખ્યો નથી અને જેણે રસિલી લલનાના લાલ લાલ અધરમાં સમાયલા અમૃતનું પાન કર્યું નથી, તેના મૃણાલ સમાન કોમળ બાહુઓનું આલિંગન લીધું નથી, કેલીપરાયણા કામિનીના સંસર્ગસુખનો જે નરે અનુભવ મેળવ્યો નથી તથા લાવણ્યમયી લલનાના મૃદુ મંજુલ વચનો સાંભળીને અપૂર્વ પ્રકારના આમોદનો ઉપભોગ કર્યો નથી, તે નરનો અવતાર અફળ છે. તું હજી ઔરત છે. તેથી મર્દના દિલમાં પયદા થયેલા ઇશ્કની કીમત સમજી શકવાને નાલાયક છે. ઇશ્કને માટે આદમીઓ પોતાના બદનને ખાખ કરે છે, પોતે બેહાલ બને છે. મોહિની! હું શું અયોગ્ય કાર્ય કરૂં છું કે તું મને રમાને મેળવવા માટે જવાની મના કરે છે? રમા મારી છે, હું તેનો છે. હું નેત્ર છું, તે જ્યોતિ છે. તેને માટે હું મારી જાન ગુમાવવાને પણ તૈયાર છું. તે જે આફતમાં સપડાઈ છે, તેમાંથી તેને છોડાવી લાવવી એ મારી મુખ્ય ફર્જ છે. ક્ષત્રિય ધર્મ અનુસાર મારે તેને બચાવવી જ જોઇએ. જો હું આવા આફતના વખતે તેને સહાયતા ન કરૂં તો મારા જેવો બીજો પાપી પુરુષ કયો કહેવાય? મારી પ્રાણપ્યારી દુઃખ ભોગવે અને સુખમાં અને હું આરામમાં દિવસો ગાળું

એ કેટલું બધું અયોગ્ય ગણાય ? નહિ—નહિ હું તેને બચાવ્યા વિના કદાપિ જંપીને બેસવાનો નથી. બસ હવે મને આજ્ઞા આપ, એટલે હું અહીંથી જલ્દી રવાના થાઉ."

મોહિનીએ લાચારીથી જણાવ્યું કે;—" ત્યારે જેવી તમારી ઇચ્છા માલિકનો કોઇ માલિક હોતો નથી. આતો મને ઠીક લાગ્યું તે જણાવ્યું. જો હવે તમારી જવાની જ ઇચ્છા હોય તો ખુશીથી જાઓ, હું તેમાં કોઇ પણ પ્રકારનું વિઘ્ન નાંખવાને રાજી નથી. વહેતી નદીના પ્રવાહને ભલા કોનાથી રોકી શકાય અને તેમાંયે વળી ખાસ કરીને વર્ષાઋતુના ભયંકર વૃષ્ટિના સમયે ? "

મદન, મોહિનીની વાત સાંભળીને કાંઇ જ બોલ્યો નહિ, ત્યાંથી ઊઠીને ચાલતો થયો, અને ત્યાર પછી અશ્વશાળામાંથી એક ઘણા જ સુંદર પાણીદાર અશ્વને લઇને બહાર નીકળી પડયો. તેની કમરની ડાબી બાજૂએ લાલ મખમલના મ્યાનમાં એક તીખી તેજસ્વી તલ્વાર લટકી રહી હતી. ખાખી રંગના કોટપર હીરાના હાર શોભી રહ્યા હતાં. શિરપર બનારસમાં બનેલો ગુલાબી રંગનો એક સુંદર રેશમી સાફો સુશોભિત થઇ રહ્યો હતો. અમૂલ્ય પ્રકારના સુંદર પોશાકથી વિભૂષિત થયેલો મદન આસમયે વિશ્વવિમોહન મદનદેવતાનું સ્વરૂપ જ ધારણ કરી રહ્યો હતો. અહા ! તેના ગૌરવદનની શી ખૂબસૂરતી ! શી સુંદરતા ! તેને જોતાંની સાથે જ કામપરાયણા કુટિલા કામિનીનાં વિકારવશ નયનો આકર્ષાયા વિના રહે તેમ નહોતાં. ખરેખર અત્યારે મદને સાક્ષાત્ રતિના પતિ મન્મથનું સોહામણું સ્વરૂપ ધારણ કરી લીધું હતું.

ચાલતાં ચાલતાં મદન દસ પંદર ગાઉ દૂર આવી પહોંચ્યો અને દિવસના પણ ચારેક વાગ્યાના શુમારે તે એક શહેરના સુંદર બગીચામાં જઇને જરા વિશ્રામ લેવા લાગ્યો. તે બગીચાના મધ્ય ભાગમાં

એક સુંદર સંગેમરમરનો બંગલો હતો અને તેનાં દ્વાર સોનાનાં હતાં તથા ઉપરના ભાગમાં જવા માટે ચાંદીની સીડીઓ રાખવામાં આવી હતી. બાગની ચારે બાજુએ ફરતી દીવાલો હતી અને તેમાં પ્રવેશ કરવાના મુખ્ય બે દરવાજા તથા બે નાની નાની બારીઓ હતી. ગુલાબના ક્યારડાઓમાં ગુલાબનાં ફૂલોની અપૂર્વ બહાર હતી. એક તરફ ચંપા, ચમેલી, જૂઇ, જાઇ, માલતી, મોગરા થઇ મોતીયા અને કેવડા વગેરે સુગંધિત વૃક્ષોની નાની નાની ક્યારીઓ શોભાયમાન થઈ રહી હતી તો બીજી બાજુએ આમ્રતરૂ, આશોપાલવ અને તેવાજ પ્રકારનાં બીજાં વૃક્ષોના સંચાલનથી ઉદ્‌ભવેલો વાયુ મંદ મંદ લ્હેકા લેતો, પુષ્પોના પરાગને પોતાના સ્વરૂપ સાથે મેળવીને એક પ્રકારના મૃદુ સુવાસનો સર્વત્ર વિસ્તાર તથા સંચાર કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. આ બચીચાનાં સુંદર પુષ્પોનો સુગંધ પુરંદરના નંદનકાનનને પણ ક્ષણ વારને માટે લજ્જિત બનાવી દે તેટલા વિશાળ પ્રમાણમાં વિસ્તરીને મનુષ્યના મનને ખુશ ખુશ કરી દેતો હતો. સ્હામેજ બિલોરી પત્થરનો અદ્‌ભુત રચનાથી રચેલો એક મનોહર હોજ કાગચક્ષુના જેવા નિર્મળ જળથી છલોછલ ભરેલો હતો અને તેના મધ્ય ભાગમાં એક સોવાનો સોહામણો ફૂવારો સ્થાપવામાં આવ્યો હતો કે જે જળની અનેક ધારાઓ વર્ષાવી રહ્યો હતો. આ સર્વ નયનરંજક દશ્ય જોઇને મનુષ્યના મનમાં સહજમાંજ આનંદ અને શાંતિનો સંચાર થયા વિના રહેતો નહોતો.



એ ઇન્દ્રદેવના—સુરપતિ ઇન્દ્રરાજના મનોહર ઉપવનને પોતાની તુલનામાં પરાજિત કરનારો અતિ સુંદર બગીચો ખરેખર ઘણોજ સુંદર હતો. જોતાંની સાથેજ મનુષ્ય તેમાં વિશ્રાન્તિ લેવાને લલચાઇ જતું હતું અને મોહવિમુગ્ધ માયાધીન મનુષ્યની પેઠે તેને ત્યાંથી ઉઠ-

વાનું મન પણ થતું નહોતું. ઘણો વખત વીતી જવાથી તદ્દન ક્લાંત બની ગયો હતો અને ભૂખ પણ તેને કકડીને લાગી હતી. આથી તે આવા રમણીક બાગને જોતાંની સાથેજ મોહિત થયો, તેમાં આરામ કરવાને લલચાયો. બાગના દરવાજા પાસે આવી તે પોતાના અશ્વ પરથી ઉતરી પડયો અને અશ્વને એક વૃક્ષ સાથે બાંધીને બાગની બહાર જોવા લાગ્યો. અકસ્માત્ તે બાગના એક એકાંત સ્થાનમાં એક મનોહરા માનિનીનું ગાન તેના સાંભળવામાં આવ્યું. તે ગાયનનો આશય આવા પ્રકારનો હતોઃ—

પ્રિયતમ વીણ કોણ બુઝાવે આગ આ તનુની;
હૃદય રસિકવીણ કોણ શમાવે આગ આ તનુની—પ્રિયતમ.
રતિની ગતિને ન જાણે કોઈ વનવાસી સંન્યાસી.
મદનાનળથી બળતી યુવતીની પીડ શું જાણે ઉદાસી ? પ્રિયતમ.
પ્રમદા મન મહિં મુંજાય બહુ અકળાય,
પ્રણય રસ છલકાય
પણ ન મળે હાય ! વિલાસી—પ્રિયતમ,
જોબન વનનાં ફૂલ મધુરાં કરમાય,
ફૂલી ફાલીને સુકાય,
પણ મકરંદ ન મળે પુષ્પવિહારી—પ્રિયતમ.

આ ગાયન એક સોળ વર્ષની સુંદરી યુવતી એક અશોક વૃક્ષ તળે બેસીને ગાઇ રહી હતી. ગાયનનો સ્વર ઘણોજ કોમળ અને મીઠો હતો, એથી મદનને તેને સાંભળવાની સ્વાભાવિકજ ઇચ્છા થઈ આવી. તેણે વિચાર્યું કદાચ તે યુવતી પોતાને ત્યાં આગળ ગએલો જોઇને ગાયન ગાતી બંધ થઇ જશે અને મનની ઇચ્છા મનમાંજ રહી જશે. આથી તે તે અશોક વૃક્ષની પાછળના ભાગમાં આવેલા

એક લતાવિતાનમાં જઇને ચૂપકીથી ઉભો રહ્યો તથા એક ચિત્તથી તે લલિતાંગી લલનાનું મધુરૂં ગાયન સાંભળવા લાગ્યો. છેવટે ગાયન બંધ થયું અને તે યુવતી પોતાની સખીઓ જ્યાં આગળ ફૂલ વીણી રહી હતી તે તરફ ચાલતી થઇ. તેના થોડેક દૂર ગયા પછી મદન પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. એવામાં અચાનક તેને પોતાની સ્હામે એક તરૂણીઓનું ટોળું દેખાયું. જે તરૂણીઓ રૂપમાં રંભા, મેનકા આદિ અપ્સરાઓ કરતાં કોઇ પણ પ્રકારે ન્યુનતાવાળી નહોતી. તે સ્ત્રીઓના સમુદાયમાં પૂર્વોક્ત ગાયન ગાનારી યુવતી પણ મળી ગઇ. આ વખતે તેની ચાલ ગજગામિની કામિનીના જેવી મંદ મંદ જણાતી હતી. અને પોતાની સખીઓના ખભાપર વારંવાર કોમળ કરકમળનો ધીમો આઘાત કરીને કાંઇક મીઠી મીઠી વાતો પણ કરી રહી હતી. તેની લલિત લહરિયોની લ્હેરો વાયુની લ્હેરોમાં લ્હેકા લઇ રહી હતી. ચંદ્રમાના અર્ધ ભાગ જેવા વિશાળ અને ચળકતા લલાટ પ્રદેશપર ધનુષનાં જેવા ભ્રૂયુગલ શોભાયમાન ભાસી રહ્યાં હતાં. વિશાળ ભાલમાં લાલ ગુલાલના બિન્દુની છટા કાંઇક અપૂર્વજ ભાસતી હતી. નાગણીના જેવો કેશકલાપ નિતંબો સૂધી વિરાજમાન હતો, બન્ને નયન ચંચળતામાં મૃગ અને મીનનું પણ માન મટાડતાં હતાં. એના સ્વચ્છ દાંતોને જોઇને જાણે દાડિમની છાતી ફાટી ગઇ હોયની એવો ભાસ થતો હતો. તે સુકુમારી સુંદરીના વર્ણને જોઇને સોનું પીળું પડી ગયું હતું અને વિજળી તરફડી તરફડીને મેઘમંડળમાં છૂપાઇ ગઇ હતી. તેના મુખારવિંદની શોભા પર મોહિત થઇને મકરંદોએ તેને ઘેરી લેવાની તૈયારી કરી લીધી હતી. અધરોને જોવાથી પક્ષિયોના બિંબનો આભાસ થતો હતો. સર્પિણીના જેવી મોહક વેણીને જોઇને મયુરો ચકિત થતા હતા અને કોમલ મધુર વીણા જેવી વાણી સાંભ-

ણીને મૃગલાંઓના સમુદાય તેને આજૂબાજૂએથી ઘેરીને ચાલતો હતો. અમે સારાંશમાં માત્ર એટલુંજ કહીએ છીએ કે, જો રમા કોમળ કળી હતી તો આ સુંદરી અર્ધ વિકસિત પુષ્પ હતી. જાણે બ્રહ્માએ પોતાની ચતુરાઇનો પરિચય આ નવેલીની રચનામાંજ કરાવી આપ્યો હતો.

એને જોતાંની સાથેજ **મદન** ચકિત થઇ ગયો અને પાસેની એક પાટલીપર બેસીને તે વિચારવા લાગ્યો કે;—અહા કેવી રમણીક રમણી છે! સુરપતિના આવાસમાં પણ જે લલનાનો અભાવ છે તે મનુષ્ય મનવિમોહિની સ્વરૂપવતી સુંદરી આ ઉપવનમાં કયાંથી આવી હશે? શું આ તો કોઇ અપ્સરા હશે કે નાગકન્યાએ પોતાના અનુપમ રૂપનો પરિચય આપવા માટે આ સૃષ્ટિપર જન્મ ધારણ કર્યો હશે? શું આ કમળવિહીન લક્ષ્મી તો વિષ્ણુદેવતાને નહિ શોધી રહી હોય? પણ ગમે તે હો મારે તેની સાથે શું પ્રયોજન છે? જે રમણીય ઉદ્યાનની પુષ્પકલિકા સમાન કોમળ રમાએ મારા હૃદયમંદિરમાં પોતાની પ્રણયપ્રતિમાની સ્થાપના કરી છે તેનું વિસ્મરણ કરીને મારે આ અન્ય પ્રમદાની સુંદરતાની પ્રશંસા શા માટે કરવી જોઇએ? જેણે પોતાના પ્રબળ આકર્ષણથી મને વનેવનમાં ભટકવાને પણ ઉશ્કેરી ચૂક્યો છે તેવી મધુરી રમાને ભૂલી જઇને હું આ પરનારીમાં શા માટે આસક્ત થાઉં છું?' મને તો રમાના કરતાં વધારે સુંદર એવી કોઇ પણ સુંદરી ત્રૈલોકયમાં પણ જણાતી નથી. રમા સુંદરતાની આદર્શ પ્રતિમા છે; પ્રણયનો ભંડાર છે, રૂપનો ખજાનો છે તેના કરતાં મને તો આ વિશાળ વિશ્વમાં કોઈ પણ સુંદરી વિશેષ સુંદર ભાસતી નથી. પણ હા—તેમ છતાંયે વિધાતાએ આ સુંદરીને બનાવવામાં પોતાની અદ્‌ભુત રચનાનું દિગ્દર્શન કરાવીને તેને જે રૂપ આપ્યું છે તે તો ખરેખર અવર્ણનીયજ છે." એવામાં એ સુંદરી પો-

નાની સખીઓ સાથે આ પ્રમાણે વાતચીત મદનની પાસે જ આવી પહોંચી.

તે સુંદરીએ પ્રથમ પોતાની એક સખીને સંબોધીને કહ્યું કે; “સુંદરી સરલા! આ કોઇ પ્રવાસી જણાય છે. શું પરમેશ્વરની સૃષ્ટિમાં આવા સુંદર પુરૂષો પડેલા છે. અહા! શી કાર્તિકેયના સમાન કમનીય છે તેની મૂર્તિ મોહક મજાની! શી સુંદરતા છે એના અંગોઅંગમાં ઉભરાણી! તે પોતાના રૂપના આકર્ષણથી ચંચલ મનની કામિનીના દિલને એક પળવારમાં ચોરી લે તેમ છે. ચુંબક જેમ લોહને પોતાના ભણી આકર્ષે છે, તેવી રીતે આ મદનમૂર્તિ તરૂણ પ્રમદાઓના ચિત્તને સહજમાંજ પોતાના તરફ આકર્ષી લેવાની શક્તિ ધરાવે છે. ધન્ય વિધાતા! તને ધન્ય છે! તેં આવા આવા મોહક તરૂણોની રચના કરીને તારી રચનાશક્તિનો આબેહુબ ચિનાર દર્શાવવામાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા રહેવા દીધી નથી.”

આ સાંભળીને સરલાએ પોતાની બીજી સહચરીને ઉદ્દેશીને કહ્યું કે;–“પ્રમદા! જરા જોતો ખરી, આપણી રાજકુમારી તો એને જોતાંની સાથેજ લટ્ટુ બની ગઇ. તેના રૂપે તેને એટલી બધી મુગ્ધ બનાવી કે જેના યોગે તેણે આપણી લજ્જાને પણ ત્યાગી દીધી.” ત્યાર પછી તેણે રાજકુમારી નલિનીને સંબોધીને કહેવા માંડયું કે;– “નલિની! શું તારૂં મન પરાયા ધનપર તરાપ મારવાને લલચાયું! તને તેવો વિચાર કરતા પહેલાં જરા પણ ભાન ન રહ્યું?”

પ્રમદાએ કહ્યું:–“કેમ ન લલચાય? આવા સુંદરરૂપપર કોણ ન વારી જાય? એ તો એવી મનહરણ છબિ છે કે સહજમાંજ રાજકુમારીનું મન લોભાઇ જાય. હજી તો તેના દિલમાં માત્ર અંકુ-

રજ ફૂટયા છે, પણ ફૂલ ખીલવાને તો ઘણી વાર છે. જો તો ખરી કે તે ભલી હશે તો હમણાંજ તેની પાસે પણ જઇ પહોંચશે."

**નલિનીએ** આથી જરા હસીને કહ્યું:–"સખીઓ તમારી છેડછાડ મને બિલકુલ ગમતી નથી, તમે સહુ સહુનું સંભાળીને બેઠી છો એટલેજ તમને મારી આવી મશ્કરી કરવી સૂઝે છે. જો તમે પણ મારા જેવી કુમારીજ હોત તો તમારી પણ એવીજ દશા થાત સમજીને ઠગારી સખીઓ મારી?"

**સરલાએ** કાંઇક મશ્કરી કરી મજાક કરતાં કહ્યું:–"નલિની બ્હેનનું કહેવું બરાબર સાચુંજ છે. એતો જુવાનીનો જોશજ એવો છે. પણ બાઈ! તેમને આપણી આવી મશ્કરી ક્યાંથી ગમે? એમને તો નવસંગમ કરતી વેળાએ પ્રિયતમની છેડછાડજ પ્રિય લાગશે. તે છેડછાડ રસવાળી હશે એટલે એમને મજા પડશે. આપણી છેડછાડ કેવળ લૂખી સૂકી અને રસ વિનાની હોવાથી તેમજ માત્ર મોઢાનીજ હોવાથી તેને ન ગમે એતો સ્વાભાવિકજ છે. જોબનવતી જુવતીને તો રસીલાના ચાળાજ વધારે પ્રિય લાગે છે. રસિલાની રસભીની વાતોમાંજ તેને મજા પડે છે."

પ્રમદા બોલી:—"સરલા–ગાંડી સરલા! તું દીવાની તો નથી બની ગઇને? નાહક રાજકુમારીના પ્રેમમાં શા માટે વિઘ્ન નાંખવાને તું તૈયાર થઇ છે? જો એમની આંખો એના તરફ જ ખેંચાણી છે તો પછી આપણને તેની શી પંચાત પડી છે. ધણીને સૂઝે તે ખરૂં. આપણે કાંઇ પ્રેમનો ઇજારો તો થોડો જ લીધો છે કે તેને અટકાવી શકીએ? ચાલ હવે આપણે જરાએક બાજૂએ જઇ ઉભી રહીએ અને પ્રેમમુગ્ધા નલિનીને નવીન નરરત્ન સાથે વાતો કરવાનો પ્રસંગ આપીએ.

**સરલાએ** કહ્યું:–"મારો અભિપ્રાય માત્ર એટલો જ છે કે પ્રેમ

કૂપમાં કૂદી પડતાં પહેલાં રસરૂપી જળ કેટલું છે તે જોવું જોઇએ. સાહસ કરીને એકદમ કૂદી પડતાં કદાચ તે કૂપમાં જો જળ ન હોય તો જમીન સાથે અથડાઇને મૃત્યુવશ પણ થવું પડે, માટે પ્રથમ રસરૂપી જળની તપાસ કરવાની ખાસ અગત્ય છે."

નલિનીએ સહજ ચીડાઇને કહ્યું:—"અરે ! આજે તમને બન્નેને શું થયું છે ? કાંઈ નશો તો નથી કર્યોને ? અથવા તો મદિરાનું પાન કરીને મનવાલી તો નથી બની ગઇને ? હા.હા. તેમજ હશે. જો તેમ ન હોય તો તમે આજે આવી ઘેલછાઈ ભરેલી વાતો કરો જ નહિ. પણ હવે કહું છું કે કૃપા કરીને આ દાઝેલીને વધારે ન દઝાડો."

"ના અમે તો નશોય કર્યો નથી, તેમજ મદિરાનું પાન પણ કર્યું નથી. પણ હા—આજે તેં પોતે જ નશો કર્યો હોય તેમ જણાય છે ! તનેજ આ પ્રવાસીના મોહરૂપી મદિરાએ મતવાલી બનાવી દીધી છે અને અને તેથી જ તું અત્યારે આવી ઉન્માદિની બની ગઇ છે." સરલાએ ઘણીજ માર્મિકતાથી રાજકુમારીનાં વચનોનો પ્રતિવાદ કરી બતાવ્યો.

"કોઇએ ખરૂં જ કહ્યું છે કે, નીચની સાથેની મ્હોબત કયારેક જોખમમાં પણ નાંખી દે છે, તેમાં જરાપણ શંકા જેવું નથી." નલિનીએ કહ્યું.

"અપરાધની ક્ષમા કરો રાજબાળા ! અમે તો આપની અનુગતા દાસીઓ જ છીએ. અમારા બોલવાપર આપને આટલું બધું માઠું લગાડવું ન જોઇએ. આપની સાથે અમે તો શું મ્હોબત કરવાની હતી. મહોબત કરનાર તો કોઇક ભાગ્યશાળી નર જ નીકળશે. અમારાં ભાગ્ય એવાં ક્યાંથી હોય કે આપના જેવી બુદ્ધિમતી અને રૂપવતી લલનાની

મહોબ્બતને પ્રાપ્ત કરી શકીએ અથવા તો તેનાં ચુંબનના સ્વાદને પામી શકીએ."

"ચાલો દુષ્ટાઓ, મારી પાસેથી દૂર થાઓ."

"બ્હેન ચાલો, એમની વાતચીતમાં વિક્ષેપ ન નાંખો. એકાંતમાં વ્હાલાની સાથે વાતો કરવા દ્યો અને પરસ્પર સુધાના સ્વાદનો લ્હાવો લેવા દો."

આમ કહીને સરલા અને પ્રમદા પોતાની બીજી બે સખીઓ સાથે એક તરફ ચાલતી થઇ એટલે સુકુમારી રાજકુમારીએ દોડીને સાળુ પકડી લીધો. અને પછી તેમને સંબોધીને કહ્યું કે:—"અરે મૂર્ખીઓ! શું આપણે ત્યાં કોઇ પણ થાકયો પાકયો પ્રવાસી આવે તેનો સત્કાર કરવાની વાત તો દૂર રહી, પરંતુ તેની આવી મસ્કરી કરવી એ કોઇપણ રીતે સભ્યતાના નિયમ અનુસાર યોગ્ય ગણાય ખરૂં કે? જાઓ, આ પ્રવાસીનું નામ ગામ અને ઠેકાણું તો જરા પૂછી લાવો."

સરલાએ કહ્યું:—"પ્યારી! મહેમાન તો તમારા છે અને તમારા બાગમાં જ ઉતર્યા છે, માટે તમે પોતે જઇને તેમનો આદર સત્કાર કરો, અમને તેમની પાસે જવાનો કશો અધિકાર જ નથી."

પ્રમાદાએ વળી એક બીજો જ સવાલ રજૂ કર્યો કે;—"નલિની! જો તમે મારી સાથે એક શર્ત કરવાને કબૂલ થાઓ તો હું તમારૂં કામ કરી આવવાને તૈયાર છું. પણ કહો જોઇએ કે તમારાથી તે શર્ત કબૂલ થઈ શકશે ખરી કે?"

"તું શી શર્ત્ત કબૂલ કરાવા માગે છે વારૂ?" નલિનીએ પૂછ્યું.

"તે શર્ત એજ છે કે અમે જે કાર્ય કરીએ તેમાં તમારે કોઈ પણ પ્રકારનો હસ્તાક્ષેપ કરવો નહિ તેમજ અમારા કોઇ પણ કામમાં માથું મારવું નહિ." પ્રમદાએ કહ્યું.

"તમને ગમે તેમ કરો, એ શર્ત મને કબૂલ છે." નલિની બોલી.

આ સાંભળી **પ્રમદા** અને **સરલા** પોતાની સખીઓ સાથે **મદન** પાસે ગઇ અને રાજકુમારી એક વૃક્ષની અંતરાલમાં છૂપાઇને તેમની ચેષ્ટાઓને જોવા લાગી.

પ્રથમ **પ્રમદાએ સરલાએ** કહ્યું કે;–"બ્હેન ! આજે ઘણા દિવસે ચોર પકડાયો છે. આપણા આ બાગમાંથી ઘણા દિવસ થયાં ફળફૂલ ચોરાયા કરતાં પણ ચોર પકડાતો જ નહોતો. પણ આજે અનાયાસે જ ચોર પકડાઇ ગયો છે. બસ ગમે તેમ હો પણ એ ચોર આ સ્હામે બેઠેલો કોઇ પુરૂષ જ છે. ચાલો આપણે તેને પકડીને તેની ચોરીનું ફળ ચખાડીએ. તેમ કર્યાં વિના બાગમાંથી ચોરી થતી અટકશે નહિ."

**સરલા** બોલીઃ–"નહિ. નહિ આ તો ઘણા જ સીધા અને સરળ હૃદયના માણસ જણાય છે. તેમને આપણાથી કોઇ પણ પ્રકારના પ્રમાણ વિના શી રીતે ચોર ઠરાવી શકાય વારૂ ?"

**પ્રમદાએ** એક નવો આક્ષેપ કરીને **મદનને** કહ્યું કે:—"મહાશય !! કહો જોઇએ તબીયત તો ખુશીમાં છે ને ? આજે આપે અમારાપર ભલી કૃપા કરી ?"

મદને કહ્યું:—તમે મને દુઃખીયાને શા માટે નાહક દુભાવો છો ? મરેલાને શા માટે મારો છો ? બળેલા જિગરપર કઠોર શબ્દરૂપ નમક શા માટે છાંટો છો ? જાઓ તમારૂં કામ કરો. જેઓ તમારી સાથે હસતાં હોય અથવા આનંદ ભોગવવાને રાજી હોય તેમની પાસે જઇને આનંદ કરો. હું તો એક દુર્ભાગ્યપીડિત દુઃખી જીવ છું, માટે તમારી સાથે આનંદ કરવાને અથવા તો તમને આનંદ આપવાને તદ્દન અશક્ત છું."

ચંદ્રમુખી નામક એક બીજી સખી બોલી કે;—“આપ કહો છો તે યોગ્ય જ છે. આપ મોટા મહાત્મા છો, સાધુ પુરૂષ છો. પણ એ તો કહો કે આપ આ ખાસ સ્ત્રીઓ માટે સરજાયલા બગીચામાં કોની પરવાનગી લઇને આવ્યા છો વારૂ ? શું આપ નથી જાણતા કે કૌશલનરેશ મહારાજ ઇન્દ્રવિક્રમસિંહની પ્રિય પુત્રી નલિનીનો આ બાગ છે અને સ્ત્રીઓ સિવાય બીજા કોઇને પણ એમાં પ્રવેશ કરવાની ખાસ મનાઈ છે!”

“ખરેખર હું એ વાતને બિલ્કુલ જાણતો જ નથી. હું તો આફતનો માર્યો એક પરદેશી છું, એટલે મને આવી બાબતોનો ખ્યાલ ક્યાંથી હોઈ શકે વારૂ ?” મદને કહ્યું;

“વાહરે દિલ્હીના ઠગ, વાતો બનાવતાં તો બહુ સારી આવડે છે ને શું ? ચોરીના માલને બગલમાં છૂપાવી રાખવા છતાં પોતે જ ફરિયાદી થઈ બેસો છો, એ જોઇને મને તો ખરેખર અજાયબી જ થાય છે. શું તમે આ બાગની હકીકતથી છેક અજાણ્યા જ છો. જે વાતને નાનું બાળક પણ સારી રીતે જાણે છે તેને તમારા જેવા બુદ્ધિમાન પુરુષો ન જાણતા હોય એવું માની જ શીતે શકાય ?” સરલા બોલી.

“સાંભળો મહાશય ! આવી ચાલાકીઓથી આપનો છુટકો થવાનો નથી, અમે તો આપની શોધમાંજ નીકળી હતી. સંયોગવશ આપે પોતેજ કૃપા કરીને અમને આપનાં અમૂલ્ય દર્શનનો લાભ આપ્યો છે. આપ ઠગ નહિ પણ પાકા ખેલાડી છો, બસ હવે તો તમારા મનને આનંદ થયો ને વારૂ ?” પ્રમદાએ ટકોર મારીને કહ્યું.

વળી પાછી સરલા હસતી હસતી કહેવા લાગી કે;—“વળી પાછા બબ્બે અપરાધ ! ચોરી અને શિરજોરી ! સ્ત્રીઓના જનાના

બાગમાં આવવું, આંખો લડાવવી અને જાદૂ અથવા કામણ કરી કોઇને લોથપોથ કરી નાખવા એ શું પ્રવીણ પ્રવાસીનું કર્ત્તવ્ય ગણાય ખરૂં કે? આ સર્વ આપના પ્રપંચ જાળનો ભેદ ભરેલો વિસ્તાર છે. આપની અનુપમ બુદ્ધિના બળનુંજ પરિણામ છે."

મદને સહજ કુપિત થઈને કહ્યું:—"અરે જા ચંચલ નટખટ! હટ હટ! તારા જેવી સ્ત્રીઓ તો અત્યારે મારી દાસીઓનું પણ દાસીપણું ઉઠાવી રહી છે. મને લાગે છે કે તારી સ્વામિની પણ જરા મંદ બુદ્ધિની હશે કે જે તારા જેવી કુટિલ સાહેલીને પોતાની સાથે રાખે છે? શું અહીંની રીત એવી છે કે નિર્દોષ પ્રવાસીઓ પર ચોરીનો આરોપ મૂકીને તેમને ચોર ઠરાવવા તથા તેના પર જુલ્મ વર્ષાવવો? સાવધાન! તારા જેવી માયાવિની કપટી અને દગો દેનારી સ્ત્રીઓ મેં એક નહિ પણ અનેક જોઇ નાખી છે. જા અહીંથી એકદમ ચાલી જા. મારી આશા ન રાખ. હું તારી વાસનાને તૃપ્ત કરવાને તદન નારાજ છું. મારી પાસે તારી દગાઇ ચાલવાની નથી. જરા આંખો ઉઘાડીને જો કે હું કોણ છું? ચોર અને શાહને ઓળખતાં શીખ! મતવાલી ન બન." આમ કહીને મદન ઉઠીને ઉભો થયો અને ત્યાંથી ચાલવાની તૈયારી કરવા લાગ્યો. આ જોઇને, નલિનીએ સહજ શર્માઇને કહ્યું કે:—"ના—ના. આપ આમ રીસ ચઢાવીને ચાલતા ન થાઓ. આ દાસી તો દીવાની છે. એ તો પોતાના રૂપના મદથી મતવાલી બનીને અનેક નવયુવકોને આ પ્રમાણે સતાવ્યાજ કરે છે. એ દુષ્ટાને તો એવી ટેવજ પડી ગઇ છે. માટે એના બોલવા તરફ ધ્યાન આપવાની કશી જરૂર નથી. આપ ખુશીથી અહીં આરામ કરો, હવે આપને કોઇ પણ સંતાપશે નહિ. હું મારી સાહેલીઓને હમણાંજ તે વિષયની સૂચના આપી દઉં છું."

મદને કહ્યું:—"વાહ! શું તમારા દેશનો ચાલ એવો અવળો છે કે અતિથિ જો આદર સત્કાર કરવો તો અલગ રહ્યો પણ ઉલટા તેમને ચોર, લૂટારા કે ઠગના નામથી સંબોધીને સંતાપવા? આ પણ ચાલૂ જમાનાની એક નવી નવાઇનોજ પ્રકાર કહેવાય! મેં તો આ પહેલાં આવું ક્યાંય પણ જોયુંજ નથી."

"ના, મહાશય! આપ એની વાતો તરફ લક્ષ્ય ન આપતાં કેવળ મારી વાતોનોજ જવાબ આપો. એ તો મૂર્ખ છે; એના બોલ્યા સ્હામું તે જોવાતું હશે કે? હાથીની પાછળ ભસતાં શ્વાનો તરફ હાથી કદાપિ ગુસ્સે થતો હશે કે?" નલિની બોલીઃ "વારૂ, ત્યારે તમે વળી મને બીજું શું પૂછવા માગો છો?" મદને પૂછયું.

"બીજું કાંઈજ નહિ. પણ આપ ક્યાંના નિવાસી છો? આપનું નામાભિધાન શું છે અને આપનાપર એવી તે શી આફત આવી પડી છે કે આપ આમ તદ્દન ઉદાસીન બની ગએલા જણાઓ છો વારૂ? જે કાંઇ બીના હોય તે કાંઇ પણ સંકોચ રાખ્યા વિના બેધડક ખુશીથી જણાવી દો." નલિનીએ કહ્યું.

નલિનીની આવી વાત સાંભળી સરલાથી ચૂપ રહી શકાયું નહિ. તે હસીને બોલી કે:—"અને સાથે સાથે એમ પણ જણાવી દો કે તમારાં લગ્ન થઈ ગયાં છે કે નહિ?"

નલિનીએ પણ હસીનેજ કહ્યું:—"અને જો કદાચ તેમનાં લગ્ન ન થયાં હોય તો શું તું પોતે તેમની સાથે લગ્ન કરવાની ઇચ્છા ધરાવે છે વારૂ?"

આ સાંભળીને પ્રમદા વચ્ચમાંજ બોલી કે;—"બ્હેન, તમે આમ એકદમ ગભરાઓ નહિ. કદાપિ એવું તે બની શકતું હશે ખરૂં કે? સુવર્ણના આભૂષણમાં કાચનો કકડો શોભતો નથી પણ હીરાનો કક-

ડાજ ખરી શોભા આપે છે. રત્નોથીજ અલંકારની શોભામાં વૃદ્ધિ થાય છે. કાચથી કદાપિ થતીજ નથી."

મદને પોતાને પૂછેલા સવાલોના જવાબમાં જણાવ્યું કે;—"મારૂં નિવાસસ્થાન વિશાળાપૂરીમાં છે, હું અવન્તીનરેશ મહારાજ ઇન્દ્રવિક્રમના ભૂતપૂર્વ મંત્રીને પુત્ર મદન છું. રાજકુમારી રમા કે જે મારા પંચ પ્રાણોથી પણ મને અધિક પ્રિય છે તેના વિરહાગ્નિથી હું બળી રહ્યો છું. તે પ્રિયતમાના વિયોગમાં ઝૂરી રહ્યો છું."

નલિનીએ કહ્યું:—"જો આપ મારા પર ગુસ્સે ન થાઓ તો હું એક વાત પૂછવાનું સાહસ કરૂં. પણ આપને તેનું ઉત્તર બરાબર સત્ય જ આપવું પડશે."

મદન બોલ્યો; -હું ગુસ્સો શા માટે કરૂં ? તમારે જે કાંઇ પૂછવું હોય તે ઘણી ખુશીની સાથે પૂછો. મારાથી બનશે ત્યાં સુધી હું તેનું યથાર્થ ઉત્તર જ આપીશ."

નલિનીએ પૂછ્યું:—"જો કદાચ આપ ચોર ઠરે તો પછી તેની સજામાં આપને શો દંડ મળવો જોઇએ વારૂ ? પ્રમાણ પૂર્વક આપની ચોરી સિદ્ધ કરવામાં આવે તો પછી આપને તેના બદલામાં શી શિક્ષા થવી જોઇએ ?"

"જો હું ચોર ઠરૂં તો તમારી ઇચ્છામાં આવે તે સજાને ભોગવવાને હું સર્વદા તૈયાર છું. પરંતુ ચોરીનાં પ્રમાણો સબળ અને મુદ્દાસર હોવાં જોઇએ એ પણ તમારે તમારા ખ્યાલમાંથી વિસરી જવાનું નથી." મદને પોતાના મનોભાવ વ્યક્ત કરી બતાવ્યો.

"જૂઓ ત્યારે આપની ચોરીનું પેલું પ્રમાણ રમા જ છે. કારણ કે તેની પણ આપે અમુક ચોરી કરેલી છે." નલિનીએ મદનના ગુન્હાનાં પ્રમાણો આપવાનો પ્રારંભ કર્યો.

"મેં રમાની શી વસ્તુ ચોરી છે કે તમે મારાપર આવો અણુઘટતો આરોપ મૂકવાને તૈયાર થયાં છો વારૂ?" મદને જરા અજાયબી બતાવતાં જણાવ્યું.

"ફક્ત બે અક્ષરના નામ વાળી વસ્તુની જ ચોરી કરવાની આપે અપૂર્વ ઉદારતા દર્શાવી છે અને તે વસ્તુ તે બીજી કાંઈ જ નહિ પણ રમાનું મન જ આપે ચોરી લીધું છે."

"પણ તેનો સાક્ષી કોણ છે?"

"આપની જબાન."

"કદાચ તેણે મારૂં ચિત્ત જ ચોરી લીધું હશે તો?

"તો આપ ચોર નહિ પણ ચોરના ભાઇ ઘંટીચોર. કારણ કે કોઇએ ખરૂં જ કહ્યું છે કે, જેવું બીજ તેવું વાવેતર અને સોબત તેવી અસર."

"ઠીક ચાલો, પણ બીજું કાંઈ પણ પ્રમાણ તમે આપી શકો તેમ છો ખરાં કે?"

આ સાંભળીને સરલા વચ્ચમાંજ બોલી ઉઠી કેઃ—"એક નહિ પણ એકવીસ પ્રમાણ અમારી પાસે હાજર છે. બીજું પ્રમાણ અન્ય કોઇ નહિ પણ અમારી રાજકુમારી પોતે જ છે."

મદને ગભરાઇને કહ્યું કેઃ—"તું શું કહેવા માગે છે તે હું સમજી શકતો નથી, માટે જરા સ્પષ્ટતાથી સમજાવ અને તારા પ્રમાણને બરાબર રીતે સિદ્ધ કરી બતાવ."

"ક્યાંથી સમજાય? અપરાધીનો ગુન્હો જ્યારે સાબીત થાય છે, ત્યારે તેને કાંઇ પણ સમજાતું જ નથી, ચાસન જાણવા છતાં પોતાના ગુન્હાને છૂપાવી રાખવા માટે અપરાધી લોકો આવા પ્રકારની બાજીઓ જ ખેલ્યા કરે છે. રમાનું ચિત્ત ચોરવામાં તો જરાક શંકા પણ રહે

છે કે કદાચ રમાએ આપનું ચિત્ત ચોરી લીધું હશે, પણ અમારી રાજકુમારીના સંબંધમાં તો તેમાંનું કાંઇ છે જ નહિ, માત્ર આપે પોતેજ તેનું ચિત્ત ચોરી લીધું હોય એમ રાજકુમારીનો અત્યારની સ્થિતિ તથા તેમના મુખમાંથી નીકળતા શબ્દો પરથી જ સ્પષ્ટ માલૂમ થાય છે. આપ પોતે જ ચોર હોવા છતાં બીજાને ચોર ઠરાવવાનો યત્ન કરો છો એમાં આપનો કશોય દોષ નથી. એ તો ચોર જાતિનો એક એવો સ્વભાવ જ પડી ગયો હોય છે;" સરલાએ બેધડક કહી દીધું.

"ત્યારે શું હું એમનો ચોર છું?" મદને આતુરતાથી પૂછવાનો પ્રયત્ન કર્યો.

"અવશ્ય એમજ છે, એમાં શંકાનો અંશ માત્ર પણ નથી." પ્રમદાએ કહ્યું.

આ સાંભળીને મદન કેટલીક વાર સૂધી તો વિચારસાગરમાં ગોથાં ખાવા લાગ્યો. તેને આ અબળાઓને શું ઉત્તર આપવું તે કોઇ પણ પ્રકારે સમજાયું નહિ. ઘણી વાર સૂધી ચિંતા કર્યા પછી તે પોતાના મનમાં ને મનમાં જ કહેવા લાગ્યો કેઃ—"હવે આ અભિમાની અબળાઓને વશ કરવાનો કોઈ પણ ઉપાય અવશિષ્ટ રહ્યો નથી. શિરપર ચઢેલા ચોરીના આળને ઉતારી શકાય તેવી કોઈ પણ યુક્તિ જણાતી નથી. માટે સમય પ્રમાણે વર્તી લેવામાં જ વધારે સાર છે. ખોટી હોંશાતોંશ કરવામાં કાંઇ પણ લાભ મળી શકે તેમ જણાતું નથી."

આ પ્રમાણે વિચાર કર્યા પછી મદને પ્રકટ ભાવથી કહેવા માંડયું કે;—"હું તમારી સર્વની ઇચ્છાનો હર્ષની સાથે સ્વીકાર કરૂં છું. પરંતુ હું જ્યાં સૂધી મારી પ્રતિજ્ઞા અનુસાર રમાની સાથે લગ્ન કરી શકીશ નહિ, ત્યાં સૂધી તો તમારે મારા પ્રેમથી વંચિત જ

રહેવું પડશે. મારાથી રમાને મારી પ્રિયતમા કરી શકાશે નહિ, ત્યાં સુધી હું તમારો પત્ની તરીકે સ્વીકાર કરી શકીશ નહિ."

નલિનીએ લજ્જાથી સહજ નીચી નજર કરીને કહ્યું કે;—"હું તો હવે આપની સેવિકા જ બની ચૂકી છું, માટે આપને મને ગમે તેવી આજ્ઞા કરવાનો અધિકાર છે. અને મારે તે આજ્ઞાનું પાલન કરવું એ મારું મુખ્ય કર્ત્તવ્ય છે."

"નહિ—નહિ. રાજકુમારી! હું પ્રતિજ્ઞાપૂર્વક સોગન ખાઇને કહુંછું કે તમારી અને રમાની સાથે હું એકી વખતે જ લગ્ન કરીશ. તમને બન્નેને મારી પત્નીઓ બનાવીશ અને મારી બન્ને આંખોના સમાન તમને બન્નેને ચાહતો રહીશ." મદને કહ્યું.

આ સાંભળીને સરલા બોલી કે;—"મહાશય! એટલું તો અવશ્ય સ્મરણમાં રાખજો કે અમારી સુકુમારી રાજકુમારી ચકોરીનું જીવન આપના મુખચંદ્રનાં દર્શન સુધી જ છે, આપ કોઇ આપની નિશાની આપતા જાઓ કે જેથી રાજનંદિની નલિનીના હૃદયમાં નિરંતર આપની પ્રિયપ્રતિમાનું સ્મરણ રહ્યા કરે. આપના શુભ ચિન્હને સંભારીને તે પોતાના વિયોગી દિલને વખતે શાંત પણ કરી શકે."

મદને પોતાની નીલમણિની વીંટી કે જેનાપર 'મદન' એવું ત્રણ અક્ષરનું નામ કોતરવામાં આવ્યું હતું. તે ઉતારીને નલિનીને આપી અને નલિની પોતાના નામથી અંકાયલી હીરાની વીંટી મદનના હાથમાં આપી. બન્નેએ પરસ્પર સંભારણાંની વસ્તુઓ આપીને આ સમયે સંતોષ માની લીધો. ત્યાર પછી મદન ઘોડાપર સ્વાર થઇને ત્યાંથી વિદાય થયો. નલિની કે જે તે સમયે જળ વગરની માછલીની પેઠે વિયોગને આધીન બની ગઇ હતી તેણે ઉભરાઇ આ-

વતાં આંસૂઓને એક પ્રકારનું અપશુકન ધારીને તેને ભૂમિપર ન પડવા દેતાં હૈયામાંજ છુપાવી રાખ્યાં.

આ સમયે નલિનીએ વિદાય થતા પોતાના પ્રિયતમને ઉદ્દેશીને માત્ર એટલું જ કહ્યું કે:–"પ્રાણનાથ! આ દાસીને વિસરી ન જશો; કારણકે, આપનાં દર્શન વિના એક ક્ષણ મને એક યુગના સમાન કઠિન લાગશે."

મદને કહ્યું:—"નહિ, પ્યારી, એમ નહિ જ થવા દઉં."

આમ કહીને મદન હૃદયને કઠોર કરીને ત્યાંથી એક તરફ ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૦ મું

### પ્રેમઘેલી પ્રેમદા

"સતી સૌભાગ્યની દેવી, પતિપદ પ્રેમથી પૂજે;
નિરંતર નાથને સેવી, ગુણો નિજ નાથના ગૂંજે;
પતિ માટે જીવન ધરતી, પતિ સાથે બળી મરતી;
પ્રબળ પ્રેમે રતિ ધરતી, ચરણસ્પર્શે ધરા ધ્રુજે;
વહે છે દિવ્યતા રગમાં, કરે સંચાર ખગ જગમાં;
સતી વિણ શ્રેષ્ઠતા જગમાં, સતીની અન્યના સૂઝે."

"હાય! પાપી પિશાચ! મારા જેવી અબળ અબળાના પ્રાણ લેવાથી તને આ વિશ્વની કઇ મહાન વસ્તુ પ્રાપ્ત થશે? મારા

શરીરમાંથી લોહીની ધારા વહાવતાં તારી કઈ મહત્ આશા ફળશે ? મારો વધ કરવાથી તારી કઈ ધારણા પાર પડશે ? ”

“ અરે દુષ્ટ ! પાપીયસી રાક્ષસી ! મને પાપીના નામથી બોલાવતાં તારી જિહ્વા કેમ નથી ટૂટી પડતી ? શું તું આ પિશાચપતિના ભયંકર ભયથી જરાપણ નથી ડરતી ? જે આખા જગતને પોતાની ભ્રૂકુટીના સંકેતથી ડોલાયમાન કરવાને અશક્ત છે, તેના સમક્ષ આવા તુચ્છ શબ્દો ઉચ્ચારતાં તને તારા પ્રાણની પણ દયા આવતી નથી ? શું તું મારી સાથે વિવાહ નહિ કરે તો તારા મનની આશા તું કદાપિ ફળીભૂત કરી શકશે ખરીકે ? મૂર્ખ મદનને તારા હૃદય ઉપવનનો વિહારી બનાવી શકીશ ખરી કે ? નહિ. નહિ. આ પિશાચનાથનું અસ્તિત્વ હશે ત્યાં સુધી તો તેમ કદાપિ નહિ બને તે નહિજ બને. તારી એ બધી આશાઓ આકાશના કુસુમ સમાન છે અથવા તો વંધ્યાના પુત્ર સમાન છે. યાદ રાખજે કે હવે પાણી વલોવ્યાથી માખણ નહિજ મળે.” બીજી એક વ્યક્તિએ ઘણાજ કઠોર સ્વરથી ભીષણતાને ધારણ કરીને કહ્યું.

વાચક ! આ પ્રમાણેનો વાદવિવાદ એક ઘટાદાર વૃક્ષોના સમુદાયમાં સંભળાઇ રહ્યો હતો. એ સાંભળીને ત્યાંથી ઘણાજ નજીકમાં આવેલા માર્ગપરથી ચાલ્યો જતો મદન અટકી ગયો અને પુનઃ જે વાદવિવાદ થતો હતો તે સાંભળવા લાગ્યો.

પિશાચનાથે પુનઃ રમાને ઉદ્દેશીને કહ્યું કે;—“ રમા ! હવે તારી જાન જવાની તૈયારી છે માટે હજી પણ વિનયથી કહું છું કે મારી વાત માની જા અને મારા પ્રેમની ભાગિની થઇ જા. મારા જેવો પરાક્રમી પતિ તને મળવાનો નથી. મારા જેવો વૈભવશાળી પતિ તારા સૌભાગ્યને સમુજ્જ્વલ કરવાનો નથી. માટે આ સર્વ બાબતોનો ઉપજેલા તિરસ્કારને મૂળ સહિત તિલાંજલી આપ.”

"પાપાંધ પિશાચ, હવે મારી સહનશીલતાની સીમા આવી પહોંચી છે અને તે સાથેજ તારા આયુષ્યની દોરી પણ ટુંકી થવા આવી છે. જે હૃદયપર મદનનો અધિકાર છે, તે હૃદયપર તું તારૂં આધિપત્ય સ્થાપવા માગે છે તે કદાપિ નહિજ સ્થાપી શકાય. હું સતી છું, મદન મારો નાથ છે, તેના વિના મારાપર કોઇનો પણ અધિકાર નથી. તું નથી જાણતો કે સતી સ્ત્રીઓ પોતાના સતીત્વના રક્ષણ માટે જીવ આપતાં પણ પાછી હટતી નથી. સતીની ટેક કદાપિ ચળિત થતી નથી. સતીઓ પોતાના ધર્મને માટે, પોતાના નારી જન્મના સન્માન માટે શું કરે છે તે જરા સાંભળ:

"શીયળને રક્ષવા માટે સતીઓ પ્રાણ આપે છે;
ઝુકાવી ગરદનોને પ્રાણનો પણ પ્રાણ આપે છે;
સતી નારી શીયળ માટે ન પરવા પ્રાણની કરતી;
શીયળ સમ રત્ન સાચવવા ન કોઈથી કદિ ડરતી."

"ત્યારે શું તું મોત માગે છે? જીવનની આશાને જડમૂળથી ત્યાગે છે? તને તારા જીવની જરાપણ પરવા નથી, આ સંસારનાં સુખોની તને લેશ માત્ર પણ સ્પૃહા નથી? રમા! હાથે કરીને તારા આવા સૌંદર્યને શા માટે ભૂપતિત બનાવે છે, તારા આવા અનુપમ લાવણ્યને કરાળ કાળના અધિકારમાં સોંપીને શા માટે નષ્ટ થાય છે. તારો આ એક ઉન્માદ છે, મરણ એ કેવી ભયંકર વસ્તુ છે તે તારાથી સર્વથા અજ્ઞાત છે. જ્યારે લોહીની તરસી તલ્વારની ધારા તારી ગર્દનપર વિરાજશે ત્યારેજ તને મોતની ભયંકરતાનો સાક્ષાત્કાર થશે. ચાલ હવે મરવાને તૈયાર થા."

"સતીને માટે મોત એ મહા આનંદની વસ્તુ છે. સતીત્વને માટે પ્રાણનું બલિદાન આપવું એ પણ સન્નારીઓના મહા સૌભા-

અની વાત છે. ચાલ, હવે જોઈ શું રહ્યો છે, ચલાવ તારી તલ્વાર અને મારી આ ગર્દનને ભૂતળશાયી બનાવ. તારા જેવા નીચને કામાંધની સોબત કરતાં મરણની સોબતી બનવામાં હું ઘણુંજ સુખ માનું છું, માટે સત્વર મારો નાશ કર." "ચાલ ત્યારે તેમજ કરૂંછું."—

આમ કહીને એક કાળો કદરૂપો પુરુષ ડાબા હાથમાં તલ્વારને ધારણ કરી જમણા હાથથી રમાના કેશ કલાપને પકડીને તેના પ્રાણ લેવાને તૈયાર થયો.

આ જોતાંની સાથેજ મદનનો ચ્હેરો ફીકો પડી ગયો. અત્યંત ક્રોધનાયોગે સાહસી વીર મદનની આંખોમાંથી આંસૂ ટપકવા લાગ્યાં. ગુલાબ જેવા ગુલાબી હોઠ તથા તેની ડાબી ભુજા ફરકવા લાગ્યાં અને નયન પણ લાલચોળ થઈ ગયાં. તે સુકુમાર કુમાર સાક્ષાત્ વીરરસનો અવતાર જણવા લાગ્યો. આવા અસહ્ય અપમાનને નહિ સહી શકવાથી મદન એકદમ પોતાનાં અશ્વપરથી નીચે કૂદી પડયો, અને મ્યાનમાંથી તલ્વાર કાઢીને તે પેલા કુરૂપ પુરુષ તરફ દોડી ગયો અને તેને ધમકાવીને ગુસ્સાથી કહેવા લાગ્યો કે;—"ખબરદાર દુષ્ટ! આ નિર્બળ અબળાને છોડી દે અને તારા જુલ્મને આટલેથીજ અટકાવી દે. નહિતો હું હમણાંજ તારૂં શિર કાપીને તને યમલોકમાં મોકલાવી દઇશ. પાપાત્મા! અબળાપર અત્યાચાર? ધર્મપર કુડારાઘાત? આ તારી માયાવી બાજીને હમણાંજ સંકેલી દે. તું એમ ન ધારતો કે, આ નિર્જન વનમાં આ અબળ અબલાનો કોઇ સહાયક જ નથી. તેને માટે એક નહિ પણ સેંકડો વીર નરો પોતાનું ઉકળતું લોહી રેડવાને તૈયાર છે."

આવી વીરતા, ધીરતા, ઉત્સાહ અને સાહસ ભરેલાં વચનો સાંભળીને તે કુરૂપ પિશાચ રમાને છોડીને પાસેજ ઉભેલા એક અશ્વપર સ્વાર

થઇને એકદમ જીવ લઇને નાઠો તથા થોડીવારમાં ઘટાદાર વૃક્ષોના ઓથમાં છૂપાઈ ગયો.

ત્યાર પછી રમાએ પ્રીતિભરી દૃષ્ટિથી મદનના તરફ પોતાનું મુખ ફેરવીને ઘણા જ આનંદની સાથે કહ્યું કે;—"ધન્ય છે પરમાત્મા! તારી અદ્ભુત લીલાને અનેકવાર ધન્ય છે. શું હું આ સ્વપ્ન જોઇ રહી છું કે સાક્ષાત્? આમ અચાનક આ વસુધાપર સુધાની વૃષ્ટિ શી રીતે થઈ? આ મનોહર મૂર્ત્તિનાં દર્શન થવાની આશાજ નહોતી તે અકસ્માત્ અહીં ક્યાંથી આવી ચઢી? જેના દુર્લભ દર્શનની સંભાવના જ નહોતી તે પ્રાણપ્રતિમા મારી સન્મુખ શી રીતે આવી પહોંચી! હું મારા પ્રાણપ્યારા મદનને આંખો આગળ ઉભેલા જોઇ રહી છું કે, નિરંતર તેમની મધુરી મૂર્તિનું ધ્યાન ધરતી આવતી હોવાથી એક પ્રકારના ભ્રમે મને આમ ભ્રમિત બનાવી દીધી છે? અથવા તો આ બધી પિશાચોની મોહમયી માયા છે? મારા જેવી અભાગિનીનાં એવાં સૌભાગ્ય ક્યાંથી હોય કે હું આમ સહજમાં મારા પ્રિયતમનાં દર્શન કરીને મારાં નયનોને સફળ કરી શકું? શું હું ભ્રમણાના સાગરમાં ગોથાં તો નથી ખાઇ રહી અથવા તો કોઈ માયાવિની રચનાએ મને ઉન્માદિની તો નથી બનાવી દીધી? હાય, મનોમંદિરના તેજસ્વી ભાનુમદન! મને કરમાયલી કમલિનીને તમારાં દર્શન થાય એવી આ ભયંકર અંધકારમય પાપભૂમિમાં આશા પણ શી રીતે રાખી શકાય? મને તો એમજ લાગે છે કે, આ પણ મને પીડનારા પાપાત્મા પિશાચોની એક પ્રકારની પ્રપંચ લીલાજ છે. મને ભમાવવાનો એક માયાવી ઉપાય છે."

રમાની આવી વિહ્વળ અવસ્થા જોઇને મદને તેને આશ્વાસન આપતાં કહ્યું કે;—"નહિ—નહિ, રમા તું સ્વપ્ન નહિ પણ સત્ય જ જોઇ રહી છે. તારો હૃદયવલ્લભ મદન અત્યારે તારી સમક્ષ જ ઉભો

છે. આ પિશાચોની માયા નથી, પ્રપંચ લીલા નથી, પણ સર્વ સત્ય ઘટના જ છે. પરમાત્માએ તારાપર દયાવાન થઇને તને પાપાત્માઓના પંજામાંથી મુક્ત કરાવી છે. હે પ્યારી રમા! હું ખરેખર તારો પ્રિયતમ મદન જ છું અને મને જ અત્યારે ઇશ્વરે તને પાપીના પંજામાંથી છોડાવવા માટે મોકલી આપ્યો છે."

મદનનાં આવાં મધુર વચનો સાંભળીને રમા અત્યંત આનંદિત થઇ અને દોડીને મદનના ગળા સાથે લપેટાઇ ગઈ. મદને પણ તેનો સત્કાર કરીને પોતાના બન્ને બાહુઓ વડે તેને આલિંગન આપ્યું. ત્યાર પછી મદને રમાને પોતાની ગોદમાં બેસાડી લીધી અને તેના કોમળ ગાલપર પોતાનો હાથ ધીમે ધીમે ફેરવવા માંડ્યો. એવામાં રમાના માથામાંથી કાંઇક એવો સુગંધ આવ્યો કે જેના યોગે મદન બેહોશ થઇને પૃથ્વીપર ગબડી પડ્યો. આ જોઇને રમાએ જોરથી સીટી બજાવી, જે સાંભળીને પૂર્વોક્ત પિશાચ ત્યાં આગળ આવી પહોંચ્યો અને મદનની એક ગાંસડી બાંધીને રમા સહિત ત્યાંથી અદશ્ય થયો.

---

# પ્રકરણ ૧૧ મું

---

## વારાંગનાની દગાબાજી

---

" કસમ કિનેકે કીનેકી તેરે હકમેં બુરા હોગા;
તેરી રહમેં હમારા હર કદમ દસ્તે કજા હોગા;
અઐયતકા હરએક તિફ્લો જવાં મહેવ દગાહોગા;
ફલક પર લેકે ફ઼એલોંસે કિનારા કશ ખુદા હોગા;

તેરી ઈજ્જત ન અબ જેરે ફલક હરગિજ કહીં હોગી;
અદુજયસે બશર હંય વયસીહી દુશ્મન જમીં હોગી. ”

**દુશ્મને ઇમાન.**

---

અહા ! શી સુંદર અને મનહરણ વર્ષાઋતુ છે ! આકાશ મંડળમાં ઈન્દ્રના ધનુષની કેવી અપૂર્વ શોભા વિસ્તરી રહી છે. ચારે બાજૂએ વાદળાંની ઘનઘોર ઘટાએ અંધકારનું સામ્રાજ્ય છવરાવી દીધું છે. મયુરો પ્રસન્ન થઇ થઇને નાચી રહ્યા છે. વચ્ચે વચ્ચે વિજળી દેવી પણ પોતાની ચંચળ ચાલથી ચંચળ ઘુતિને દર્શાવવાનો પ્રયત્ન કરી રહી છે. નાના નાના જળના ફૂવારાઓ સર્વ સ્થળે ઉછાળા મારતા પૃથ્વી પર પડીને પ્રવાહના રૂપમાં વહ્યા જાય છે. દિવસના નવ વાગવાનો સમય હોવા છતાં પણ જાણે અમાવાસ્યાની અંધારી રાત્રિ હોયની ! એવો ભાસ થઇ આવે છે, આ ઋતુની રાતોમાં જેની પાસે કામિની નથી, તેને તો તે રાત્રિઓ કાળ રાત્રિના સમાન ભીષણ ભાસે છે અને સંયોગિઓને એ રાત્રિઓ સાક્ષાત્ શરદ્ ઋતુની પૂર્ણિમાની આનંદમયી રજનીનું અલૌકિક સુખ આપે છે. કોઈ હિન્દી કવિએ એ વિષયમાં પોતાના મનોભાવનું જે શાબ્દિક ચિત્ર આલેખ્યું છે તે બરાબર જ છે કે:—

“ પકરે ઉરોજન કે સકુચિ નવાય ગ્રીવ,
નાહિં નાહિં કહિ કહિ વાતેં કરતી હૈં જે;
હરી હરી ડરનમેં પરે જે હિંડોરા,
તિન્હેં દેખી ઝુલિએ હો અનખાય લરતી હૈં જે;
કહૈ હનુમાન તેઇ ધન્ય સુન્દરિનમાંહિ,
પૈન્હિં લાલ સારી હિયે મોદ ભરતી હૈં જે;

સાવનકી હેરિ ઘટા બૈઠી રંગ રાવડીમેં,
ભાવન કી ગોદમેં કલોલ કરતી હૈં જે;
બૈઠી વ્રજનન્દપૈદુચન્દ ચન્દ છબિ,
વારી ચંદ્રમુખી અમિત અનંદ ભરતી હૈં જે;
ઘૂમિ ઘૂમિ ઝૂમિ ઝૂમિ ભૂમિલૌં ભિરી,
વૈ ઘટા ઘનકી સઘન હેરિહિયો હરતી હૈં જે;
વીર બડભાગિનિ ભઇ વૈ ઋતુ પાવસમેં,
અતિ અનુરાગી પિય પાંય પરતી હૈં જે;
કેલિ મનભાવન કૈ ભાવન ભવન બીચ,
ભાવન કી ગોદમેં બિનોદ કરતી હૈં જે.”

આવી આનંદમયી રજની સમયે એક મધુરૂં ગાયન સંભળાતું હતું અને તેનો આશય આ પ્રમાણેનો હતો કે;—

### ગ.જલ

“ ફાતિહા ગોરપે પ.ઢને કો ન આયે કોઈ;
સો રહી હૈ મેરી હસરત ન જગાયે કોઈ;
યહ જો હૈ હુકમ મેરે પાસ ન આયે કોઇ;
ઇસ લિયે રુઠ રહે હૈં કિ મનાયે કોઇ,
સુરતે અશ્ક ન.જરસે જો ગિરાયે કોઇ;
ખાક સે ઉઠન સકું લાખ ઉઠાયે કોઇ;
રહેતે હંય આપ તો ઔજાન દિલે શયદા મેં,
કાબઓ દેહર મેં કયોં ઢુંઢ.ને જાયે કોઇ;
હોચુકા ઐશકા જલ્સા તો મુઝે ખત પહુંચા:
આપકી તરહસે મેહમાન બુલાયે કોઇ;

હાય કિસ નાજ઼સે કહતા હૈ શબેવસ્લ સનમ્;
દેખલો ભાલલો ઐસા ન હો આયે કોઈ.
વહ ઉમંગો પે જો આએ તો શરારતને કહા;
નૌજવાં હૈ ઇન્હેં પરદેમેં બિઠાયે કોઇ;
જાહદો ખાકમેં સબજહદ તુમ્હારા મિલજાય:
ચાંદસી શકલ અગર તુમકો દિખાયે કોઇ;
જેર બામ ઇસલિયે હરરોજ઼ ખડા રહતા હું;
આરજૂ હૈ કિ ઈશારોંસે બુલાયે કોઈ.
વહ શબે વસ્લ અજબ નાજ઼સે ફર્માતે હયં;
હાથ ટૂટે જો હમેં હાથ લગાયે કોઇ:
ઉડતે જોબનને ઉભરકર યે કહા મહરમસેં:
નહીં અબ છિપનેકે હમ લાખ છિપાયે કોઇ;
આપને દાગ઼ કો યું ભી ન લગાયા અફસોસ;
ઇસકો રખતા થા કલેજેસે લગાયે કોઇ."

અહા ! આ કોકિલાના જેવી મધુર વાણીમાં કોણ ગાઇ રહ્યું છે ? વાચક વર્ગ ! આવો આપણે એ મૃદુ મંજુલ ગાયનને સાંભળીને જરાવાર આનંદનો ઉપભોગ કરીએ. જૂઓ, તે સડકની પાસે ડાબી બાજૂએ આવેલા એક મનોહર મહેલ સમાન મકાનમાં બેસીને એક પરમ સુંદર સુંદરી ગાઇ રહી છે, માટે આવો મને એકાગ્રચિત્તે તે સુકોમળ કંઠમાંથી નીકળતાં ગાયનને સાંભળો.

ગ઼જલ

"મરહબા અય દિલોદી લેકે મુકરને વાલે:
હાથ કાનોં પે મેરે નામસે ધરને વાલે;
દેખતાજા ઇધિર ઓ કહેરસે ડરને વાલે;

નીચી નજ઼રેં કિયે મહશરસે ગુ઼જરને વાલે;
યહી ઇકરાર યહી કૌલ યહી વાદા થા;
ઓ દગ઼ાબાજ઼ ફ઼સૂંસાજ઼ મુકરને વાલે.
મદફ઼ને અહલેવફ઼ા પર યે દુઆ કી ઉસને;
હશ્રકે દિનભીન પૈદા હોં યે મરને વાલે;
આપ મહશરમેં નહીં કૌલ કે સચ્ચે ક્યા ખૂબ;
ઉગલિયાં ઉઠેંગી વહ આયે મુકરને વાલે;
ગાલિયાં મૈરકો દેતા હું સુનો તુમ ખ઼ામોશ;
મંય ભી દેખું તો બડે઼ વાત મુકરને વાલે.
એક તો હુસ્ન બલા ઉસપે બનાવટ આફ઼ત;
ઘર બિગાડેંગે હજ઼ારો કે સંવરને વાલે;
ક઼ત્લ હુંગા તેરે હાથોંસે ખુશી ઇસકી હૈં.
આજ ઇતરાયે હુયે ફિરતે હૈ મરને વાલે;
હશ્રમેં લુત્ફ઼ હો જબ ઉસને હોં દો દો બાતેં;
વહ કહેં કૌનકો હો તુમ કહેં મરને વાલે.
ચૂસકર કિસને છુડાઈ હૈ ઘડી ઓઠોંકી;
સામને મૂં તો કરે બાત ન કરને વાલે;
ઉમ્ર ક્યા હૈ અભી કમસિન હયં ન તનહા લેટં;
સો રહેં પાસ મેરે ખ્વાબમેં ડરને વાલે;
ક઼બ્રપર આકે વો તાકીદ યે ફ઼રમાતે હયં;
આશકે દુર ન હોના મેરે મરને વાલે.
ઇશ્કમેં જીસે ગુજ઼રતે હયં ગુજ઼રને વાલે;
મૌતકી રાહ નહીં દેખતે મરને વાલે;
આખરી વક્ત ભી પૂરા નકિયા વાદયે વસ્લ;

આતેહી રહે મરગએ મરને વાલે;
જાન દેનેકા કહા મૈંને તો હંસકર બોલે;
તુમ સલામત રહો હરરોજ, કે મરને વાલે.
આહ કે સાપ ફૂલકસે યે સદાયે આઇ:
જલ ગયે સાયએ તૌબહ કે ડહરને વાલે."
"વાહ વાહ!! કેમ ન હોય! કયસા નફીસ ગાના હય!"

વાચક વર્ગ! આ ગાયનની પ્રશંસા કરનાર મહાશય રણધીરસિંહ હતો. આપે તેને કદાચ ન ઓળખ્યો હોય તો તેમાં કાંઇ નવાઈ જેવું નથી. અત્યારે રણધીર મદિરાના મદથી દીવાનો બની ગયો હતો અને વારાંગના ગાયનમાં એવો તો મુગ્ધ બની ગયો હતો કે, તેનાં લાંબાં લાંબાં બેએક ગાયનો સાંભળવા છતાં તેને તૃપ્તિજ ન થઇ. વારાંગના મુસલ્માન હોવાથી ઉર્દુ ગાયનોનો તેને સારો અભ્યાસ હતો તેમજ રણધીર જેવા કામાંધ કીડાઓને પ્રસન્ન કરવા માટે તેણે કેટલીક ગ઼જ઼લો મોઢે કરી લીધી હતી. રણધીરને પોતાનાં ગાયનો સાંભળીને લટ્ટુજીજ બની ગયેલો જોવાથી તે વેશ્યા પુનઃ તેના હાથને પોતાના હાથમાં ઝાલીને ઝીણા સ્વરથી બીજી એક ગ઼જ઼લ લલકારવા લાગીઃ—

"યે હાલ ઇશ્કમેં કિસકે હુઆ કહો તો સહી;
હલાલ કયોં હુએ અય માહેલકા કહો તો સહી;
ન વહ મજાક ન વહ ચહચહે ન વહ હંસિયા:
ઉદાસ રહનેકા બાઇસ હય ક્યા કહો તો સહી;
વહ ક્યા સબબ હય કિસકા ખુશ્ક ચશ્મ પુનરમ હૈ:
કરો હિસાબ ન બહરે ખુદા કહો તો સહી.

જવાબ કુછ મેરી વાતોં કા દો ખામોશ ન હો;
જબાંસે અપની ભલા યા બુરા કહો તો સહી,
હમારી વાત જા સુન સુન કે ઢાલ દેતે હો;
મજા હય દિલકે જલાનેમેં કયા કહો તો સહી;
કલામ આજ રૂકાવટ કે સાથ કરતે હો;
મેરા કસૂર બનાઓ ખતા કહો તો સહી.
હુઆ વફાકે એવજ એવફાઈયોં કા રવાજ;
યે કયોં જમાનેકી બદલી હવા કહો તો સહી:
બયાન સાફ કરો વજહ ચસ્મપોશી કી;
સુના કિસીસે જો હો બર્મલા કહો તો સહી;
અબસ અબસ ન કસમ ખાઓ કલકે આનેકી:
કિયા હૈ કૌનસા વાદા વફા કહો તો સહી.
ગરૂર હુસ્ન વ રોજહ પય હય તુમ્હેં નાહક;
શબાબ કિસકા રહા હય સદા કહો તો સહી.
હુઆ મંય સાયલે બોસા તો ઉસને હંસકે કહા:
મિજાજ કયસા હય બહરે ખુદા કહો તો સહી;
વો જાન બ્રઝકે કહતે હંય મુઝ પરેશાંસે;
કમન્દ જુલ્ફમેં કયા દિલ ફંસા કહો તો સહી."

વારાંગનાની આ ગજલે રણધીરને દીવાનો બનાવી દીધો. તે વારાંગનાના ગળામાં પોતાના હાથ નાંખીને મોટેથી બોલી ઉઠયો કે;— "આફરીન, આફરીન, મેરી માશુક આફરીન!! તેરે ઇસ ગાનેને તો કમાલ કિયા, મેરા દિલપર અજબ જાદૂ લગા દિયા. નાજ! દુસરી કોઇ અયસીહી કવ્વાલી સુનાઇએ. આજ તેરે ઇસ પરસ્તાનકી હૂર જયસા ગાના સુનનેકી ખ્વાહિશ નહિ મીટતી. મેરા દિલકો આરામ

નહિ હોતા. ચલો, કોઈ દુસરે ગાનેકી શુરૂઆત કિજીએ."

રણધીર મતવાલાની માફક ડોલતો ડોલતો અરે પ્રશંસા કરતો વારાંગનાની ગોદમાં મસ્તક રાખીને તેના ગાયનની પ્રતીક્ષા કરવા લાગ્યો.

"અચ્છા જ઼નાબ ઇસ લૌંડીકા ગાના સુનકર આપકો ઇતની ખુશી હુઇ, વહ ભી મેરી કિસમતકા સિતારા તેજ હય, અયસાહી દીખા દેતા હય, આપકે લિયે મેં મેરી જાન ભી તોડ દેનેકે લિયે તૈયાર હું. સુનો, ઇસ કવ્વાલીકો ધ્યાન દેકર સુનો. લખનઉ ઔર દિલ્હીકે બડે બડે અમીર લોગોકે વહાં ઇસ કવ્વાલી બ્હૌત દફે સુનનેમેં આતી હય, સબ રંડીયાં ઇસિકોહી પસંદ કરતી હય. યહ ચીજ બડી ઉમદા હય ઔર સુનને લાયક ભી હય. સુનો:—

"યહ કહતીથી લૈલિયે પર્દાનશીં—
નહીં ખાતી અદબસે વફા કી કસમ.
ગમે કૈસે સિવા મુઝે કુછ નહીં ગમ—
ઇસી અપનીહી નાજ઼ે અદાકી કસમ.
રૂક્કા પાયા જો લયલીને મજનૂકા જી—
કહા ક્યોં હો ખફ઼ા મેરે સર્વે સહી.
નહીં મંયને કિસૂ સૅંગ બાત ભી કી—
મુઝે મેરી હી શર્મો હયા કી કસમ.
તેરે કુશ્તયે ગમ કા હય હાલ બતર—
યહી કહિયો જો જાના હો તેરા ઉધર.
તુઝે કાસિદ મૌજે નસીમે સહર—
મેરી હિજ્રકી શબકી વફા કી કસમ.
કભી કહતા થા કૈસ ગિજાલો સેજા—
કહો નાકા ઇધરસે કિધર કો ગયા.

કભી કહતાથા તૂહી બતાદે સબા.—
તુઝે લયલી કે જુલ્ફે દુતાકી કસમ.
કભી સાગરે વસ્લ ન મૈંને પિયા—
કભી જખ્મે જિગર કો ન મંયને સિયા.

ગમ રંજ તઅબ કો અજીજ કિયા—
મુઝે ઇશ્કકે જૌરો જફાકી કસમ.
મેરા નિકલાહી જાતા હય તનસે યે દમ—
નહીં ચૈન હય તેરે વગૈર સનમ.
તૂતો ગૈરોંસે રહ અબજા કે બહમ—
તુઝે દેતા હું તેરે ખુદાકી કસમ.

નતો વાઇ અબસ કભી ફૂલોં કી બુ—
નતો બૈઠા હું મંય કભી બરલબજૂ.
અપની બેકલી દિલકી દિલકી ગઇ ન કભૂ—
મુઝે જાની કી અપને વફા કી કસમ."

"તેરે નાચ ગાને પે અય નાજની આફરીં હઝાર આફરીં. વાહ વાહ! ક્યા બાત હય!

"નઝરકા મારા સીતમકા કટારા, લીયા મેરા દીલોજાન.
નઝરકા મારા પલક ઇશારા કીયા હમેં બેજાન."

આમ કહીને રણધીર ઘણી જ પ્રસન્નતાથી તે વારાંગનાની પ્રશંસા કરતો તેના ગુલાબી ગાલપર પોતાનો હાથ ફેરવીને તેના મુખની સુંદરતાનું અવલોકન કરવા લાગ્યો વારાંગનાએ રણધીરને પોતાનામાં પૂરતો આસક્ત થયેલો જોઇને કહ્યું કે:—"જનાબ! માના તો બ્હોત દેરત સના, પર અબ ઇસ લૌંડીકો કુચ્છ ઇનામ ભી

મિલના ચાહીએ. આપ બડે ખાનદાન મર્દ હો, ઇસલિયે હી મંયને આપકો યહબાત સુનાઇ હય."

"અરે! તારા કરતાં ઇનામ શું વધારે છે અત્યારે તું જે માગે તે આપવાને હું તૈયાર છું. તારા ગાયનોએ મારી તબિયતને ખુશ બનાવી છે તો હું પણ તને ખુશી કરવાની ખ્વાહિશ રાખું છું. લે ચાલ ઉડાવ. અત્યારે તો આ ઇનામ લઈ લે, બાકીનું પછીથી આપીશ." આમ કહીને રણધીરે પોતાના ગળામાંથી એક કીમતી મોતીઓનો હાર કાઢીને તે વારાંગનાને આપી દીધો. વારાંગનાએ તરતજ તે હારને પોતાના ગળામાં પધરાવી દીધો અને પછી એક સીગારેટની ડબ્બી કાઢીને પોતાની પાસે બેઠેલા સાજિન્દાને એક એક વ્હેંચી આપી તથા પોતે પણ એક સીગારેટ લઇ લીધી.

ત્યાર પછી તેણે રણધીરને ઉદ્દેશીને કહ્યું કે;—"કેમ લાલા સાહેબ! આપને સીગારેટ પીવાનો કાંઈ શૉક છે ખરો કે?"

રણધીરે જવાબ આપ્યો કે;—"શોક કેમ ન હોય! મને તો સીગારેટ વિના એક મિનિટ પણ ચેન પડતું નથી. હું તો સીગારેટ દેવીનો પરમ ઉપાસક છું. દહાડામાં સો સવાસો સીગારેટના ધુમ્રને મારા ઉદરમાં પધરાવું છું, ત્યારે જ મને આરામ થાય છે."

વેસ્યાએ કહ્યું કે;—"લ્યો, ત્યારે આપ પણ ઉડાવો સીગારેટની બહાર. આ સીગારેટ બહુ જ ઉત્તમ છે. મેં ખાસ તુર્કસ્તાનમાંથી મંગાવી છે અને તેનો તમાકુ પણ બહુ જ ઉંચામાં ઉંચો અને તુર્કસ્તાનમાં બનેલો છે. આપ આ સીગારેટ પીશો એટલે આપની તબીયત ખુશ ખુશ થઇ જશે."

રણધીરે હાથમાં સીગારેટ લઇને કહ્યું કે;—"જરા માચિઝ આપો તો,

વેશ્યા ખૂબ હસીને બોલી કે;—“ અરે માચિઝ તે વળી શું હશે ! અમે તો આજ પર્યંત એનું નામ પણ સાંભળ્યું નથી. તે કેવડુંક મોટું હશે વારૂ ? તેનો આકાર કેવો હશે ? અને તેનો રંગ પણ કેવો હશે ? અમે તો માચિસને જોયું પણ નથી. ”

રણધીરે કહ્યું:—“ અરે ! એમાં આમ હસે છે શાની ? તું જેને દિવાસળી કહે છે તેને અમે લોકો માચીઝ કહીએ છીએ. હવે તો માચીઝ નો ખરો અર્થ સમજીને વારૂ ? ”

વેશ્યાએ પૂછ્યુઃ—“ ત્યારે સાફ સાફ દીવાસળી ન કહેતાં તેને માચીઝ શા માટે કહો છો ? ”

“ મને એવી ગમાર ભાષા બિલકુલ પસંદ નથી. જે ભાષા ગામડીયા લોકો બોલે છે તેને હું તદ્દન ના પસંદ કરૂં છું. ” રણધીરે ધિક્કાર દર્શાવતાં કહ્યું.

“ વારૂ, તમારી આ ટેવ પણ ઇચ્છવા યોગ્ય છે. પરંતુ બીજી દીવાસળી નથી તેનું કેમ કરીશું વારૂ ? ” વારાંગનાએ એક અજાયબી ભરેલો સવાલ રજૂ કર્યો.

“ ખયર ! દીવાસળી ન હોય તો કશી ફિકર નહિ, તારી સળગતી સિગારેટથી હું મારી સિગારેટ સળગાવીશ તો પણ ચાલી શકશે. ” રણધીરે નવીન ઉપાય શોધી કાઢયો.

“ નહિ. નહિ. હુ કોઇના ઇમાનમાં ખલ્લલ નાખવા માગતી નથી હું મુસલ્માન છું અને આપ હિન્દુ છો તેથી મારી સિગારેટ આપના ઉપયોગમાં આવે તેમ નથી. એક ખરો હિન્દુ બચ્ચો મુસલ્માનની એઠી સિગારેટનો સ્પર્શ પણ કરતો નથી, તો પછી આપ આવો અજાયબી ભરેલો સવાલ કેમ કરો છો ? ” વેશ્યાએ ઢોંગ કરીને કહ્યું.

"દિલારામ! ઇમાન શી ચીજ છે. એજ હું સમજી શકતો નથી. ઇમાન બીમાન એ બધા અત્યારની ઓલાદના કલ્પી કાઢેલા ઢોંગ છે. પોતાનું દિલ કહે તેજ ખરૂં ઇમાન! દુનિયાના ઘેલા લોકો છે કે જેઓ ઇમાન ઇમાનના પોકારો કરીને ભૂખ્યા મરવાનું પણ કબુલી લે છે. જે ઉપાય કરવાથી પોતાને સુખ મળે તેજ ખરૂં ઈમાન. કોઇની ગર્દન હલાલ કરવાથી જો આપણને સુખ મળતું હોય તો તે પણ એક જાતનું ઇમાન જ છે. માણસ ગમે તેવાં પાપ કરે પણ જ્યાં સુધી તે બીજા કોઈના જાણવામાં ન આવે, ત્યાં સુધી તો તે ઇમાન જ ગણાય છે. ઇમાનથી ડરનારા ભૂખે મરે છે, રખડી રવડી મરે છે માટે એ વાતને સંભારવામાંજ કંઈ માલ નથી. હું હિન્દુ અને મુસલ્માનમાં કશો ભેદ માનતો જ નથી. હિન્દુ અને મુસલ્માન બન્ને એકજ ખુદાનાં બનાવેલાં છે. બધાંનો બનાવનાર એકજ ખુદા છે તો પછી તેમાં વળી ભેદ શા માટે ગણવો જોઇએ? એ તો બધાં વેદીયા લોકોનાં કામ છે. હું ઇમાન કે વટાળને ગણતો જ નથી. એ સર્વ આપણા લોકોની એક જાતની બેવકૂફી જ છે. હું, તું અને સારી દુનિયાં ફક્ત તે પાક પરવરદિગારની જ ઓલાદ છીએ તો પછી તેમાં ભેદ ભાવ રાખવાની જરૂર જ શી છે. આ દુનિયાના લોકો અજ્ઞાન છે, અંધપરપરાના અંધારામાં ડુબેલા છે એટલેજ તેમને આવાં ટાયલાં કરવાનું સૂઝે છે. પણ હું જરા સુધારાના વિચારમાં આગળ વધેલો હોવાથી મને હિંદુઓની આ રીતભાત તદ્દન મૂર્ખતા ભરેલીજ લાગે છે. વટલાવું, અભડાવું એ બધા શબ્દોનો અર્થ શું? માત્ર ધૂર્તતા? લુચ્ચા અને લબાડ લોકોની એક જાતની લુચ્ચાઇ! હું એ લુચ્ચાઇનો જડમૂળથી નાશ કરવાની ઇચ્છા ધરાવું છું. કે તારા જેવી એક બુદ્ધિવાળી અબળા આવી જૂના વિચારની હશે

એની તો મને કલ્પના પણ ન હોતી. પણ હવેથી તને સૂચના આપું છું કે, મારી આગળ આવી અપમાનની અને વટલાવાની વાત પણ કરીશ નહિઃ કારણ કે, મને એ બે બાબતો પર ઘણીજ ચીડ છે.”

રણધીરનાં આવાં ધૃષ્ટતા ભરેલાં વચનો સાંભળીને વેશ્યાએ પોતાની સળગતી સિગારેટ તેના હાથમાં આપી. રણધીરે તેનાથી પોતાની સિગારેટ સળગાવીને જોરથી પીવા માંડી તથા ધુમાડાના ગોટેગોટા કાઢવા માંડયા. કેટલીક વાર સુધી સિગારેટ પીધા પછી તે બેભાન થઇને ધરતીપર ઢળી પડયો.

આ જોઇ વેશ્યાએ પોતાના સાજિન્દાને બોલાવીને કહ્યું કે;– “ લ્યો ચાલો, હવે બચ્ચાજીને કરો મુસ્કેટાટ અને ઉપાડો તમારી સાથ મને લાગે છે કે હવે તેને બિલ્કુલ ભાન રહ્યું નથી, માટે જરા પણ વિલંબ કર્યા વિના એને બાંધીને ઉપાડી લ્યો. આપણે તે હોશમાં આવે તે પહેલાં જ તેનો કાંઇક બંદોબસ્ત કરી લઇએ.”

સાજિન્દાઓએ તરતજ “ આપનું કહેવું યથાર્થ છે, અમે આપના કહેવા પ્રમાણે હમણાં જ આ પાપીને મુસ્કેટાટ બાંધી લઇએ છીએ.” એમ કહીને રણધીરની એક ગાંસડી બનાવી અને ત્યાર પછી ચાર છ ઘોડા લઇને તેઓ તે ગાંસડી સહિત ત્યાંથી રવાના થયા. હજી તેઓ થોડેક દૂર ગયા હશે એવામાં તો એક ઘટાદાર ઘાટી ઘટામાંથી મોઢાપર બુકાની બાંધેલા દશબાર સ્વારો નીકળી આવ્યા અને પછી પોતાના મ્યાનમાંથી ખુલ્લી તલ્વારો કાઢીને વેશ્યા અથવા વારાંગના અને તેના સાજિન્દાની ચારે તરફ ફરી વળ્યા.

તેઓ એકદમ હલ્લો કરી આવનારા સ્વારો લૂટારા હતા અને તેમણે કાંઇક લૂટ મળી શકશે એવી આશાથી વારાંગના પર હલ્લો કર્યો હતો. તેમાંનો જે એક મુખ્ય સરદાર હતો તે વારાંગના તથા તેના

સાજિન્દાને સંબોધીને કહેવા લાગ્યો કે;–" બસ હવે જો તમને તમારા પ્રાણ વ્હાલા હોય, જીવનની જરા પણ આશા હોય અને મરણના મુખમાંથી બચવાની ઇચ્છા હોય તો આ ધનની ગાંસડીને અહીં જ મૂકીને અમારી સાથે ચાલ્યા આવો નહિ તો બધા જીવથી માર્યા જશો!"

સાજિન્દાઓ પણ કાંઇ જેવા તેવા આલમાની નહોતા. તેમણે દમમાં ને દમમાં જ કહ્યું કે;—

"તમે અમને રોકનાર કોણ છો? તમારા જેવા તો અમે અનેક લૂટારા જોઇ નાંખ્યા છે, જાઓ રસ્તો છોડીને સીધે સીધા ચાલ્યા જાઓ નહિ તો પણ જીવથી માર્યા જશો, પસ્તાશો."

સાજિન્દાની આવી ઉદ્ધતાઈ ભરેલી વાણી સાંભળીને તે લૂટારાઓ "ઠીક છે, બચ્ચાજી, જૂઓ કે હવે કોણ જીવથી માર્યું જાય છે, કોની ખાના ખરાબી થાય છે" એમ કહીને વારાંગના તથા ચાર સાજિન્દાઓપર ટૂટી પડયા અને તેમને ગિરફતાર કરી લીધા, તથા તેમને બધાને પોતાની સાથે લઇને એક તરફ ચાલતા થયા.

# પ્રકરણ ૧૨ મું

## ભયંકર ચેતવણી

"લગું પછી મંય અબ અયસાબનું મનકુશકી સૂરત:
દિખાદું અપના વોહ દરજા બને માનુસકી સૂરત:
તને બદકારસે લિપટું મગર મલબુસકી સૂરત;
અંધેરા ઘરમાં કરદું પર રહું ફાનુસકી સૂરત;
લગાઉં આગ પાનીમેં મગર જાસૂસકી સૂરત;
કયા અરસલાનકે જાનેસે તુમ નારાજ નહીં?"

સુનેહરી ખન્જર.

હવે અમે આ સ્થળે રમાના પિતા નરેન્દ્રસિંહના સંબંધમાં કેટલોક વૃત્તાંત જણાવવાનું ઉચિત ધારીએ છીએ. એક દિવસ, દિવસના લગભગ બારેક વાગ્યાના શુમારે રાજા નરેન્દ્રસિંહના રાજદરબારમાં સર્વ સભાસદો એકત્ર થઇને બેઠા હતા અને રાજા નરેન્દ્રસિંહ તે સર્વ સભાસદોના મધ્ય ભાગમાં સ્થાપેલા સિંહાસનપર બેસીને. નક્ષત્ર મંડળમાં જેવી રીતે રજનીપતિ ચન્દ્રમા શોભી ઊઠે છે, તેવા જ પ્રકારની શોભાને વિસ્તારી રહ્યો હતો. શિરપર રત્નજડિત છત્ર, શરીરપર મનોહર જામો અને કમર પર અતિ સુંદર કમરબંધ બાંધેલો દષ્ટિગોચર થતો હતો. તેની બન્ને બાજૂએ બે અનુચરો ઉભા ઉભા ચામર ઢોળી રહ્યા હતા. આ સમયે ત્યાં આગળ એક દ્વારપાળે આવી રાજાને પ્રણામ કરીને કહ્યું;—" રાજ રાજેશ્વર મહારાજાનો સર્વદા જય થાઓ."

અચાનક દ્વારપાલને આવેલા જોઇને મંત્રીજીએ કહ્યું કે;—" કેમ દ્વારપાલ શા સમાચાર લાવ્યો છે ? કાંઇ પત્ર તો નથી આવ્યો ને ?"

દ્વારપાલે ઉત્તર આપ્યું;—" શ્રીમાનનો પણ જય થાઓ. એક સ્વાર આવીને આ પત્ર રાજાજીના હાથમાં આપવાનું કહી ગયો છે અને તે હું આપ શ્રીમાનની સન્મુખ લાવ્યો છું."

મંત્રીએ કહ્યું;—" વારૂ ક્યાં છે તે પત્ર ? જરા લાવ જોઇએ વારૂ."

દ્વારપાલે તરત જ તે પત્ર મંત્રીના હાથમાં આપ્યું અને પછી પ્રણામ કરી ત્યાંથી ચાલ્યો ગયો.

ત્યાર પછી નરેન્દ્રસિંહે મંત્રીને ઉદ્દેશીને કહ્યું કે;—" મંત્રીજી ! જૂઓ તો ખરા કે તે પત્રમાં શું લખેલું છે વારૂ ?"

મંત્રીએ " જેવી રાજાધિરાજની આજ્ઞા " કહીને તે પત્ર વાંચવાનો પ્રારંભ કર્યો. પત્ર ઘણું જ ભેદભરેલું અને ભયસૂચક હતું અને તેનો આશય નીચે પ્રમાણેનો હતો.

"ઓ આંખોના આંધળા નરેન્દ્ર!

"નીતિ શું છે? રાજાનો પ્રજાપ્રતિ શો ધર્મ છે? દરેક સાધારણ અને ઉચ્ચ પુરુષોનું શું કર્ત્તવ્ય છે? મનુષ્ય જન્મ શા માટે મળ્યો છે? ઇશ્વરે મનુષ્યને આ અવનીપર શા માટે મોકલ્યાં છે? એ સર્વ વિષયોથી તું સર્વથા અજ્ઞાત છે, તને તારા કર્ત્તવ્ય અથવા કર્મનું જરાપણ ભાન નથી. સાંભળ! તારા જેવા અધમ નરપાઓને માટે મહાજ્ઞાની અને અનુભવી મુનિ ભર્ત્તુહરિનું શું કથન છેઃ—

"येषां न विद्या न तपो न दानं
ज्ञानं न शीलं न गुणो न धर्मः।
ते मर्त्यलोकेर्भुमिभारभूता
मनुष्य रूपेण मृगाश्चरन्ति ॥

અર્થાત્ એનો ભાવાર્થ એવો થાય છે કે, વિદ્યા, જ્ઞાન. શીલ અને ગુણ અથવા ધર્મ જેનામાં વસેલાં નથી તે આ પૃથ્વીના ભારરૂપ છે, અને મનુષ્ય લોકમાં મનુષ્યનું રૂપ ધારણ કરી પશુ સમાન ભટક્યા કરે છે."

એટલા માટે જો મનુષ્ય રૂપ પશુઓની ગણનામાંથી તને પોતાને બચવાની ઇચ્છા હોય તો ધર્મનું ઉપાર્જન કરવા માટે કમર કસીને તૈયાર થા અને મનુષ્યને યોગ્ય એવા સત્ચરિત્રોથી તારા જીવન કાળને સુશોભિત કર. પ્રથમ મનુષ્ય માત્રનો એ ધર્મ છે કે સત્યપરાયણ થઇને જનસમાજમાં સુકીર્ત્તિ સંપાદન કરવી તથા બીજો ધર્મ એ છે કે આત્મસન્માન અથવા પોતાની પ્રતિષ્ઠાની સદાચરણ રાખીને નિરંતર રક્ષા કરવી. પોતાનું આત્મસન્માન ખોઇ નાખવાથી પોતાની જ હાનિ થતી નથી પરંતુ બીજાઓને પણ તેથી ઘણાં નુકસાનો વેઠવાં પડે છે. જેવી રીતે કોઈ માનહીન મનુષ્ય પોતાની

પેઠે બીજા બધાને તેવાજ માની લે છે,તેવી જ રીતે આત્મસન્માન વગરના મનુષ્યની દશા પણ થાય છે. તેમને બીજાનું માન જાળવતાં પણ આવડતું નથી. એટલું તો અવશ્ય યાદ રાખજો કે અન્ય જનોનો નિરાદર કરવાનું અને પોતાને તિરસ્કૃત અથવા અપમાનિત થવાનું મુખ્ય કારણ પોતાનામાં આત્મસન્માનનો અભાવ છે તેજ છે."

"આત્મ નિગ્રહ અથવા ઇંન્દ્રિયોને પોતાના કાબુમાં રાખવી એ પણ મનુષ્યને માટે અતિ આવશ્યકય છે. કારણ કે, એ ઇંદ્રિયોને વશ ન કરવાથી મનુષ્ય મદાંધ થઇને બુરામાં બુરાં નીચ કર્મ કરવા માંડે છે અને જેવી રીતે પાપ પ્રચારક શયતાન કોઇ પણ પ્રકારનો ભય રાખ્યા વિના પોતાની ઇચ્છાનુસાર અનેક પાપો કરીને પોતાની અધોગતિ કરે છે, જેવી રીતે તોફાની અશ્વની લગામને કાબુમાં ન રાખવાથી સ્વેચ્છાચારી થઇ કુપથમાં ચાલીને કોઇ વૃક્ષ અથવા પત્થર સાથે અથડાઇને રથને હાનિ પહોંચાડે છે અથવા સારથીને ઇજા કરે છે, તેવીજ રીતે તે ઇન્દ્રિયો સ્વચ્છંદિની થઇને મનુષ્યને દુઃખ, શોક અને પરિતાપની ગહન ગર્તામાં ફેંકી દે છે અને એટલા માટેજ શાસ્ત્રકારોએ ઇંદ્રિયોનું દમન અને ચિત્તનું સંયમ કરવાની આજ્ઞા આપેલી છે. જેઓ એ શાસ્ત્રાજ્ઞાને ઉલ્લંઘીને સ્વેચ્છાપૂર્વક વર્ત્તે છે તેની અવનતિ કિંવા અધોગતિ અવશ્ય નિર્ણીત જ છે."

"આત્મનિગ્રહ, સદાચરણ અને સુશીલતા અથવા ભલમનસાઇનું મૂળ છે. આત્મનિગ્રહમાં બળવાન થવું એજ પુરૂષના ગુણ અને ઉદારતાની સીમા છે. જોશ ઝપટમાં ન આવવું, ઘડીએ ચિત્તના ઉમંગના ઓકાંથી ચલાયમાન ન થવું, એ પણ એક ઉમદા સદ્‌ગુણ છે; પરંતુ મનદમન કરીને ચિત્તમાં ધીરજ ધરવી એ તેનાથી પણ વિશેષ ઉત્કૃષ્ટ

સદ્‌ગુણ છે. વિચારશાળામાં ઉદ્‌ભવેલી મનની પ્રેરણાઓને સુનિશ્ચિત અને પૂર્ણ રીતે વિચાર કરેલા નિર્ણય અનુસાર કાર્ય કરવું એજ શિક્ષા તથા ધર્મ નીતિનો મુખ્ય ઉદ્દેશ છે. આ વિચારથી જોતાં તું એક તિરસ્કૃત અને અવિચારશીલ રાજા છે કે જેથી એક કામાંધ, કુકર્મી અને દંભી રણધીરની અધમ અને લમ્પટતાભરેલી સલાહ અનુસાર વર્ત્તવાને અથવા તો સાહસી, સુશીલ, શૂરવીર અને સર્વ ગુણસંપન્ન મદનને શત્રુતાની દૃષ્ટિથી જોઇ રહ્યો છે તથા તેના પ્રાણ લેવાની કોશીશો કરી રહ્યો છે. ધિક્કાર છે નરેન્દ્ર તારી આવી ભ્રમિત અને ભ્રષ્ટા બુદ્ધિને ! ખબરદાર પિશાચના અવતાર રૂપ નરેન્દ્ર ! તું એમ ન ધારતો કે મદન એકલો છે, પરંતુ મદનનો પક્ષપાતી હું પણ તારો એક પરમ શત્રુ, પ્રબળ પ્રતિપક્ષી અને વિઘાતક કાળ છું? માત્ર હું જશું ? પણ મારા જેવા અનેક બહાદુર નરો મદનને માટે લોહીની ધારાઓ વહેવડાવવાને તૈયાર છે. જો તારા કુકર્મના ભણકારા હરકોઇ મનુષ્યના કાને સંભળાશે તો તેઓ પણ સર્વથા નિષ્પક્ષપાતપણાથી કહેશે કે તું જ કાળાં કામનો કરનાર કાપુરુષ છે. તેઓ સર્વ તનેજ કલંકનો કીડો ગણી ધિક્કારી કાઢશે, શું હવે તું અમારા વિકરાળ પંજામાંથી કદાપિ છૂટી શકે તેમ છે ખરો કે ? પ્રથમ તે દુષ્ટ રણધીરને પકડીને તારો સત્યાનાશ કરી નાંખીશ. તારા મહાલયની મહારાણીઓને સૌભાગ્યવિહીના વિધવાઓ બનાવીશ. તારા રાજ્યમાં ભયંકર હાહાકાર મચાવી મૂકીશ. તારા પરિવારનું પતન કરીશ અને તને પોતાને પણ વિકરાળ કાળનો ભક્ષ બનાવીશ. જે પાપાત્મા રણધીરે તને ધર્મભ્રષ્ટ અને વિચારશૂન્ય બનાવ્યો છે તે દુરાચારી દુર્દાન્તનો હું સત્વર ધ્વંશ કરીશ. હું તારી સાથે દગો કરીશ નહિ, પણ સ્હામી છાતીએજ લડીશ. તું એમ ન ધારતો કે આ પત્ર તે માત્ર એક પ્રકા-

રની ધમકીજ છે. જો તું આ પત્રનો અમલ નહિ કરે તો થોડા દિવસમાંજ તને આ બધી ઘટનાઓનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરાવી આપીશ."

"હું તારા નગરમાંજ રહું છું, પરંતુ તને તેની ખબરજ નથી. હું નિરંતર તારા મસ્તકપરજ ઉભો રહું છું છતાં તું મને ઓળખી શકતો નથી. અમારૂં કામ કોઇને દગો દેવાનું નથી પણ ચેતવણી આપીનેજ અમે દરેક કામ કરીએ છીએ, અમારી ચેતવણી પ્રમાણે જે વર્તતું નથી તેની બુરીજ દશા થાય છે. બસ, હવે વધારે લખવામાં માલ નથી, તું તારી રક્ષા કર અને મારા પત્રમાં લખ્યા પ્રમાણે વર્તવાની કોશીશ કર. તેમાંજ તારૂં કલ્યાણ સમાયલું છે."

+ઐયાર જોરાવરસિંહ.

આ પત્ર સાંભળતાંની સાથેજ નરેન્દ્રસિંહના હોશ ઉડી ગયા અને મુખ પણ કરમાઈ ગયું. થોડી વાર સુધી તે પત્રને હાથમાં લઇને તે એક પત્થરનાં પૂતળાંની પેઠે સ્તબ્ધ બની ગયો અથવા તો અગાધ ચિંતાસાગરમાં ડૂબી ગયો. તેના હૃદયમાં આ સમયે શોકનો ભયંકર સમુદ્ર ઉછાળા મારી રહ્યો હતો અને તેમાં પણ વિષાદના તરંગો ઉછળી ઉછળીને નરેન્દ્રસિંહને સંતપ્ત બનાવી રહ્યા હતા. નરેન્દ્રની સ્થિતિ અત્યારે ઘણીજ દયાજનક બની ગઈ હતી.

ઘણી વાર સુધી આ પ્રમાણે વિચારના વમળોમાં ગોથાં ખાધા પછી કાંઇક સ્વસ્થ થઇને નરેન્દ્રે પોતાની પાસેજ બેઠેલા મંત્રીને અનુલક્ષીને પૂછ્યું કે;—"મંત્રિજી, આ કયો દુષ્ટ મારો નવીન દુશ્મન

---

+ ઐયાર શબ્દનો અર્થ લુચ્ચો અથવા ઠગારો થાય છે. હિંદી ઈંગ્લીશ ડિક્ષનેરીમાં ફૉર્બસ સાહેબે એનો અર્થ Conning, Conningness એવો કરેલો છે.

ઉત્પન્ન થયો ? મેં તેનું શું બગાડયું છે કે તેણે આ પત્રમાં મને આટલો બધો અપમાનિત અને વાંચ્છિત બનાવ્યો છે વારૂ ?"

મંત્રીજીએ જવાબમાં આસ્તેથી જણાવ્યું કે;—"મહારાજ ! આમ ગભરાઈ જવાની કશી જરૂર નથી. આ સર્વ કપટી અને માયાવી દુષ્ટ ઐયારો અથવા ઠગારાઓની એક પ્રકારની ધમકીજ છે. તે બિચારો નિરાધાર નિર્બળ અને એકલો પુરૂષ આપના સમાન પ્રબળ પરાક્રમી નરપાળને શું કરી શકવાનો હતો ? તેના જેવા મગતરાથી આપને કશી પણ ઇજા આવે તેમ નથી. આપ એ વિચારને વિસારી દ્યો અને સુખેથી આરામ કરો. હું એને પકડવાનો બંદોબસ્ત કરી દઇશ."

નરેન્દ્રે પુનઃ તે દ્વારપાલને બોલાવી મંગાવીને કહ્યું કે;—"દ્વારપાલ ! આ પત્ર આપી જનાર સવારને હમણાંને હમણાંજ સભામાં બોલાવી લાવ."

દ્વારપાલે જવાબમાં જણાવ્યું કે;—"મહારાજ, તે તો પત્ર આપીને તરતજ ચાલ્યો ગયો છે એટલે તેને આપ નામદારની સેવામાં શી રીતે હાજર કરી શકું વારૂ ?"

નરેન્દ્રે સભાસદોને ઉદ્દેશીને કહ્યું કે;—"મારા વીર સરદારો અને સૈનિકો હું એવા એક નાલાયક અને કમતાકાત પુરૂષથી જરા પણ ડરવાનો નથી. તેમ સર્વે જરા પણ ચિંતા કરશો નહિ, જ્યાં સુધી મારામાં ક્ષત્રિત્વનો અંશ માત્ર પણ વિદ્યમાન હશે ત્યાં સુધી હું તમને બિલ્કુલ ઇજા આવવા દઇશ નહિ. હું વીર છું, મયદાને જંગમાં લડવાને શક્તિમાન છું. મારૂં હૃદય વજ્રનું છે, મીણનું નથી. હું એવા એક નહિ પણ અનેક શયતાનો નાશ કરવાને શક્તિમાન છું. તેની શી મજાલ છે કે તે મારી પ્રજાનો વાળ પણ વાંકો કરી

શકે ! જ્યાં સુધી વીરવર નરેન્દ્રની વીરતાના પડઘા સંભળાય છે, સમસ્ત કેશલ દેશ કમ્પી ઉઠે છે, ત્યાં સુધી તો તેની પ્રજા સર્વથાં સલામતજ છે. આ જીવ જાય તો ભલે આ ક્ષણેજ ચાલ્યો જાય તેની મને જરા પણ પરવાર નથી, પરંતુ હું મારી પ્યારી પ્રજાને કદાપિ દુઃખી થવા દેનાર નથી તે નથીજ."

મહારાજનાં આવાં વચનો સાંભળીને સર્વ સભાસદો અત્યંત સંતુષ્ટ થયા. તેઓ મોટેથી રાજા નરેન્દ્રનો જયવાદ કરીને બોલી ઉઠ્યા કે:—"અમે પણ અમારા પ્રજાવત્સલ રાજાને માટે અમારા દેહનું બલિદાન આપીશું, ને ઘમંડી ઠગારાના ગર્વના ચૂરેચૂરા કરીશું. અમારા પ્રભુથી અમને આ દુનિયાની કોઇ પણ ચીજ પ્યારી નથી, એમ સર્વ કોઇને બતાવી આપીશું."

આ પ્રમાણે કેટલીક વાર સુધી સભાસદો રાજાને ઉત્સાહ આપવાના ઉદ્દેશથી તેની પ્રશંસા કરવા લાગ્યા તથા પોતાની સહાયતાની સહાનુભૂતિ પણ પ્રકટ કરવા લાગ્યા. ત્યાર પછી વખત ઘણો વીતી ગયેલો જોઇને રાજાએ તેમને સર્વને વિસર્જન થવાની આજ્ઞા આપી. આજ્ઞા મળતાની સાથેજ સર્વ સભાસદો ધીમે ધીમે વિદાય થવા લાગ્યા અને થોડીજ વારમાં તો તે સભાસદન તદ્દન શૂન્ય થઇ ગયું. રાજા નરેન્દ્રસિંહ ઉઠીને મહાલયમાં ચાલ્યા ગયા, મંત્રી મહાશય પણ રાજાને પ્રણામ કરી ત્યાંથી પોતાના ગૃહ તરફ વિદાય થયા.

બીજે દિવસે પ્રભાતમાં લગભગ સાત આઠ વાગ્યાને શુમારે એક દ્વારપાલે આવીને મંત્રીજીના હાથમાં બીજું એક પત્ર આપ્યું. તેમાં લખ્યું હતું કે;—

"નરેન્દ્ર !

હજી પણ તારી આંખો કેમ ઉઘડતી નથી ? તારો મોહનિ-

નો ક્રમ ભંગ નથી થતો, જો મેં મારા કહ્યા પ્રમાણે રણધીરના નાયાચી ઐયારો અથવા લુચ્ચા ઠગારાઓને પકડી લીધા છે અને આશા છે કે આજે તે પાપની પ્રત્યક્ષ પ્રતિમા રૂપ પાપાત્મા, નરાધમ રણધીરને પણ પકડી લઇશ. તે દુરાત્માને મારા બન્દીખાનાનો બંદીવાન બનાવીશ. બસ! હજી પણ સાવધ થા! મસ્તકપર ભમતા કાળના ચક્રમાંથી બચી જા. હવે પછી તારી પણ તેવીજ ભયંકર દશા તે બરાબર સમજી લેજે."

તેજ બહાદુર વીરનર—

જોરાવરસિંહ."

નરેન્દ્રે ઉત્સાહ, ક્રોધ, શોક, ભય અને સાહસ એ સર્વના સંમિશ્રણ સહિત કાંઇક અચકાતાં તેમજ ગભરાતાં ગભરાતાં કહ્યું કે;—"શું મારા આવા વિશાળ રાજ્યમાંથી સર્વ વીર પુરુષોનો નાશ થયો છે? રાજ્યમાંથી વીરતા ચાલી ગઇ છે? પરાક્રમ પાતાળમાં પેસી ગયું છે? શું મારા અધિકાર તળેના સર્વ પુરુષો ષંઢ છે, નામર્દ છે? કોઇ પણ વીરપુરુષ રહ્યો નથી કે જે આ પિશાચને પકડી લાવે?"

આ સાંભળીને મંત્રીએ કહ્યું કે;—"મહારાજ! એનો બરાબર પત્તો મેળવ્યા વિના એ ચાલાક ખેલાડી કદાપિ પકડી શકાશે નહિ. તેનો પૂરતો બંદોબસ્ત કરવાની જરૂર છે."

"ત્યારે તમે તેનો બંદોબસ્ત કરવાનો શો ઉપાય યોજી રાખ્યો છે વારૂ" નરેન્દ્રે કહ્યું.

મંત્રીએ જવાબ આપ્યો કે:—"પ્રથમ રણધીરને પત્ર દ્વારા સૂચના આપીને તેના સહાયક ઠગારાઓની મદદ લેવાની ખાસ જરૂર છે. આમ કરવાથી તે દુરાત્મા બહુજ સરળતાથી પકડાઇ શકાશે.

કારણ કે, ખગ જાણે ખગની ભાષા એવી જે એક કહેવત છે તે જરા પણ ખોટી નથી. ઠગારાઓજ ઠગારાની ગતિને સારી રીતે જાણી શકે છે."

નરેન્દ્રે કહ્યું:—"તમે શું કહો છો ? આ પત્રપરથી તો એમ જ જણાય છે કે રણધીરના તમામ જાસૂસો તથા ઠગારાઓ પકડાઈ ગયા છે."

મંત્રીએ હસીને કહ્યું કે:—"આપ પણ ઘણા જ સરળ અને ભોળા હૃદયનાં મનુષ્ય છો. શું આપને એવો જ નિશ્ચય થઇ ગયો છે કે આ વાર્ત્તા સત્ય છે ? નહિ—કદાપિ નહીં. ઠગારાઓને સહજમાં પકડી લેવા એ તે શું સહેલી વાત છે. મહારાજ ! એ તો કોણી પરના ગોળ ને ચાટવા સમાન છે. આ સર્વ તે દુષ્ટની ઠગાઇ છે, લુચ્ચાઇ છે. આપ ડરી જાઓ અને તેના ફન્દામાં આવી પડો એટલા માટે જ તેણે આવો ઉપાય શોધી કાઢ્યો છે."

નરેન્દ્ર કાંઈક વિચાર કરીને બોલ્યો કે:—"ત્યારે કોઇક સૈનિક-દ્વારા રણધીરને સત્વર આ વિષયનો એક પત્ર તથા સંદેશો મોકલાવી આપો."

"મારી ઇચ્છા એવી નથી, કારણ કે એથી ભેદ ફુટી જવાની ભીતિ રહે છે." મંત્રીએ કહ્યું.

નરેન્દ્રે પૂછ્યું:—"ત્યારે તમે શી રીતે પત્ર મોકલાવવા ઇચ્છો છો વારુ ?"

"આપણાં પઢાવેલાં ચાલાક કબુતરોમાંથી એક કબુતરની ગર્દન-પર તે પત્ર બાંધીને મોકલવાથી આપણો ભેદ ફૂટી જાય તેવી કોઇ સંભાવના જ નથી." મંત્રી બોલ્યો.

નરેન્દ્રે પ્રસન્ન થઇને કહ્યું કે; વાહ વાહ ! તમારી આ સલાહ

તથા યુક્તિ પ્રશંસા પાત્ર છે. હું તેનો સ્વીકાર કરૂં છું. ચાલો ત્યારે સત્વર એ જ વ્યવસ્થા કરી નાંખો."

"પત્રમાં શું લખવાનું છે વારૂ?" મંત્રીએ પૂછયું.

નરેન્દ્રે કહ્યું:—"પત્રમાં ફક્ત એટલું જ લખો કે:—

"રણધીર!

તમે એકદમ સાવધ થઈ જાઓ, અહીં મદનના અંધારાએ ભયંકર ઉપદ્રવ મચાવી મૂકયો છે, માટે તમારા બે ચાલાક, ઠગ અને ખેલાડી જાસૂસોને જલ્દી મોકલી આપો. તે પિશાચને જેમ બને તેમ જલ્દી પકડવાની જરૂર છે, માટે જાસૂસોને મોકલવામાં જરા પણ વિલંબ કરશો નહિ."

મહારાજ નરેન્દ્રસિંહ."

મંત્રીએ તરતજ તે આશયનું એક પત્ર લખી નાંખ્યું. નરેન્દ્રે તે વાંચીને તેનાપર પોતાની સહી કરી આપી અને ત્યાર પછી એક કબૂતરના કંઠપર તે પત્રને બાંધીને તેને રણધીરના ગૃહ ભણી ઉડાડી દીધું. આ કાર્યમાંથી મુક્ત થયા પછી સભા વિસર્જન થઇ અને મહારાજ નરેન્દ્રસિંહ પોતાના અંતઃપુરમાં ચાલ્યા ગયા.

---

# પ્રકરણ ૧૩ મું

## અજબ બનાવ

"લાખ તદબીર કરો પરહય સંવરના દુશવાર;
વોહ કે જીસ કામકા અંજામ હય બદતર હોના;
હો કિસી રંગકા અલ્લાહ ન આદી કોઇ;
રંગ લાતા હય હરેક બાતકા ખુગર હોના.

બેતાબ

ત્રીજે દિવસે સવારના દસ અગિયાર વાગ્યાના શુમારે દ્વારપાલ એક બીજું પત્ર લાવ્યો. તે પત્રની સાથે એક બીજું પત્ર પણ હતું.

દ્વારપાલે કહ્યું:–“ મહારાજ ! આ બન્ને પત્રો આપની સેવામાં આવ્યાં છે.” આમ કહીને તે ત્યાંથી ચાલ્યો ગયો. નિયમાનુસાર મંત્રિજી તે પત્ર લઇને વાંચવા લાગ્યા:–

મૂર્ખના સરદાર, બુદ્ધિના ગમાર અને અક્કલના અંધ રાજા !

“ તારી મોભાગ્ર બુદ્ધિને ધન્ય છે ! શું તારૂં મોકલેલું કબૂતર ક્ષેમ કુશળતાથી રણધીરસિંહ સુધી પહોંચી શકતું હશે ખરૂં કે ? રણધીરને તો મેં કાલે સાંઝેજ પકડીને મારા બંદીખાનામાં મોકલી આપ્યો છે. નરેન્દ્ર ! તું આનેજ ખરી વીરતા કહે છે કે ? જ્યારે તારાથી મને ન પહોંચી શકાયું ત્યારેજ તેં નરાધમ રણધીરની મદદ માગી ખરૂં ને વારૂ ? પણ આમ કરતાં તને લેશ માત્ર પણ લજ્જા ન આવી ? અરે વાહરે બુદ્ધિ બળના ખજાના ! તેના બધા લુચ્ચા ખેલાડીઓ ક્યારનાયે મારા જાળમાં ફસાઇ ગયા છે, હવે તું કોની સહાયતા માગે છે તે મારાથી સમજી શકાતું નથી. આ તારી રણધીરને મોકલેલી ચિટ્ટી મારી સચ્ચાઇની નિશાની છે. હજી પણ તું તારૂં ભલું ઇચ્છતો હો તો મદન અને રમાનાં લગ્ન કરવાનો સ્વીકાર કરી લે, નહિ તો પછી પાછળથી તારે પસ્તાવું પડશે.”

તે વીરચૂડામણિ—

જોરાવરસિંહ”

પત્રનું લખાણુ સાંભળી લીધા પછી નરેન્દ્રે કહ્યું કે;–“દ્વારપાલને બોલાવો.”

આજ્ઞા મળતાંની સાથેજ દ્વારપાલ આવીને હાજર થયો.

નરેન્દ્રે તેને પૂછ્યું કે;–“કેમ, આ પત્રો તને કોણે આપ્યાં ?”

દ્વારપાલે અચંબામાં પડીને કહ્યું કે;–"મહારાજ ! ક્યાં પત્રોના સંબંધમાં આપ પૂછો છો વારૂ ?"

મંત્રીએ કહ્યું:–"અરે હમણાં તું જે પત્રો આપી ગયો તેના સંબંધમાં."

દ્વારપાલે કહ્યું:–"ના મહારાજ, હું અહીં આવ્યો જ નથી. એ તો આપનો ભ્રમ થયો હશે."

મંત્રીએ કહ્યું:–"મહારાજ, એ દ્વારપાલ નહોતો, પરંતુ તે દુષ્ટ ધૂર્ત ઐયાર જોરાવરસિંહ જ હતો અને તેણેજ આવી દગાબાજી કરી છે."

નરેન્દ્રે ચીડાઇને કહ્યું:–"જૂઓ તે ઘણોજ ચાલાક ધૂતારો છે ! મને પણ દગો દઇ ગયો છે. હવે નગરમાં ઢંઢેરો પીટાવો કે કોઇ તે ઠગારાની ઠગાઇમાં ન ફસાતાં સાવધ રહે. નહિ તો ઘણું ભારે નુકસાન થવાની આશંકા છે."

મહારાજની આજ્ઞાનુસાર બધો બંદોબસ્ત કરવામાં આવ્યો. પરંતુ એ સમાચાર સાંભળીને આખા નગરમાં ભયંકર ખળભળાટ મચી ગયો. બે ચાર દિવસ પછી દરબારને વખતે ફરીવાર દરવાને આવીને કહ્યું કે;–"મહારાજ ! એક સરૈયો સુગંધિત તેલ અને અત્તર લઇને આવ્યો છે અને તે સભામાં આવવાની આજ્ઞા ઇચ્છે છે."

નરેન્દ્રે કહ્યું:–"જા, તેને જલ્દી અંદર લાવ."

આજ્ઞા અનુસાર દરવાન ગાંધીને બોલાવીને સભામાં લાવ્યો.

નરેન્દ્રસિંહે તેનો સત્કાર કર્યો અને પાસેના એક આસનપર બેસવાની સૂચના કરી.

ત્યારપછી તેણે પૂછ્યું કે:–"તમારૂં વતન ક્યાં આવ્યું વારૂ ?"

સરૈયાએ જવાબ આપ્યો:-"મહારાજ! હું તો આ નગરનોજ નિવાસી છું. કેટલાંક કારણસર હું પરદેશમાં ગયો હતો, અને પુનઃ દેશમાં આવવાની ઇચ્છા થતાં સંયોગ વશ અહીં આવી ચઢ્યો છું. પરદેશમાંથી કેટલાંક ઉમદા અત્તરો લાવેલો હોવાથી તે આપને બતલાવવાની ઇચ્છા થતાં અત્યારે આપની સેવામાં હાજર થયો છું."

નરેન્દ્રે પૂછ્યું:-"પરદેશમાં કેટલાક દિવસો ગાળ્યા અને તે કયે કયે સ્થળે ગાળ્યા વારૂ?"

સરૈયાએ જવાબમાં જણાવ્યું કે;-"મહારાજ! હું બાર વર્ષની ઉમ્મરે કનોજમાં મારા કાકાને ત્યાં ગયો હતો, ત્યાં પંદર વર્ષ સુધી તેલ અને અત્તર વેચવાનું તથા બનાવવાનું કામ મેં કર્યું અને હમણાં મારી માતાના મરણના સમાચાર સાંભળી અહીં આવ્યો. મને અહીં આવ્યાને પણ લગભગ એકાદ માસ થઇ ગયો હશે."

"વારૂ તમારૂં નામ શું છે?"

"મહારાજ! સેવકને લોકો રામદાસના નામથી ઓળખે છે."

"તમે કઇ જ્ઞાતિના છો?"

"ઉનાઇ વાણીઆ."

"કોઇ ઉમદા અત્તર સાથે લાવ્યા છો કે?"

"જી હા. અત્યારે તો ફક્ત ગુલાબનું અત્તરજ લાવ્યો છું, આજ્ઞા હોય તો બીજાં અત્તરો ઘેરથી લઈ આવું."

"વારૂ ગુલાબનું અત્તર જ બતાવો જોઇએ."

રામદાસે પોતાની પાસેથી એક શીશી કાઢી અને તેમાંથી રાજસભામાં જેટલા સભાસદો બેઠા હતા તે બધાને એક એક પૂંભડું પલાળીને આપી દીધું. તેઓ સર્વ અત્તરને સૂંઘતાંની સાથેજ 'વાહ વાહ અત્તર તો ઘણુંજ ઉમદા છે' એમ કહી કહીને કંઠમાંથી હીરાના

હાર ઉતારીને આપવા લાગ્યા, પરંતુ હાર ઉતારવાનો પણ સુઅવકાશ **નરેન્દ્ર**ને મળી શક્યો નહિ. કારણકે તે અત્તરને સુંઘતાંની સાથેજ બેભાન થઇને સિંહાસન પર ઢળી પડ્યો. પરંતુ માત્ર એટલેથી જ ઇતિશ્રી થયું નહિ, પણ તમામ સભાસદો મતવાલાની પેઠે મસ્ત થઇને ડોલવા તથા ઝોકાં ખાવા લાગ્યાં. થોડીવારમાં તો તેઓ સર્વ બેભાન થઇને ધરણીપર આમતેમ ગબડી પડયા અને એક ક્ષણવારમાં તો તે ન્યાયાલય મયખાના અથવા દારૂડીયાના અડ્ડા જેવું બની ગયું.

**રામદાસ** આવો અવસર જ તાકી રહ્યો હતો. તેણે એકદમ ઉઠીને પોતાની પાસેથી બીજી એક શીશી તથા એક અસ્ત્રો બહાર કાઢયાં અને પછી એક તુચ્છ દરવાનથી લઇને રાજા સુધીની અર્ધી અર્ધી મૂછો કાપી લીધી. તથા અર્ધી અર્ધી દાઢી મૂંડીને તેના પર પોતાની પાસેની શીશીમાંથી કાળી સ્યાહી ચોપડી દીધી. આથી સર્વનાં મોઢાં કાળાં થઈ ગયાં. આ પ્રમાણે બધો બંદોબસ્ત કરી લીધા પછી તે બધાને પોતપોતાના ફેંટાથી બાંધીને ઉંધે માથે લટકાવી દીધા અને આવા આશયનું એક પત્ર લખીને સિંહાસનપર મૂકી દીધું કે;—

" બુદ્ધિહીન **નરેન્દ્ર** !

" જો અને આંખો ઉઘાડીને સદાને માટે રો. ઠગારાઓની ઠગાઇ કેવી હોય છે, તેનું બરાબર અવલોકન કર. હજી પણ જો તું તારૂં ભલું ઇચ્છતો હો તો **મદન**ના અધિકારમાં **રમા**ને સોંપીને તેમનો લગ્ન સંબંધ કરાવી દે તથા રાજ્યને નિર્વિઘ્ન અને નિષ્કંટક કરી અમારી સાથેનું વૈર મટાડી સુખી થા. નહિતો એથી તારી અને તારા રાજ્યની બુરી ગતિ થશે."

તારો પ્રબળ પ્રતિપક્ષી—

સિંહહૃદય **જોરાવરસિંહ**."

આ પ્રમાણેનું એક પત્ર સિંહાસનપર મૂક્યા પછી તે સર્વ વાળ લઇને ત્યાંથી ગચ્છંતી કરી ગયો.

# પ્રકરણ ૧૪ મું

## કારાગૃહમાં મદન

તાબ ઉસકે દેખનેકી ન લાએ ચલે ગએ;
ક્યા ક્યા પરી જવાનથે આએ ચલે ગએ;
આલમ થા યહે જુલેખાંકા યુસુફકી ચાહમેં;
રૂકે હજાર બેયાહકે આએ ચલે ગએ.
દારા રહા ન જમ ન સીકંદરસા બાદશાહ;
તખ્તે ઝમીપે સેંકડો આએ ચલે ગએ;
દેખે '**નઝીર**' મૈંને ચમનમેં જો આપકો;
મહેંદી ભરે વોહ હાથ દીખાએ ચલે ગએ."

હવે અમે અમારા વાચકોનું ધ્યાન, ઘણા સમય થયાં વિયોગી થયેલા અમારી આ વાર્ત્તાનો એક અગ્રભાગ ભજવનાર મદનના સંબંધમાં કાંઇક વૃત્તાંત કહી સંભળાવીશું તો તે અસ્થાને તો નહિજ ગણાય.

ભલભલા ઐયારો અથવા ઠગારાઓની આંખમાં ધૂળ નાખી, પોતાના કાર્યની સિદ્ધિ કરનાર, પ્રપંચ વિદ્યાના વિષયમાં પૂર્ણ જ્ઞાન ધરાવનાર અને દુશ્મનોના ગર્વને ગળિત કરનાર મહા ચાલક અને

અક્કલમંદ મદન આજે એક ભયંકર ભોંયરામાં કે, જ્યાં હવાનો પણ સંચાર ન થઈ શકે, ત્યાં આવેલા એક ઘણાજ વિકટતા ભરેલા કેદખાનામાં કેદી થઇ પડયો હતો તેના બન્ને હાથોમાં લોઢાની મજબૂત હાથકડી પડી હતી તથા ગળામાં લોઢાની એક બહુજ ભારી સાંકળ પડી હતી. બે બળવાન સિપાહીઓ તેની ચોકી ભરી રહ્યા હતા અને વારંવાર તેની પાસે આવી કેટલાક અપમાનસૂચક શબ્દો સંભળાવી તેને પીડી રહ્યા હતા.

જે કેદખાનામાં મદન પડયો પડયો પોતાના દુઃખમય દિવસો ગાળી રહ્યો હતો, તે કેદખાનું એક ભોંયરાના ઘણાજ અંધારાવાળા ભાગમાં આવેલું હતું, પાસે ઉભેલા મનુષ્યના મુખને પણ બરાબર જોઇ શકાતું નહોતું. તેના દરવાજા પણ ઘણાજ મજબુત અને લોઢાના સળીયાથી જડાયલા હતા. ગમે તેવા સમર્થ પુરુષથી પણ તે સળીયા તોડીને સહજમાં તે કેદખાનામાં દાખલ થઈ શકાય તેમ નહોતું. આ સમયે મદન તે કેદખાનામાં બેઠો બેઠો પોતાના દુઃખનો વિચાર કરતો પોતાના મનમાં જ કહી રહ્યો હતો કે;—"અહા ! આ દુનિયા પણ કેવી વિચિત્રતામય છે. થોડા સમય પહેલાં મારો હુકમ ઉઠાવવાને હજારો દાસ દાસીઓ તૈયાર રહેલાં હતાં, તેને બદલે અત્યારે હું આ કારાગૃહની કઠિન સજા ભોગવી રહ્યો છું. આ દુષ્ટ સિપાહીઓ ન સહી શકાય તેવા શબ્દો કહીને મારા હૃદયને ભેદી રહ્યા છે. આ કારાગૃહ નથી, પણ પિશાચોની પાપભૂમિ છે અહીં દયા નથી, ક્ષમા નથી, શાંતિ નથી કે આનંદનો અંશ માત્ર પણ નથી. મારી પાસેના બીજા કેદીઓના યંત્રણાજનક શબ્દો સાંભળીને મારી છાતી ચીરાઇ જાય. હું કયા પાપનાયોગે આ રાક્ષસોની વધભૂમિમાં આવી પડયો ? હે પરમાત્મન્ ! આ પીડામાંથી તું હવે મારો ઉદ્ધાર કર !"

આમ કહી મદન કેટલીકવાર સુધી શાન્ત રહ્યો અને ત્યાર પછી પાછો બોલ્યો કેઃ—

" સંતાપને વળી શોકથી અહીં હૃદય મમ ચીરાય છે;
ભ્રાન્તિ અને ભ્રમણા થકી આ જીવ બહુ અકળાય છે;
શબ્દો સુણી શત્રુતણા જખમો બહુ બહુ થાય છે;
આ રાક્ષસોના રાજમાં ભીષણ અતિ અન્યાય છે,
દીન જનના આર્ત્તનાદ સદા અહીં સંભળાય છે:
આ સ્થાન સઘળું હાય ! જાણે ભક્ષ કરવા ધાય છે. "

અહા ! ભયંકર સ્થાનમાં સર્વત્ર હાહાકાર વ્યાપી રહ્યો છે, બિચારાં નિર્દોષ મનુષ્યોના મુખમાંથી પરિતાપને સૂચવનારા ' હાય–હાય ' શબ્દોના પોકારથી મારૂં હૃદય વીંધાઇ જાય છે. હું અહીં ક્યાંથી આવી ચઢયો, મારી આ શી દશા થઇ ? ઓહ ! આ સર્વ હું શું જોઈ રહ્યો છું. રમાએ મારી સાથે આવું છળ કર્યું, કપટ કર્યું દગાની બાજી ખેલી ! રમા ! રમા ! ! તું આવી નિષ્ઠુર કેમ થઇ ! તારા વિના મારૂં મન ઘણુંજ ગભરાઇ ગયું છે. હું તારૂં સ્વપ્ન પણ જોઇ શકતો નથી. અરે તું પણ નિર્દય થઇ ગઈ છે કે સ્વપ્નમાં આવીને પણ મારાં આ તરસ્યાં લોચનને તૃપ્ત કરતી નથી ? પરમાત્મા ! રમા સાથે મારો સાક્ષાત્કાર કેમ નથી કરાવી આપતો ? તેની મધુર મંજુલવાણી સાંભળવાનો શુભ પ્રસંગ શા માટે નથી બતાવતો ? તારી આ ભેદભરી રચનામાં શું રહસ્ય છૂપાયું છે, એ કોઇ પણ રીતે મારા સમજવામાં આવી શકાતું નથી. નિરાશાથી હવે મારૂં હૃદય સૂકાઇ ગયું છે. રમાના નિરક્ષણની વાટ જોવામાંજ મારી આંખોનું તેજ ઘટી ગયું છે, શરીર ફીકું બની ગયું છે, અને મારી સર્વ શક્તિઓ શિથિલ થઇ ગઇ છે. હાય ! પ્રાણેશ્વરી ! મારા માનસ

મંદિરની મોહિની રમા ! તું અત્યારે તારા આ પ્રિયતમના હૃદયને ચૂર્ણ વિચૂર્ણ કરી કયા પાપાત્માના પ્રાસાદને પુણ્યશાળી કરવા ચાલી ગઇ છે ! તારી જંખના અથવા રટનામાંજ મેં મારૂં સર્વસ્વ ગુમાવ્યું છે, છતાં પણ તું મને કેમ આવી મળતી નથી. તારા દિદાર દર્શાવવામાં આટલી બધી સંકુચિત શા માટે થાય છે ! અયિ દિલ્બર ! તારા આ દીવાના આશકને તારા દીદારનો લાભ આપી તૃપ્ત કર. તારાં દર્શનથી આ કઠિન કારાગૃહની સજા પણ મને સુધાના સમાન મિષ્ટજ લાગશે. આવ—પ્રિયતમા સત્વર આવ."

મદન આ પ્રમાણે પોતાના મનમાંજ અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ કરી રહ્યો હતો, એવામાં એક દિશામાંથી સાહેલીઓના સમુદાય સહિત એક સાહેલીના ખભાપર ડાબો હાથ મૂકી મંદમંદ બાલ મરાલ—હંસની ગતિથી ચાલી આવતી રમા તેની દૃષ્ટિએ પડી.

રમા કાંઇક હસતી હસતી પોતાની સાહેલીઓ સાથે ધીમીધીમી વાતો કરતી મદન તરફ આવી રહી હતી. એ જોઇને મદનના નિર્જીવ શરીરમાં પુનઃ જીવનનો સંચાર થયો. તેના હૃદયકાનનમાં કરમાઇને નષ્ટ થવાની અણીપર આવેલી આશાની લતા પુનઃ હરિયાલી થઈ. તે કોઇ પણ પ્રકારનો વિચાર કર્યા વિના એકદમ ઊઠીને ઉભો થયો.

મદને નમ્રતા તથા શોકસૂચક સ્વરથી પૂછ્યું:—"પ્રિયે! મેં તારો એવો તે શો અપરાધ કર્યો હતો કે, તેં મને આવી નિષ્ઠુરતા ભરેલી સજા કરી વારૂ ? શું પ્રેમની સજા કારાગૃહ જ હોતી હશે કે ? તારાપર તનમનથી ફીદા થનાર પ્રેમિકપર તને આવી સજા ફર્માવતાં જરા પણ દયા ન આવી ?"

રમાએ અત્યંત ઘૃણાપૂર્વક એક પ્રકારનો તિરસ્કાર દર્શાવી કહ્યું:—"અરે ! મૂર્ખ પશુ ! તું કોને પ્રિયાના સંબોધનથી બોલાવી

રહ્યો છે, એનો તને જરા પણ ખ્યાલ આવે છે ખરો કે? વાહ વાહ! તારી બુદ્ધિ તો બડી બેવકૂફ જ છે ને શું! જરા મગજ ઠેકાણે લાવીને બોલ કે, તું શું બકી રહ્યો છે? એક અપરિચિત અબળાને પ્રિયા કહેતાં તને જરા પણ શર્મ નથી આવતી? કામાંધ કીડા! હું તો તને ઓળખતી પણ નથી. જા, શઠ! તારા કાળાં મોઢાંને અહીંથી દૂર કર. તું કોણ છે, એ તો હું જાણતી પણ નથી. શું પરસ્ત્રીને પોતાની સ્ત્રી બનાવવાનો તારો ઇરાદો છે? તારી તે ધારણા કદાપિ સફળ થવાની નથી. વિના કારણ તું મારા પર શામાટે મરી પડે છે? હું કોણ છું? તારે અને મારે શો સંબંધ છે? એ જાણ્યા પહેલાં જ પ્રિયા કે પ્રાણેશ્વરીના સંબોધનથી બોલાવતાં તારી જીભ કેમ નથી તૂટી પડતી? હવે પછી જો આવા અવિચારી શબ્દો ઉચ્ચારીશ તો, જીવજાનથી માર્યો જઇશ. તારા પાપનું પ્રાયશ્ચિત ભોગવી રહ્યો છે, છતાં પણ હજી તારા અંધકારમય અંતરમાં જ્ઞાનનો સંચાર નથી. માયાના કીડા! આવું પિશાચી હૃદય તને કોણે આપ્યું છે? તારા મનમાં પરસ્ત્રીને પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા આટલી બધી પ્રબળ કેમ બની ગઇ છે? નરાધમ! હવે પછી જો મને એકપણ કઠોર શબ્દ કહીશ તો અવશ્ય યાદ રાખજે કે,તને આ કારાગૃહના ભયંકર ભોંયરામાં જ દાટી દેવામાં આવશે. આ સ્થાનમાં તારી કોઇ પણ રક્ષા કરી શકશે નહિ. કારણ કે;—

" છે સ્થાન આ એવું ન જ્યાં નીતિનો સંચાર છે;
સમ્રાટ શૂરા, રાય મોટા પણ અહીં લાચાર છે;
ગર્વ ધારે જે અતિ તેનો નહીં અધિકાર છે;
ત્રાસ, જુલ્મ, શોક સર્વત્ર અહીં હાહાકાર છે;
વિકરાળ કાળ કરાળ સદા અહીં તૈયાર છે;
પાસા પ્રપંચી દાવના ભીષણ અતિ પોબાર છે.

દુષ્ટ! તું અત્યારે જે સજા ભોગવી રહ્યો છે, તે યોગ્ય જ છે. મારો પ્યારો તો રણધીર છે. અને હું તેના હૃદયરાજ્યની સર્વાધિકારિણી રાણી છું, પ્રચંડ શક્તિશાલિની મહારાણી છું."

આ કટુ વચન સાંભળતાંની સાથે જ મદનના હૃદયમાં અત્યંત ગ્લાનિ તથા એક વીરરસજન્ય ક્રોધાગ્નિ સળગી ઊઠ્યો; પરંતુ તે અગ્નિ પોતાની પ્રચંડ જ્વાળાઓનો વિસ્તાર કરતાં પહેલાં જ હોલવાઇ ગયો. તે સમયે વિદ્યા તથા બુદ્ધિ રૂપી જળથી તે અગ્નિ શાન્ત થઈ ગયો.

મદને પોતાના મનમાં જ વિચાર્યું કે:—" સ્ત્રીઓનાં મુખ કમળ જેવાં હોય છે, વચન અમૃતથી પણ વિશેષ મધુર હોય છે, નેત્ર મદિરાની પેઠે ઉન્મત્ત કરી દેનારાં હોય છે, પરંતુ હૃદય તલ્વારથી પણ તીક્ષ્ણ હોય છે. કોઇ બુદ્ધિમાન પુરુષ એ સ્ત્રીઓનો વિશ્વાસ કરે અને તે સાથે પોતાના કલ્યાણની આશા કરે તથા તેને પોતાની પ્યારી ગણે અથવા કરે તો તે આ બન્ને લોકમાં હાસ્યને પાત્ર થઇને પોતાનું સર્વસ્વ ખુએ છે. આ લોકમાંથી તેનું સર્વ સુખ નાશ થાય છે અને પરલોકમાંથી મોક્ષપ્રાપ્તિનો ઉપાય પણ છટકી જાય છે. સ્ત્રી કોઈની થઈ નથી, થતી નથી અને થવાની પણ નથી. એનું ચરિત્ર એવું વિચિત્ર હોય છે, કે દેવતાઓ પણ તેને તેનાં યથાર્થ સ્વરૂપમાં જાણી શકતા નથી; તો પછી અલ્પમતિમાન પુરુષોની તો ગતિ જ શી કહી શકાય? ગમે તેવો બુદ્ધિમાન પુરુષ પણ સ્ત્રીના ખરા સ્વરૂપને જાણી શકતો નથી. ભર્તૃહરિએ યોગ્ય જ કહ્યું છે:—

**" आवर्त्तः संशयानाम विनयभवनं पत्तनंसाहसानां–**
**दोषाणां सन्निधानं कपट शतमयं क्षेत्र मृत्प्रत्ययानाम्।**
**स्वर्ग द्वारस्य विघ्नं नरकपुर मुख सर्व माया करण्डं–**
**स्त्रीयन्त्रं केन सृष्टं विषममृतमयं प्राणि लोकस्य पाशः ॥ "**

અર્થાત્:—"સંશયોના વમળ તથા અવિનયનું ઘર, સાહસનું નગર, દોષોનો ભંડાર, કપટોથી ભરેલી, બુરાઈનું ક્ષેત્ર, સ્વર્ગના માર્ગનું વિઘ્ન, નરકનું દ્વાર, અને સર્વ માયાઓના કરંડિયારૂપ જે જોવામાં અમૃતરૂપ અને અંદરથી વિષ ભર્યાં પ્રાણીઓની પેઠે ફસાવનારાવાળી સ્ત્રી છે, એને કોણે ઉત્પન્ન કરી?" ખરેખર સ્ત્રીઓનું ચારિત્ર વિચિત્રતાથી જ ભરપૂર છે. વિશ્વના પ્રત્યેક યોદ્ધાઓપર તેણે પોતાની શક્તિનો વિસ્તાર કર્યો છે. નારી નરકની ખાણ છે, માટે એનો લેશમાત્ર પણ વિશ્વાસ કરવો ન જોઇએ. હેત કરીને હથેળીમાં વીંછીને બેસાડવો, કંઠમાં નાગને આરોપવો તથા હળાહળને ઉદરમાં સ્થાન આપવું, એ વિશેષ ઉત્તમ છે, પરંતુ નારીઓમાં વિશ્વાસ રાખવો અતિ ભયંકર છે. નારી માયાનું અન્ય સ્વરૂપ છે. પુરૂષને તે ઉન્નતિના શિખરપરથી અવનતિની ગહન ગર્ત્તામાં ગબડાવી દે છે."

"કોઇએક નીતિકારનું વચન છે કે:—

" **अनृतंसाहसं मायामूर्खत्व मति लोभिता।**
**अशौचंनिर्दयत्वंच स्त्रीणां दोषाः स्वभावजाः** " ॥

અથવા તો:—"જૂઠું બોલવું, સાહસ કરી બેસવું, માયા, છળ, મૂર્ખતા, લાલચુપણું, અશુચિ રહેવું અથવા નિર્દયપણું દર્શાવવું, એ સ્ત્રીઓમાં સ્વાભાવિક જ દોષો હોય છે,"

આ પ્રમાણે વિચાર કરીને મદન ચૂપ થઇ ગયો. એવામાં રણધીરસિંહ ઘણા જ દોરદમામથી આવીને રમા સાથે વાતચીત કરવા લાગ્યો. રમા પણ રણધીરના ખભાપર હાથ મૂકીને ઘણી જ પ્રીતિ પૂર્વક વાતો કરવા લાગી. એ જોઇને જેવી રીતે આહુતિ મળતાં અથવા ઘૃતનો સંયોગ થતાં અગ્નિ પ્રચંડરૂપે સળગી ઉઠે છે, તેવીજ

રીતે મદનનો ક્રોધાગ્નિ પણ ભયંકરતા પૂર્વક સળગી ઉઠ્યો. તેની આંખમાંથી પણ આગની ચિનગારીઓ નીકળવા લાગી.

મદને બળ કરીને હાથ પકડીને તો એકદમ તોડી નાખી, પરંતુ એટલેથી જ તેના ક્રોધનો અંત આવ્યો નહિ, એથી તે કારાગૃહના સળીયાને તોડવાની પણ કોશિશ કરવા લાગ્યો, પણ તે સળીયા કાંડા જેવા મજબુત હોવાથી તૂટયા નહિ; પરંતુ વાકાં વળી ગયા. પોતાના સઘળા બળનો એકી સાથે વ્યય કરવાથી મદનના શરીરપર એક પ્રકારનો આઘાત થયો અને તેના યોગે તે બેભાન થઇને પૃથ્વીપર પડી ગયો. એ સમયે મદનના ક્રોધ તથા બળનો અંત આવ્યો અને તેને બિચારાને એક નવીન વિપત્તિના મુખમાં આવી પડવું પડયું.

# પ્રકરણ ૧૫ મું

## નલિની

" દૂરસે આયેથે સાકી સુનકે મએ ખાનેકો હમ:
બસ તરસતેહી ચલે અફસોસ પયેમાનેકો હમે:
મએભી હય મીનાભી હયે સાગરભી હયેસાકી નહીં:
દીલમેં આતા હયે લગાદે આગ મએખાનેકો હમ.
ક્યું નહીં લેવા હમારી તું ખબર આયે બે ખબર:
કયા તેરે આશક હોવેથે દર્દો ગમ ખાનેકો હમ?
હમકો ફસાના ગા કફસમેં કયા ગીલા સૈયદકા:
બસ તરસતે હીરહેઅયે આબ ઓર દાનેકો હમ.

એક ઉર્દુ કવિ.

હમણાં ઋતુરાજ વસન્તનું પૃથ્વી મંડળપર સામ્રાજ્ય સ્થાપિત થઇ ગયું હતું. સર્વ વૃક્ષોએ નવીન સ્વરૂપ ધારણ કરી લીધું હતું. આમ્રવૃક્ષપર બેસી કોકિલાઓ કૂહુકૂહુ કરવા લાગી હતી, વૃક્ષોપર નવપલ્લવો આવવા માંડયાં હતાં. નાના પ્રકારનાં રંગ બેરંગી ફૂલોપર ભમરાઓ ગુંજાર કરી રહ્યા હતા. સર્વ જનો વાસંતી વસ્ત્ર ધારણ કરી વસંતનો ઉત્સવ ઉજવી રહ્યા હતા, વસંતનાં ગુણગાન ગાઇ રહ્યાં હતાં. શીતળ મંદ સુગંધિત પવન વહી રહ્યો હતો અને પુષ્પોના પરાગ સાથે મિશ્રિત થઇને અપૂર્વ પ્રકારની સુગંધિનો વિસ્તાર કરી રહ્યો હતો.

" મદન મહીપકે સમન્ત બલવન્ત દિશિ,
વિદિશનિ બીરા લૈ બસન્ત ઊડિ ધાયે થે:
કરત ન બારન અબારન-પ્રતાપ જાકો,
શંકર બખાનેં યોં અજબ ગુન ગાયે થે:
ફિરત દોહાઇ બૌર ઝૌંરન કે બ્યાજકૂર,
લલકારેં કોયલકી કૂકનિ બનાયે થે:
ફૂલેં યે ફ્લાસકે ન ફૂલ કાઢિ કાઢિ,
માનોં નેજેમેં લિયોગી કે કેરજેં લટકાયેથે. "

અમારી સમજ પ્રમાણે તે સ્ત્રીઓનાં અહોભાગ્ય છે કે જેઓ આવા સમયમાં પોતાના પતિની સાથે બેસીને જવાનીનો આનંદ ભોગવી રહી છે. કોઇએ કહ્યું છે:—

" પટ પીરે રંગેરંગ અંગનમેં પ્રિય અંગપ્રસંગનિ પાવતી હૈં;
પરિરમ્ભનહીં કે અરમ્ભનમેં ઘુતિ દામિનિસી દરસાવતી હૈં;
મદમાની મનોભવ માતી મનૈ મુદમાતી મુદૈં બરસાવતી હૈં;
ધનિ કન્તકે કોરે એકન્ત લગી છબિવન્ત બસન્ત મનાવતી હૈં.

તથા જેનો પતિ પરદેશમાં છે, તે ઇશ્વરપાસે મોત માગે છે, તેની વ્યથાની કથા અકથનીય છે. પતિ વિયોગિની પ્રમદાનું જીવન, જળ વિનાની માછલીના જેવું શુષ્ક છે, પ્રભાકર વિનાની કમલિનીના સમાન મલિન છે, કલાધર વિનાની રજની તથા કુમુદિનીના જેવું નિસ્તેજ છે. પતિનો પ્રેમ એજ પ્રમદાના જીવન રૂપી ક્ષેત્રનો સૂર્ય છે. જે સુંદરીના ભાગ્યાકાશમાં પ્રણય રવિનાં દર્શન નથી થતાં, તેનું જીવન સદા ઝાંખુ, ફીકું અને નિસ્તેજ રહે છે. પ્રિયતમના મુખમાંથી નીકળતા શબ્દો પ્રમદાને સુધા સમાન મિષ્ટ લાગે છે. પ્રિયકર પાસે બેસી વાર્તાલાપ કરવામાં વનિતાને સ્વર્ગનું સુખ સંપાદિત થાય છે. પ્રાણાધારના કંઠમાં આલિંગન કરવાથી લલનાના સુખનો અવધિ થાય છે. પતિની સાથે બેસી મીઠી મીઠી વાતો કહેવામાં સુંદરીઓના યુગોના યુગો એક ક્ષણવારમાં વ્યતીત થઈ જાય છે. સંક્ષેપમાં કહીએ તો પ્રમદાના જીવનનું સત્વ, તેનો પ્રિયતમ જ છે. પણ હા પ્રિયતમ વિનાની પ્રમદા, પતિવિરહિણી પ્રમદા, નિરંતર શોકમગ્ન રહ્યા કરે છે. એક ક્ષણ પણ તેને એક યુગ સમાન ભારી થઇ પડે છે. તેનું કષ્ટ તે પોતે જ જાણી શકે છે. બીજા કોઇનાથી એનું અનુમાન પણ કરી શકાતું નથી. તેને માટે ફૂલ શૂળ સમાન થઈ પડે છે, ચન્દન વિષ સમાન ભાસે છે, કેસર આગના જેવું ઉષ્ણ લાગે છે, શય્યા નાગિણી જેવી ભયંકર દેખાય છે, સખીઓ યમની દૂતી લાગે છે, રાત્રિ ચુડેલની પેઠે ખાવા ધાય છે. અલંકાર બોજારૂપ થઇ પડે છે, વાયુ બાણની અસર સારે છે. કદમનાં ફૂલ ગાળો જેવાં કઠોર જણાય છે. સમસ્ત સંસાર દુઃખદાયકભાસે છે અને જીવન શુષ્ક થઈ જાય છે.

વિયોગી અબળાના વિરહનું વર્ણન કરતી વેળાયે કોઇ એક હિન્દી કવિએ યોગ્યજ કહ્યું છે.

" આયો બસન્ત દહન્ત સખી ઘર આયે ન કન્ત ન ભેજે સંદેશો;
કોયલ કૂકિ ઊઠી ચહું ઓર તે હુકિ ઊઠી હિય લૂકસી એસે;
યાહી તે જીય ડરૈ બિરહીનકો જાત નહીં બન યાહી અંદેસે;
ફૂલિ પલાસ રહે જિતહી તિત લોહુ ભરે નખ નાહર કેસે. "

" ઘસો ઘસો ચંદન ઉસીર સીર નીરે ધરી નીર,
લાઓ શીતલ સમીર લાગે ગરમૈં:
ધોરો ઘનસારરી ગુલાબ જલ ધારન,
સોં લાઓ દલનીકે નલિનીકે નયેનરમૈં:
દેઉરી કિંવારૈં કોઉ નિકરો ન દ્વારૈં સુનો,
આવત વસંત યોં પુકારૈં ઘર ઘરમૈં:
ભૂલિસી ગઇ હૈં સુધિ દેખિ ફૂલી લોની,
લતા હુલસી મચી હૈ બિરહીન કે નગરમેં:
બાલ લાલ ટેસૂ ફૂલિ રહે હૈં મનોહર યેં,
સ્યામ રંગ ભેદ્ર માનોં મસિમૈં મિલાયે હૈ:
તહાં મધુકાજ આય બૈઠે મધુકર પુંજ,
મલય પવન ઉપવન વન ધાયે હૈ:
સેનાપતિ ફાગુન મહીના મેં પલાસ તરુ,
દેખિ દેખિ ભાવ કવિતા કે મન આયે હૈં:
આદો અન સુલગિ સુલગિ રહે આધે,
માનૌ બિરહી દહનકામ કવેલા પરચાયે હૈં:
કન્ત બિન બાસર બસન્ત લાગે અન્તકસે,
તીર ઐસે બિબિંધ સમીર લાગે લહકન;
ફાંસીસે ફુલેલ ઔર ગાંસી સે ગુલાબ,

લાગે ગાજ અરગજા લાગે ચોવા લાગે ચહકન;
રંગ અંગ આંચ ઐસે કેસરકે નીર લાગે,
ચીર જરન અબીર લાગે દહકન."

ચારે તરફ કમળનાં ફૂલ ખીલી રહ્યાં હતાં. કમળના ફૂલનાં પરાગની સાથે વળગેલા ભમરાઓ લોકોને પોકારી પોકારીને કહી રહ્યા હતા કે;—

"સીરે સમીરનકો સરદાર મલિન્દન કો મનસા ફલદાયક;
કિંશુક નીલનકી ફૂલદુપમ માનિની બાલનહુકો મનાયક;
કંત અનંત અનંત કલીનકી દીનનકે મનકો સુખદાયક;
સાંચો મનોભવ રાજ કી સાજ સુઆવત આજઇતૈ ઋતુનાયક."

પ્રિય પાઠકવર્ગ ! જો તમો આવા સમયે કોઇ બાગની સેંલ કરો તો તમોને ઋતુરાજ વસંતના આનંદનો અનુભવ થયા વિના કદાપિ રહે નહિ. વારૂ આવો તમોને અમે આ સમયે કૌશલ દેશના એક અનુપમ ઉદ્યાનનું અવલોકન કરાવીએ છે. જે ઉદ્યાન સમસ્ત કૌશલ દેશમાં મહા વિખ્યાત ગણાય છે અને જેના નિરીક્ષણ માટે દેશ વિદેશના લોકો નિરંતર આવ્યા કરે છે. તેમ આ શોભામય ઉદ્યાનના અંતર્ભાગમાં આવેલા એક અતિ સુંદર મહાલયના મધ્ય વિભાગમાં આવેલા એક સંગેમરમરના પત્થર જડિત કક્ષના સુંદર સ્થાનમાં એક નવીન યૌવના મનોહારિણી મદમાતી માનિની એક અમૂલ્ય પલંગપર બેસીને ઉદ્યાનના બહારનાં દશ્યો જોતી જોતી કયારેક ઊંચા નિઃશ્વાસ લઇને પોતાના અંતરની વેદનાને પ્રકટ કરી રહી છે અને કવચિત્ કવચિત્ તે સર્વ શક્તિમાન સ્વયંભૂ પરમાત્માની અનુપમ કૃતિ, અલૌકિક સૃષ્ટિ તથા વિવિધ પ્રકારનાં દશ્યો જોઇ તે દયામય વિશ્વંભરને કોટાનુકોટિવાર ધન્યવાદ આપી રહી છે અને કયા-

રેક વળી કાંઇક વિચાર આવતાં પોતાની સમીપમાં બેઠેલી સખીઓની શબ્દસુધાનું પાન કરાવતી મૃદુ મંજુલ સ્વરથી મિષ્ટ વાર્તાલાપ પણ કરી રહી છે.

તે સ્ત્રીએ પોતાના અત્યંત મૃદુતાભર્યા સ્વરથી એક સખીને સંબોધીને કહ્યું:—"સખિ! પ્રમદા! હું હવે શી રીતે ધીરજ ધરી શકું? પ્યારા મદનના વિરહથી મારા પ્રાણ વ્યાકુળ થઈ ગયા છે. અંતરનો આરામ અળગો થયો છે. હવે રાત્રિ દિવસ તેને પ્રાપ્ત કરવાના વિચારોજ મારા મનમાં આવ્યા કરે છે. સમસ્ત વિશ્વમાં મને શૂન્યકાર વ્યાપેલો ભાસે છે. હું જ્યાં જ્યાં નજર નાખું છું, ત્યાં ત્યાં મને કેવળ શોક અને સંતાપનીજ છાયા છવાયલી જોવામાં આવે છે. મારી પ્રકૃતિ પણ દિનપ્રતિદિન શિથિલ થવા માંડી છે."

એવામાં એક બીજી સખી વચ્ચમાંજ બોલી ઉઠી:—"બ્હેન! મદનનો વ્યાધિ અતિ ભયંકર ગણાય છે અને એ વ્યાધિ તમારા હૃદયમાં પણ વ્યાપેલો હોવાથી અત્યારે તમારી આવી સ્થિતિ થઇ રહી છે. મદનવશ થયેલી માનિનીને કોઇપણ સ્થળેથી શાંતિ મળી શકતી નથી. કારણ કે:—

"મદનના મારથી યુવતી સદા નિસ્તેજ થાયે છે;
અનુપમ અંગની લાલી સુકાઇ નષ્ટ થાયે છે;
સકળ શાંતિ તણાં સ્થાનો ભયંકર ભાસ આપે છે;
વિયોગી રોગ છે ભૂંડો સદા આંસૂ વહાવે છે;"

સખિ! આમ હોવા છતાં નિષ્ઠુર મનુષ્યો અબળાના આ દુઃખને કેવળ હાસ્યનો વિષય ગણીનેજ ઉડાવી દે છે. વિરહની વેદના વિષમ છે, એ તો અનુભવીઓ જાણી શકે છે."

આ સાંભળીને બીજી સખી બોલીઃ—"હા, મેના! તારૂં કહેવું અક્ષરસઃ સત્ય છે. હું તારી આ વાર્તાને અનુમોદન આપીને કહું છું કે, આજકાલ એ વિકટ વેદનાના યોગે અત્યંત શોકાતુર થઇ રહ્યાં છે. વિધાતા પણ કેવો નિષ્ઠુર છે! તેને એક અંગનાનું દુઃખ દેખી જરાપણ દયા નહિ આવતી હોય? શું તે છેક નિર્દયજ હશે?"

ત્રીજી સખીએ કહ્યું:—"માલતિ! વિધાતા ખરેખર અત્યંત નિષ્ઠુરજ છે. કારણ કે;—

"લોકન સંવારે તો સૅવારોના બિગારો કછુ,
લોકન સંવારિ નરનારિ ન સંવારતો;
કીન્હે નર નારિ તો ન પ્રેમકો પ્રચારી દેતો,
પ્રેમકો પ્રચારો તો ન મૈનકો પ્રચારતો;
મૈનકો પ્રચારો તો સંયોગ ન પ્રચારી દેતો,
કીન્હી જો સંયોગ તો વિયોગ ના વિચારતો;
મનિમન્દ કીન્હો જો વિયોગ વિધના તો,
ભૂલિ ઓરે બન બાગન બસન્તના બગારતો."

એ સાંભળીને તે મહાલયની અધિશ્વરીએ કહ્યું;—"હા, ચંપા! તારૂં કહેવું ખરૂં છે. વિધાતાની રચના વિચિત્ર પ્રકારનીજ છે. સૃષ્ટિમાં સરજેલા પ્રત્યેક પદાર્થને તેણે થોડું થોડું દુઃખ તો અવશ્ય આપેલું જ હોય છે, પરંતુ મારા સંકટની તો તે નિર્દયે પરિસીમાજ કરી બતાવી છે. સર્વ પ્રકારનાં સુખો આપવા છતાં કેવળ એક વસ્તુનીજ ન્યૂનતા રાખી છે. ઇચ્છિત વિલાસ વૈભવનાં સાધનો આપ્યાં છે, કુલીન કુળમાં જન્મ આપ્યો છે તથા સર્વ પ્રકારનો આનંદ પણ અર્પણ કર્યો છે. પરંતુ અબળાના આધારરૂપ જે પ્રિયતમ ગણાય

છે, તેનીજ ન્યૂનતા રહેવા દીધી. એ ન્યૂનતાના યોગે મને એ સર્વ વસ્તુઓ વિષ સમાન તુચ્છ ભાસે છે."

એ સમયે **માલતિ** બોલી:—"

અનુપમ રૂપ આપીને કીધી છે અંગના શાણી;
પરંતુ શોકના યોગે વહાવે નેત્રથી પાણી;
મનોહર મહેલની વાસી કરીને માન બહુ આપ્યું;
હજારો દાસ દાસીને સદા છે સ્થાન ચઢીયાતું;
નહિ સત્તા અને સંપત્તિ તણી છે જ્યાં કંઇ ખામી;
દીધું છે દુઃખ ભયંકર ત્યાં, અરે એ વાત મેં જાણી."

મહાલયની અધિકારિણી આ સાંભળીને વિચારમાં પડી ગઇ. કેટલીકવાર સુધી વિચારમગ્ન રહ્યા પછી તે પાછી કહેવા લાગી કે:— "**પ્રમદા! માલતિએ** આજે મારા હૃદયના દુઃખની સંપૂર્ણ રીતે પરીક્ષા કરી લીધી છે. મને હવે મારા પ્રાણાધાર વિના એક ઘડી પણ ગમતું નથી. મારા હૃદયમંદિરનો ઇચ્છિત દેવતા મને ક્યારે મળશે? મારી આંખોનો તારો મારી પાસે ક્યારે આવશે? હાય! મારા પ્રાણાધિક પ્રિયતમ મારા સદનમાં ક્યારે પધારશે?"

"બ્હેન! આમ ઉતાવળાં ન થાઓ. સ્નેહીઓને સદા સંકટો ભોગવવાંજ પડે છે. સ્નેહનો નિયમજ એવા પ્રકારનો છે કે, પ્રથમ તે વિરહરૂપ વિઘ્ન નાખી સર્વ સ્નેહીઓની પરીક્ષા લઇ જૂએ છે, અને જે સ્નેહીએ પરીક્ષામાં ઉત્તીર્ણ થાય છે, તેને પોતાનું સ્નેહી પાત્ર સત્વર સાંપડી શકે છે. પ્યારી નલિની! જરા ધીરજ ધરો, આમ અધીરાં ન થાઓ, જો પરમ કૃપાન્વિત પરમાત્માએ ધાર્યું હશે તો મદન તમારા હૃદયમંદિરનો આરાધ્ય દેવતા મદન આ વસંતમાંજ

આવીને તમારી ઇચ્છાને પૂર્ણ કરશે, તમારી આશાની કળીને વિકસિત કરશે. માટે થોડી સબૂર કરો, હૃદયમાં શાંતિ રાખો."

નલિનીએ પૂર્વે મદને આપેલી એક વીંટીને છાતી સાથે ચાંપીને કહ્યું:—"આ મારા પ્રાણાધારની અંગુઠી મારા પ્રાણનું અવલંબન છે. મારા જીવનનો સાર છે." આમ કહી તેણે એક ઉંડો નિઃસાસો નાખી ફરીવાર કહેવા માંડયું કે:—"હાય! પ્રિયતમનો વિરહ થતાંજ સઘળાં સુખો દુઃખદાયક થઈ પડયાં. આ દુષ્ટ ચન્દ્રમા તો જૂઓ! એનું નામ તો દ્વિજરાજ છે, પરંતુ કામ કસાઈનું છે. તે અબળાઓના રૂધિરનો તરસ્યો થઈ રહ્યો છે. એ વિષ બન્ધુનું નામ કોણે સુધાકર રાખ્યું હશે? વસંતને સર્વજનો સુખોનો રાજા માને છે, સ્નેહીજનોના આનંદનો આધાર ગણે છે, પરંતુ મને તો એ પીટયો કડવો ઝેર જેવો લાગે છે. વસંતના શીતળ સમીરને સર્વ શાન્તરૂપ માને છે, પરંતુ મને તો એ અતિ ઉષ્ણુ ભાસે છે. કરાળ કાળ મારા વિરહી અંતરને વ્યથિત કરી રહ્યો હતો, એવામાં વસંત અને ચન્દ્રમાએ તેના સહાયક થઇને હવે મારી વ્યથા અવધિજ કરી બતાવ્યો છે. સુધાકરે ભયંકર વિષધારનું સ્વરૂપ ધારણ કર્યું છે, વસંતે ભીષણ અગ્નિ વર્ષાવવા માંડી છે અને કુટિલકાળે મારા હૃદયના ચૂરેચૂરા કરવાનો આરંભ કરી દીધો છે. હવે આમાંથી મારો ઉદ્ધાર શી રીતે થશે. રજનીનો એક પ્રહર વીતતાં મને જાણે અનંત યુગો વહી ગયા હોયની! એવોજ ભાસ થઈ આવે છે. શય્યામાં કરવટ બદલી બદલીને મારા પ્રાણ પણ કંઠે આવી જાય છે. વિરહી અંતરની વેદના જાણુનાર એક ઉર્દુ શાયરે પોતાના અંતરના ઉદ્દગારોદ્વારા યથાર્થજ દર્શાવ્યું છે કે;—

"લબોંપર આહ દીલમેં રન્જ જ્યું આતીશકે અંગારે;
જીસે દીલ ચાહતા હએ ઉસ્કુ પરવા કુચ નહિ બારે;

જબ ઉસ્કી હયે યેહી મરજી તો ચુપ બઓ હયે બેચારે:
મગર ઉસ્કે તસબ્બરમેં યેહી કહતે હયે અયે પ્યારે;

કે હાલે મન કે ચુમન બેરોખત દારી ખબર યાના:
દીલે મન સુખન આયા દરદીલ બાશદ અસર યાના:
આહ દઈ કયેસી બહી ઇન ચાહતસે સંગ:
દીપકે ભાવે નહી જલ જલ મરે પતંગ;

કભી હોકર ગરેબાં ચાક સહરાકો નીવલતી હું:
કભી ઘબરાકે ફીર ઘરકે તરફ લાચાર ચલતી હું;
લગી હયે આગ દીલમે શમ અસા જલકર પીગલતીહું;
ધુંવા ઉડતા હયે આહોંકા બરંગે મોમ ગલતીહું;

બદનમેં દેખકર શોલે ભડકતે હાતમલતી હું;
ભભુકે તનસે ઉડતે હયે સતીકી તરહ જલતીહું:
ગઝબ હયે એક તો સમજે નાદીલ ઓર જીભા ગભરાવે:
તીસ ઉપર હરઘડી ઉસ દીલરૂબા શકત યાદ આવે;
નહો દીલ કયું કે ટુકડે ઓર નજા કીસ તરહ ઉકતાવે;
દરો દીવારસે કયુંકર કોઈ સરકો ટકરાવે;
લગી જો આગ દીલમેં ફીર વો કીસ તરેહ પાવે;
મગર જીસને લગાઇ હો વહી આકર બજા જાવે."

બસ, હવે તો આ સર્વ દુઃખોથી કંટાળીને એવીજ ઇચ્છા થઈ આવે છે કે;—

"હારનમેં ફુલકો વિહારન વિહારનતે,
ધારન કર્યો ન દુખધારનકો પાર પૈ:

કવેલિયાકી કુકની અચૂકનિ સરનખાય,
ટૂક ન ભયો પૈ ગયો હુકની દ્વાર પૈ:
સાલકરિ સાલન રસાલન કે સાલનકી,
કીન્હો મૌર માલન ઉતારન સુતાર પૈ:
શાસન સાં મૈનકે વિનાસન કો દેહ,
કરૌં આસનકી આજુમેં પલાનસકી ડારેં.

પ્રમદાએ કહ્યું:—"પ્યારી! અધિક વિલાપ અને વિચાર ન કરો; મનને પ્રફુલ્લિત કરીને જૂઓ કે, કેવો ઉત્તમ સુગંધ આવી રહ્યા છે. પક્ષીઓ કેવું મધુર કૂજન કરી રહ્યાં છે અને ભમરાઓ કેવા સુંદર ગુંજાર કરી રહ્યા છે. સૃષ્ટિના આવા સુંદર આનંદનો ઉપભોગ ન કરતાં વિના કારણ શોકની સરિતામાં શા માટે ગોથાં ખાઓ છો. પરમાત્માએ જે ધાર્યું હશે, તે અવશ્ય પૂર્ણજ થશે. વિયોગની યંત્રણા સર્વને સ્હેવી પડે છે. ભગવાન ભાસ્કરના વિરહ કમલિનીને સંકટ વેઠવું પડે છે. રજનીકાન્ત ચંદ્રના વિરહથી કુમુદિનીને વિયોગની પીડા સહેવી પડે છે. સૃષ્ટિના સર્વ જીવોને પોતાના જીવનકાળમાં એવાં સંકટો તો અવશ્ય સહન કરવાંજ પડે છે."

નલિનીએ કહ્યું:—"હાય! આ ઋતુરાજ, વિકસિત પુષ્પો અને સુંદર સુરભી સમસ્ત વિશ્વને સુખ આપી રહ્યાં છે, પરંતુ કેવળ મારા જેવી વિયોગી વનિતાઓના હૃદયનેજ પીડી રહ્યાં છે. અફસોસ! જો તેમણે મારા પ્રતિ પણ દયાની દૃષ્ટિ દર્શાવી હોત તો, મારી દશા આવી વિચિત્ર કદાપિ થાતજ નહિ. મારા હૃદયને આમ વ્યથિત થવાનો પ્રસંગ પણ આવત નહિ.

" સુમન સુરભી સુંદર આ શલ્ય સમી બહુ સાલે છે:
ઋતુરાજ વસંત અતિ ઉષ્ણા મનમાં દર્શાવે છે:

મનમોહક મધુરા કોકિલ પણુ વિદ્રૂપ અતિશે ભાસે છે;
કાન્ત કલાધર ગ્રીષ્મ થઈ ઉર વ્યાકુલતા ઉભરાવે છે.
યુવતી મનથી વિરહી થઇને હાય સદા પુકારે છે;
પિયુ વિણુ થઇ પ્રમદા ઘેલી શાંતિ તનુની નિવારે છે."

પ્રમદાએ કહ્યું:—"બ્હેન ! જરા વાર તો ધીરજ ધરો, અંતરના ઉત્પાતને નિવારો."

નલિનીએ કહ્યું:—"મારા હૃદયના આગારમાંથી ધીરજરૂપી ધન ખૂટી ગયું છે."

પ્રમદાએ પૂછ્યું:—"ત્યારે હવે શું થશે ? એ અમૂલ્ય ધન વિના શી રીતે ચાલી શકશે ?"

નલિનીએ ઉત્તર આપ્યો:—" પ્રમદા ! આજે મારા જીવનનો દીપક નિર્વાણુ થશે. અને તે સાથે વળી

" રડીરડી આંખડી રાતી કરી હું આજથી મારી;
હૃદયમાં શોક રેડીને નિવારીશ શાંતિનું વારી;
ઉખેડી આશના તંતૂ નિરાશાને હૃદય ધારી;
ધરીશ હું ધ્યાન પ્રીતમનું પ્રણુય માળા કરે ધારી;
ભુલીને ભાન દુનિયાનું કરીશ હું સાધના સારી;
જગત–જંજાળ છોડીને ગ્રહીશ હું સ્વર્ગની બારી."

પ્રમદાએ કહ્યું:—"બ્હેન ! તમે આ સર્વ શું કહી રહ્યાં છો ! આવા નિરાશાસૂચક શબ્દો શા માટે ઉચ્ચારો છે. હૃદયરાજ્યમાં વ્યાપેલી મદનરાજની સત્તાને દબાવી દો, ધીરજ દેવીને લાવીને પધરાવી દો. અમારાથી તમારા આ શોકજનક શબ્દો સાંભળી શકાતા નથી."

નલિનીએ કહ્યું:—"પ્રમદા ! હું જે કહું છું, તે સર્વ સત્યજ છે. એમાં અસત્યનો લેશ માત્ર પણ સંચાર નથી. મિથ્યા કથા કહેવાનો મને અભ્યાસજ નથી, એ તો તું સારી રીતે જાણેજ છે."

પ્રમદા બોલી:—"ના બ્હેન ! પરમાત્મા એવો પ્રસંગ ન બતાવે. સુધાની સરિતામાં હલાહલનું પૂર ન આણે. આવી નિરર્થક આશંકા કરવી એ પણ આપણી ભૂલજ છે."

નલિનીએ કહ્યું;—"ના, એમાં જરાપણ ભૂલ નથી. મારાં જેવીજ એક પતિ વિયોગિની પ્રમદાના હૃદયના આશયને તેના યથાર્થ રૂપમાં જાણી લઇને એક હિંદી કવિએ યોગ્યજ કહ્યું છે કેઃ—

" સંધવારી સુનો સબ કાનન દૈ વિરહાગિનિ કે હોંમરા સુખમેં;
કરિ ચટક ચંદન બન્દન રીતિ નિહારીથી ભાવતેકે રૂખમેં;
સુધિ સેવક જાતહી લઇગે મેરી પડાઇ હૈં ધાવનકા દુખમેં;
તજી આગિ સુધાગુનિ પીતમ કી પતિયાં ધરિ દીજી મેરે મુખમેં."

આ સાંભળીને પ્રમદાએ કહ્યું કેઃ—" રાજબાળા ! હવે આવો સંતાપ કરવામાં વિના કારણ સમયનો ભોગ ન લો. આમ કરવાથી તમારૂં હૃદય સૂકાઈ જશે અને કદાચ ન કરે નારાયણને એવો પ્રસંગ પણ આવી લાગશે કે તમારે ઉન્માદિની થઇને જગત્ સમક્ષ નિંદનીય પણ ગણાવું પડશે. ચાલો હવે વેળા ઘણીજ વીતી ગઈ છે અને ઘેર જવાનો સમય પણ થઈ ચૂકયો છે, માટે આપણે અહીંથી સત્વર ગૃહ પ્રતિ પ્રયાણ કરીએ. આજે હું મહારાણીને આ ખબર આપીશ. જેથી તેઓ મહારાજાને કહીને તમારી આશાને પાર પાડશે."

નલિનીએ કહ્યું:—"મારી ધારણા પ્રમાણે તો, મારા આ અલ્પ જીવન સુધીમાં એવો—"

આમ કહેતાં કહેતાં નલિનીનું હૃદય રૂંધાઈ ગયું, તેના અંતરની આશાના સર્વ તારો એકદમ તૂટી પડયા અને તે તરતજ બેશુદ્ધ થઈને પૃથ્વીપર ગબડી પડી.

---

## પ્રકરણ ૧૬ મું

### બાબૂ અને મોહિની

"બે વજહ કયું ખફા હો હમારી ખતા નહિ:
કોઇ કુસુર હમસે તો અબતક હુવા નહિં.
ચીલ્લે મુરાદેં મીન્નતે માની દોઆં એકી;
હમને તુમારે વાસ્તે કયા ક્યા કીયા નહિં:
તુમ છોડ દો તો મૌતભી આયેગી યા નહિં:
લેકીન હમારી ગોર તો હમસે ખફા નહિ:
લાખોં હઝારોં સંએકડો મરતેં હય આજ કલ:
હયે અયેસે સખ્ત જાં હમારી કઝા નહિં."

તે સમયે પ્રથમ વર્ણવેલા મહાલયમાં એક સુંદર આસનપર મોહિની બેઠી હતી. તેની સમક્ષ વીર—આસનવાળી બાબૂ ચંદ્રગુપ્ત વિરાજમાન હતો. મોહિની તથા બાબુસાહેબ વચ્ચે આ પ્રમાણે વાર્તાલાપ ચાલી રહ્યો હતો:—

પ્રથમ બાબુસાહેબે કહ્યું:—"ત્યારે તો જબરી ઠગાઇ થઇ, ઐયારોની ઐયારીની હદજ થઇ ગઈ. સુંદરસિંહ ફસાઇ ગયો, એથી આપણને મોટી અડચણ આવી પડી. તેની પાસેથી આપણે ધાર્યું

કામ કરાવી શકતા હતા. તે એક ચાલાક ખેલાડી છે, એમાં તો જરા પણ શક નથી. તેના જેવો બાહોશ માણસ સહજમાં દુશ્મનોના પંજામાં સપડાઇ ગયો, એ જોઇને મને ઘણોજ ખેદ થાય છે. પરંતુ હશે ખેર, હવે એનો વધારે શોક કરવો અનુચિત છે. હમણાં આપણા તથા દુશ્મનોના જાસૂસો કયે કયે સ્થળે રહીને શાં શાં કામો કરી રહ્યા છે તથા તેમણે તેમના કામોમાં શી શી કુશળતા મેળવી છે, એ બીના જાણવા માટે મારૂં મન ઘણુંજ આતુર થઇ રહ્યું છે. વળી મદન અત્યારે ક્યાં છે, શું કરી રહ્યો છે, એ પણ ખાસ જાણવા જેવી બાબત છે મોહિની! તમે આ વિષયમાં કાંઇ પણ જાણો છો ખરાં કે? જો જાણતાં હો તો મને જણાવવાની કૃપા કરો,"

મોહિનીએ કહ્યું:—"બાબૂસાહેબ! મામલો ઘણાજ ગંભીર રૂપપર આવી ગયો છે. મદન અત્યારે ક્યાં છે અને શી શી પ્રવૃત્તિઓ કરી રહ્યો છે, એ તો હજી સુધી કોઇના જાણવામાંજ આવી શક્યું નથી. પાંચ દિવસ થયાં તે એકલો રમાની શોધ માટે ગયો છે. પરંતુ હજી પાછો આવ્યો નથી, તે ઉપરાંત વળી રઘુનંદન, વ્રજભૂષણ, શ્યામલાલ, અને બાળકરામ આદિ ચાર ઐયારો બહાર ફરવા તથા શત્રુઓની તપાસ કરવા માટે ગયા છે, તેઓ પણ હજી સૂધી આવ્યા નથી."

બાબુએ કહ્યું:—"ત્યારે રમળના પાસા ફેંકી તેમનો વૃતાંત મને સત્વર વિદિત કરો."

મોહિનીએ રમલ ફેંકીને કહ્યું:—"અફસોસ!"

બાબુ અજાયબ થઇને બોલ્યો:—"કેમ શી બીના બની છે? કંઇક કહો તો ખરાં!!"

મોહિનીએ કહ્યું;—" શું કહું ! ઘણોજ ભયંકર બનાવ બન્યો છે ! ઓફ ! ઘણીજ ભારી ઠગાઇ થઇ છે ! દુશ્મનોએ સર્વત્ર દગાની બાજી ફેલાવી દીધી છે. મદન તથા આપણા સઘળા ઐયારો રણધીરના ઐયારોના પંજામાં ફસાઇ ગયા છે. રણધીર અત્યારે મદન પર જે જુલ્મ ગુજારી રહ્યો છે, તેનું વર્ણન કરતાં મારી છાતી પણ ફાટી જાય છે. લોઢાની મજબુત બેડી, હાથકડી તથા સાંકળોથી મદનના શરીરને બંધનયુક્ત કરવામાં આવ્યું છે. અત્યારે તે બિચારો એક ભયંકર ભોંયરાના કેદખાનામાં સપડાયો છે. માયાવિની માનિનીદ્વારા રણધીરે મદનના હૃદયના ચૂરેચૂરા કરાવી નાંખ્યા છે. તે બિચારો હવે મરણના મૂખમાં જવાની તૈયારી કરી રહ્યો છે. ભવિષ્યમાં પરિણામ કેવુંક ભયંકર આવશે. એ પણ મારાથી કહી શકાતું નથી. આ દગાબાજીમાંથી આપણા નસ્રસો પણ કોઇ પણ રીતે છૂટી શકે તેમ નથી."

બાણુએ કહ્યું:—" બસ, આટલામાંજ તમે આમ દિલગીર શા માટે થઈ જાઓ છો. નામર્દ દુશ્મનોના સાધારણ દગાથી આવી રીતે નાહિમ્મત થઇને બેસી રહેવું, એ તો કેવળ કાયર જનોનુંજ કાર્ય છે. મને અજાયબી થાય છે કે, તમારા જેવી ચાલાક ચપળા પણ અત્યારે નિરાશાભર્યાં શબ્દોનો ઉચ્ચાર કરી રહી છે. મોહિની ! મનુષ્યના પ્રયત્નથી શું થઇ શકતું નથી ? ઐયારીમાં તો એવુંજ પરિણામ નિરંતર આવ્યા કરે છે. કોઇ વેળાયે દુશ્મનોના પાસા પોબાર પડે છે, તો કોઈ વેળાયે તેમના છક્કા પણ છૂટી જાય છે. માટે આપણી હાર થયેલી જોઇને આપણે ડરી જવાનું નથી. ગમે તે ઉપાયે દુશ્મનોનો કચ્ચડઘાણ કરી આપણા ઐયારોને છોડાવી લાવવા એજ આપણી મુખ્ય ફરજ છે. માટે આમ અફસોસ કરવાનું છોડી દઈને

આપણા જાસૂસોને છોડાવવાનો કોઈ સરળ ઉપાય બતાવો. હું મારા જીવના જોખમે પણ તેમને છોડાવીશ. ફરજ બજાવવા જતાં કદાચ મારા દેહનો નાશ થશે, તો પણ હું મારા કાર્યથી કદાપિ વિચલિત થઇશ નહિ. જીવન ધારણ કરીને મરવાનું તો સર્વ કોઇને નિશ્ચિંતજ છે. મરણના જેવો શાશ્વત નિયમ આ વિશ્વમાં એક પણ નથી. દેહ ધારીઓનો સ્વાભાવિક સ્વભાવ મૃત્યુજ છે. એ મૃત્યુનો ભય રાખવો એ કેવળ મનુષ્યની નિર્બળતાજ છે અને નિર્બળતા એજ સર્વ પાપોનું મૂળ છે. માટે હવે મને એવો કોઇ સરળ ઉપાય બતાવી દો કે જેના યોગે હું આપણા પક્ષકારોને મુક્ત કરી દુશ્મનોની રેવડી દાણાદાણ કરી શકું."

**મોહિનીએ** કહ્યું:—"ના, હમણાં તો હું પોતેજ બહાર જઇ આપણા સહાયકોનો પતો મેળવી આવું છું. પરંતુ મારા આવતાં સુધી તમે ઘણીજ સાવચેતીથી આ દુર્ગની તથા મહાલયની સંભાળ રાખજો. મહાલયની એક પણ વસ્તુ ચોરાઇ ન જાય, એની રક્ષા માટે પૂરતી તૈયારી રાખજો. કારણ કે, આ દુર્ગમ દુર્ગ તથા બાગે જેલખાનાના રસ્તા દુશ્મનોના જાણવામાં આવી ગયા છે. એટલા માટે સાવચેતી રાખવાની ખાસ જરૂર છે. તથા મુખ્ય કર્તવ્ય છે. આ દુર્ગમાં પ્રવેશ કરવાના મુખ્ય ત્રણ દરવાજા છે. એના પર પ્રહરીઓનો સખ્ત બંદોબસ્ત રાખજો તથા રાત્રે પણ દુર્ગમાં કોઇ ન આવી શકે એવી વ્યવસ્થા કરજો. વળી કેદખાનામાં બીજા બે દરવાજા છે, જેને તમે ઘણી સારી રીતે જાણો છો. આ દુર્ગના કોઇ પણ વિભાગથી તમે અજાણ્યા નથી. માટે હવે હું તમને વધારે ભલામણ કરવાનું યોગ્ય ધારતી નથી. તેમ છતાં પણ કેદખાનાના દરવાજાને બરાબર બંધ કરાવી મજબુત તાળાં વાસી દેજો. એથી શત્રુઓને દગો દઇને

સહજમાં દુર્ગમાં દાખલ થવાનો અવસર મળી શકશે નહિ. બાણુ ! તમે એક ઘણાજ બાહોશ માણસ છો અને તમારી મારફત ભલાભલા ઐયારો પણ તોબા પોકારી ચૂક્યા છે, એટલે હું તમને આના કરતાં વધારે ઉપદેશ આપવા ઇચ્છતી નથી. પણ જોજો, ગફલતમાં ન આવી પડતા. દુશ્મનોનો દમામ દિવસે દિવસે વધતો જાય છે. આપણી બીનકાળજીનો લાભ લઇને તેમણે મદન તથા આપણા સઘળાં માણસોને એવાં મુશ્કેટાટ કરી દીધાં છે કે જેમને છોડવતાં પણ ઘણા સમયની આવશ્યકતા પડે તેમ છે. મામલો આવો ગંભીર હોવાથી હું ક્યારે પાછી ફરીશ એનો કશો પણ નિશ્ચય અત્યારે મારાથી થઇ શકતો નથી. કદાચ મને આવતાં સહજ વિલંબ થાય તો પણ તમે ગભરાશો નહિ અને મેં સોંપેલા કામમાં જરા પણ ગફલત કરશો નહિ. તમે જો જરાય ભૂલ કરશો તો દુશ્મનો તેનો લાભ લઇને આપણા આ દુર્ગને પણ ધૂળમાં મેળવી દેશે અને તમારી જાન પણ જોખમમાં આવી પડશે."

બાણુએ માથું ધુણાવીને કહ્યું:—" એ વિષયમાં તમે નિશ્ચિંત રહેજો. જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી દુશ્મનોથી દુર્ગની એક કાંકરી પણ ચોરી શકાશે નહિ. દુશ્મનોના જીવનું બલિદાન લેવાની હું સઘળી વ્યવસ્થા અત્યારથીજ કરીમૂકીશ તથા આખો દિવસ દુર્ગમાં ભ્રમણ કર્યા કરીશ. પણ હા, એક વાત ઠીક યાદ આવી. મારી ઇચ્છા ઘણા દિવસ થયાં તમને એક પ્રશ્ન પૂછવા માટે અત્યંત આતુર થઇ રહી છે. આજે તે ઇચ્છાને તૃપ્ત કરવાનો મને શું અવસર મળ્યો છે. કહો જોઇએ વારૂ કે, અત્યારે તે મહા પરાક્રમી અને બહાદુર ઐયાર વીરસિંહ ક્યાં છે અને શા કાર્યમાં જોડાયો છે વારૂ ?"

**મોહિની**એ જવાબ આપ્યો;–"બાણુ! **વીરસિંહ** પણ **રમાની** શોધમાંજ ગુંથાયો છે. તે બિચારો રાત્રિ દિવસ જરા પણ આરામ લીધા વિના રમાની તપાસ કરી રહ્યો છે, તેના જેવો વફાદાર જાસૂસ મેં મારી આખી જીંદગીમાં જોયોજ નથી."

**બાણુ** કાંઈક વિચાર કર્યા પછી બોલ્યો:–"આવા આવા ચાલાક ખેલાડીયો **રમાની** શોધમાં ગુંથાયા છે છતાં પણ હજી સુધી તેનો કશો પત્તો પણ મળતો નથી. આ વખતે દુસ્મનોએ બડી ચાલાકી ખેલી હોય એમ જણાય છે. હું નથી ધારતો કે, હમણાં થોડા સમયમાંજ **રમા** આપણા પક્ષકારોના હાથમાં આવી શકે."

**મોહિની**એ કહ્યું:—"ઇશ્વર ઇચ્છા હશે તો હમણાંજ તેનો પત્તો મળી જશે અને દુસ્મનોની બધી મહેનતો બરબાદ થઈ જશે. બાણુ! દુનિયાનાં કોઇ વખતે વિજય મળે છે તો કોઈ વખતે પરાજય પણ મળે છે, સદા વિજય કોઇને મળ્યો નથી અને મળવાનો પણ નથી."

**બાણૂ**એ કહ્યું:—"બીજે કોઇ પણ ઠેકાણે રમા ગઇ હોત, તો તેનો પત્તો અવસ્ય મળી શકત. પરંતુ હું ધારૂં છું કે, તે રણધીરસિંહના જાળમાં જ સપડાઇ ગયો હશે. જો તેમજ હશે તો પછી તેનો પત્તો કોઇ પણ રીતે મળી શકશે નહિ. **રણધીર એક** મહાધૂર્ત પુરૂષ છે, આજકાલ આખા દેશમાં તેના વિજયનો ડંકો વાગી રહ્યો છે. આખી આલમ તેનું નામ સાંભળીને કંપી ઉઠે છે. તે નિષ્ઠુરના મનમાં દયાનો અંશ માત્ર પણ નથી. પ્રજાના ધનમાલ લુટવામાં તે એક્કો ગણાય છે, તે પાપાત્માદ્વારા અનંત લજ્જાવતી લલનાઓની લજ્જા ધૂળમાં મળી છે. અનેક સૌભાગ્યવતીઓ વિધવા થઇ છે અને ઘણાં ઘણાં નિર્દોષ બાળકો નિરાધાર બની ગયાં છે, ધનવાનો ભિખારી

થયા છે, તે કર્મચાંડાળે કતલ ચલાવવામાં પણ કશી ખામી રહેવા દીધી નથી. આવી સ્થિતિમાં રમા પણ પોતાના ધર્મને સાચવી શકે, એવી કશી પણ સંભાવના રાખી શકાતી નથી."

મોહિનીએ કહ્યું:—"ગમે તેમ હો, પરંતુ રમા તો મદનના ભાગ્યમાં જ લખાયલી છે. કપટીઓ ગમે તેટલાં કારસ્થાન કરે તો પણ વિધાતાના નિયમનો ભંગ કરી શકે તેમ નથી કારણ કે વિધાતાએ એ બન્નેને સ્ત્રી પુરૂષનું જોડું કરીને જ આ અવનીપર મોકલી આપ્યાં છે. મદન મન્મથનો અવતાર છે અને રમા રતિદેવીનો અવતાર છે. રમાથી મન્મથ અથવા મદન શોભે છે અને મદનથી રમા અથવા રતિ શોભાયમાન થાય તેમ છે. ઉભયનાં હૃદય સ્નેહામૃતથી સંપૂર્ણ ભરેલાં સૂત્રથી ઉભયનાં હૃદય આબદ્ધ થયાં છે. તેથી ઈશ્વર રમા અને મદનને જ પતિપત્ની સંબંધથી આ સંસારમાં સ્થાપિત કરશે. મારી આ ધારણામાં લેશમાત્ર પણ સંદેહ રાખશો નહિ. કારણ કે, 'જે જેના મનમાં તે તેની પાસે' એવી એક પુરાતન વદંતી છે. લયલી અને મજનૂ, યુસુફ અને જુલેખા, શીરી અને ફેરહાદ, મધુ અને માલતી આદિ સર્વેએ પ્રેમ યજ્ઞમાંજ આહુતિ આપી છે. રમા અને મદનના વિષયમાં પણ હવે એવોજ પ્રકાર ઉપસ્થિત થયો છે. ગમે તેટલાં કષ્ટો આવવા છતાં પણ રમા પોતાના પ્રેમધર્મથી ભ્રષ્ટ થઇને મદન વિના અન્ય પતિનો સ્વીકાર કરે તેમ નથી. તેમજ મદન પણ રમા સિવાય બીજી કોઇ પણ અબળાને પોતાની પ્રિયતમા તરીકે માન્ય કરે તેમ નથી. પરમાત્મા પ્રેમીઓની કસોટી કરી તેમની કામનાને અવશ્ય પૂર્ણ કરે છે. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, અલ્પ સમયમાંજ રમા મદનના અધિકારમાં આવી શકશે અને પરસ્પર લગ્ન કરી એક આદર્શ દંપતિના નામને શોભાવી પરમ સુખને પ્રાપ્ત કરી શકશે."

બાબૂએ કહ્યું:—" એ વિષયમાં તો મારો પૂર્ણ-સંપૂર્ણ વિશ્વાસ છે. મારો ચોક્કસ નિશ્ચય છે કે, રમાનાં લગ્ન અવશ્ય મદનની સાથેજ થશે. એમાં દુશ્મનોનું કશું પણ બળ ચાલી શકશે નહિ. પણ જાઓ હવે તમે મદનની તપાસ સત્વર કરી આવો."

મોહિનીએ કહ્યું:—" જેવો મદન મનોહર અને સુશીલ છે તેવીજ રમા પણ મનોહારિણી અને સુંદરી છે. પરમાત્માએ એ પ્રેમ યુગલની ઉત્પત્તિ કરીં પોતાની કળાની પરાકાષ્ટા જ કરી બતાવી છે. એવો સુંદર પુરુષ અને એવી સુંદર સ્ત્રી આ વિશ્વમાંથી જવલ્લેજ મળી શકે તેમ છે. વાહ ! કેવું મનોહર જોડું નિર્માણ કર્યું છે !"

બાબૂએ કહ્યું:—" ઇશ્વર તેમને ચિરાયુ રાખે, એવી મારી તે પરમકૃપાળુ પ્રભુ પાસે પ્રાર્થના છે."

ત્યાર પછી મોહિનીએ બાબૂના હાથમાં પોતાના દુર્ગનાદ્વારની તથા સઘળા મહાલયોની ચાવીઓ આપીને કહ્યું કે:—" બાબૂ ! લો આ ચાવીઓને તમારી પાસે રાખો. આ સર્વ ચાવીઓ મહાલયના અંદરના ઓરડાઓ તથા ભોંયરાઓની છે. જો તમને કાંઈ પણ કામ પડે તો આ ચાવીઓથી તમારે જ્યાં જવું હશે ત્યાં ઘણીજ ખુશીની સાથે જઇ શકાશે. પણ ચાવીઓને એક ક્ષણને માટે પણ વીસી મૂકશો નહિ. દુશ્મનોના હાથમાં ચાવીઓ લાગી જશે તો આપણો બધો ભેદ ફૂટી જશે અને ભયંકર આપદમાં આવી પડવાનો પ્રસંગ આવી લાગશે. તમે એક ચાલાક પુરુષ હોવાથી હું તમને કાંઇ વધારે કહેવા માગતી નથી. બસ, હવે હું અહીંથી વિદાય થવા ઇચ્છુંછું; મારા કામમાં જોડાઈ જવા માગું છું. તમે મહાલય તથા દુર્ગની બરાબર સંભાળ રાખજો. મારૂં કામ પૂરૂં થયા વિના હું અહીં પાછી આવીશ નહિ. મેં દઢ નિશ્ચય કર્યો છે કે, જ્યારે મારા કાર્યમાં હું

વિજયી થઇશ, ત્યારેજ પુનઃ આ મહાલયમાં પ્રવેશ કરીશ; નહિતો દુનિયાની કોઈ ખૂણાખાચરાવાળી જગામાં ભરાઇને મારા જીવનને અતીત કરીશ. કાર્યની સિદ્ધિ અથવા તો શરીરનું પતન એજ મારા જીવનનો મુખ્ય સિદ્ધાંત છે. સમસ્ત ઠગ સમાજમાં મારૂં નામ વિખ્યાત છે અને તેઓ મારા ભયથી થર થર કમ્પે છે. આવા સંજોગોમાં જો હું સ્થિર થઇને બેસી રહું તો પછી મારી અણમૂલી આબરૂના કાંકરા થવાનો સંભવ છે. માટેજ મેં કાર્યની સિદ્ધિ કરવાનો પાકો ઠરાવ કર્યો છે. પણ હશે, હવે એ કાર્યને પૂર્ણ કરવાની ચેષ્ટા કરવી એજ વધારે ઉત્તમ છે. લો, ત્યારે હવે હું જાઉં છું, તમે સંભાળીને હુશિયારીથી રહેજો."

આમ કહીને મોહિની ચાલી ગઇ અને બાબૂ સાહેબ તે મહાલયમાંજ બેસીને પોતાના કર્ત્તવ્યના વિચારોમાં ગુંથાઇ ગયો. વિચારમાંને વિચારમાં લગભગ આખી રાત વીતી ગઇ અને છેવટે સ્હવાર થઇ ગયું. સ્હવાર થતાંની સાથેજ બાબૂ ઊઠી ઉભો થયો અને સ્નાન તથા ભોજનાદિ ક્રિયાઓમાંથી નિવૃત્ત થઇને તે મહાલયમાંથી બહાર નીકળી પડયો.

જે મહેલમાં બાબૂ બેઠો હતો તે મહેલ એક પ્રકારની અપૂર્વ કારીગીરી તથા વિવિધ પ્રકારની ગુંચળણીઓથી ભરેલો હતો. તેના પૂર્વ વિભાગમાં વીસ ઓરડાઓ હતા અને તે સર્વ ઓરડાઓના દ્વાર પર મોટાં મોટાં તાળાં વાસેલાં હતાં. બાબૂએ તે સઘળા ઓરડાઓને જોવાની આશાથી પોતાની પાસેની ચાવીઓવડે ઓરડા ઉઘાડી તેમાં દાખલ થવાનો વિચાર કર્યો. પ્રથમ તેણે એક ચાવીથી પહેલા ઓરડાનું તાળું ખોલી તેમાં પ્રવેશ કર્યો. જે ઓરડામાં બાબુએ પ્રવેશ કર્યો તે ઓરડો ઘણોજ અંધારાવાળો હતો. તેમાંનો કોઈ પણ પદાર્થ

જોઈ શકાતો નહોતો. એથી બાણુએ પોતાની સાથે આણેલા એક મુસાફરીના લેમ્પને સળગાવ્યો અને તેના પ્રકાશની સહાયતાથી તે જરા આગળ વધ્યો, જરા દૂર જતાં તેને જણાયું કે, તે ઓરડાનાં વિવિધ પ્રકારના અમૂલ્ય પદાર્થો તથા બહુમૂલ્ય શાલ અને દુશાલા–ઓથી શણગારવામાં આવ્યો હતો. ઓરડાની દીવાલોપર જે રંગ રંગવામાં આવ્યો હતો, તે પણ આંખોને આંજીદે તેવો ચળકાટ કરી રહ્યો હતો. ઓરડામાં જે પદાર્થો રાખવામાં આવ્યા હતા, તે કેવળ શોભા અર્થેજ રાખવામાં આવ્યા હોય, એવું અનુમાન થતું હતું, કારણકે, એ પદાર્થોનો લેશ માત્ર પણ ઉપયોગ થયો હોય તેવાં કશાં પણ ચિહ્નો જણાતાં નહોતાં. વળી ઓરડાના ભૂપૃષ્ટપર બિછાવેલા દુશાલા એક એકથી ચઢિયાતા અને શોભિતા દેખાતા હતા. બાણુએ બરાબર રીતે તે ઓરડાનું અવલોકન કરી લીધા પછી પાછો તેને બંધ કરી લીધો અને પહેલાંની માફકજ પાછું તાળું વાસી દીધું. એ સર્વ ક્રિયા કરી રહ્યા પછી તે બીજા ઓરડાના દ્વાર પાસે ગયો.

બીજા ઓરડાનું તાળું ખોલી તેણે તેમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કર્યા પછી તેણે ફાનસના પ્રકાશથી જોયું કે, તે ઓરડામાં ભાતભાતનાં ઘરેણાં, વસ્ત્રાલંકારો તથા બહુ મૂલ્ય જવાહિરને બરાબર નિયમસર ગોઠવેલું જોયું. જવાહીર અથવા તો હીરા, માણિક્ય, નીલમ, પોખરાજ આદિ અપૂર્વ વસ્તુઓના પ્રકાશથી તે ઓરડો ઝળહળી રહ્યો હતો, એટલે બાણુને એ ઓરડામાં ફાનસના તેજની કાંઇ વિશેષ જરૂર પડી નહિ. આખા ઓરડાને પૂરતી રીતે તપાસી લીધા પછી બાણુએ તે ઓરડાને પણ પહેલા ઓરડાની પેઠે બંધ કરી લીધો. આ પ્રમાણે બાણુએ અનુક્રમવાર અઢાર ઓરડાઓને ખોલી ખોલીને યથાર્થ રીતે અવલોકન કરી લીધું. જે જે ઓરડાઓમાં ફરી ફરીને જોયું, તે સર્વ

ઓરડાઓ રત્ન, અન્ન, શસ્ત્ર, પોશાક તથા ઐયારીના સામાનથી ભરેલા હતાં. ઠગ લોકોને જે વસ્તુઓની વિશેષ જરૂર પડે છે તે સર્વ વસ્તુઓનો તે ઓરડાઓમાં સમાવેશ કરવામાં આવ્યો હતો.

હવે ઓગણીસમા ઓરડામાં દાખલ થવાનો વારો આવ્યો. નિયમ પ્રમાણે બાણુએ એ ઓરડાને પણ ઉઘાડયો અને ત્યાર પછી તેમાં પ્રવેશ પણ કર્યો. એ ઓરડો પ્રથમના ઓરડાઓની પેઠે જૂદી જૂદી જાતના પદાર્થોથી ભરેલો નહોતો, પરંતુ તદ્દન ખાલી પડેલો હતો. એ સ્થાન અતિ ભયંકર હતું. નિર્બળ મનનું માનવી એ ઓરડામાં પેસતાંની સાથેજ ભયનું માર્યું ચકરી ખાઇને પૃથ્વી દેવીની ગોદમાં પડીને મરણવશ થાય એવી સંભાવના રહ્યા કરતી હતી. કારણ કે, તે સ્થાન અતિ ભયંકર હતું. જે કાળનું નામ સાંભળીને જીવનની તુચ્છ લાલસા ધરાવનારા ક્ષુદ્ર મનુષ્યો કમ્પી ઉઠે છે, જે મૃત્યુના ભયથી મનુષ્ય જાતિ દિનરાત વિચારમગ્ન રહ્યા કરે છે. એજ કાળ અથવા મૃત્યુની એ નિવાસભૂમિ હતી. એ સ્થાનમાં આ સંસારમાંથી વિદાય થયેલાં, જીવનની આશાનો પરિત્યાગ કરી મૃત્યુની ગોદમાં ગયેલાં અને આ ભૂમિના મમત્વનો, મોહનો ત્યાગ કરી ગયેલાં માનવોનાં પ્રાણશૂન્ય પિંજરો પડેલાં હતાં. અત્યારે તે સર્વ શરીરો ભૂમાતાના ગર્ભમાં છૂપાઇને પોતાના પૂર્વકૃત કર્મોનાં ફળ ભોગવી રહ્યાં હતાં. ત્યાં અનેક સમાધિઓ અથવા તો કબ્રો હતી. તે સર્વ સમાધિઓમાંની એક સમાધિના એક પત્થરની આરસીપર લખેલું હતું:—"જીવન ક્ષણિક છે, એમ જાણવા છતાં મૂર્ખ મનુષ્યો તેને અમર માનીને ન કરવાનાં કાળાં કામો કરે છે. ઘણી જ અફસોસની વાત છે કે, માનવીઓ આવી મૂર્ખતા શા માટે કરતાં હશે ? કર્મનું ફળ તો અવશ્ય જ ભોગવવું જ પડે છે."

બીજી એક સમાધિના પત્થર પર પણ આ પ્રમાણે અક્ષરો કોતરવામાં આવ્યા હતા કેઃ—

" એ ખબર હસ્તિયે નાચીજકો સમઝા કયા હય ખ્વાબ ગફલતમેં પડે રહનેકા મન્શા કયા હય ? "

ત્રીજી સમાધિ પર પણ આ પ્રમાણે બોધ વચનો લખવામાં આવ્યાં હતાંઃ—

" પાવ ફૈલાયે પડે સોતે હંય વહ કબ્રોમેં,
જો કિયે બીન સમઝતે થે કિ દુનિયા કયા હય ! "

ચોથી સમાધિના પત્થરપર પણ નીચે પ્રમાણે ઉપદેશાત્મક વચનો કોતરેલાં હતાંઃ—

" કૈસે ખામોશ હો દુનિયાકે ગુજરને વાલો ?
હમ ભી મસ્તાક હંય કુછતો કહો વહાં કયા હય ? "

પાંચમી સમાધિની એક શિલાપર લખવામાં આવ્યું હતુંઃ—

" કુલ તકલ્લુફ થા શખા કબ્રકે બાહર બાહર;
પર બરાબર હય વહાં અદના ઓ આલા આહય ! "

કોઈ કોઈ સમાધિપર શએર લખવામાં આવ્યા હતા, એ પરથી જણાઈ આવતું હતું કે; કોઇ નાજુક દિલરૂબા સુંદરીના નયનબાણોથી ઘાયલ થયેલા મનુષ્યની સમાધિઓ છે. એ પંક્તિની એક સમાધિની એક સંગે મરમરની શિલાપર હૃદયભેદક ભાષામાં લખેલું હતું કેઃ—

" કૌડિયાલા મેરી તુર્બતપે લગાના યારો ?
નાગની જુલ્ફ કે કાટે હીયે પહચાન રહે ! "

બીજી એક સમાધિ અથવા કબ્રપર એક પ્રેમિકના પ્રલાપો લખવામાં આવ્યા હતાઃ—

" સહને ચમનમેં વાહ વાહ ઔર બીજીથી ચાંદની;
ચાંદ હીલોરે લેતા થા ઓર ખીલીથી ચાંદની;
આયાથા ગુલબદન પહેન કે બાદલા ઝરી;
ચમકીથી તાર તારમેં મહકી ઝલક ઝરી ઝરી;
ઓસો કિનારે જાએ મંએ અયેસો તરબ હંસી ખુશી:
ઊસ્મે કહીસે યક બયક મુરગે સહરને બાંગ દી:
સુબ્હ હુવી ગજર બજા ફુલ ખીલે હવા ચલી:
યાર બગલસે ઉડ ગયા જીહી કી જીમેં રહે ગઈ.
શબ્કો દીલોમેં વાહ વાહ ઔર મઝાં કે તાર થે;
હમસે દો ચાર યાર થા યારસે હમ દો ચાર થે:
દોનો દીલોમેં પ્યાર થા દોનો ગલોંમેં હાર થે,
વસ્લકે બે કરાર થે અયેશ કારોબાર થે.
સીનેમે આસમાનકે તીર હસદકે પાર થે;
યેક પલકમેં નાગહાં સબ વો મજેલ ફરાર થે:
સૂબ્હ હુવી ગજર બની ફુલ ખીલે હવા ચલી;
યાર બગલસે ઉડ ગયા જીહીકી જીમેં રહે ગઇ.
યેક તરફ તો નુરમે માહ રહાથા જગ મગા;
યેક તરફ વોહ રશ્કે માહ મેરી બગલમેં થાપડા;
દોનો દીલોમેં બઝઝત દોનો જીઓમેં અયેશથા;
મએકી ગુલાબી હાથમેં આંખોમેં છા રહા નશા.
હોંઠોંસે હોંટ લગ રહા સીનેસેસીના મીલ રહા;
ઇતનેમેં આ યહ અયેક ક્યાંહી ગઝબ યેહોગયા ?
સુબ્હ હુવી ગજર બજા ફુલ ખીલે હવા ચલી;
યાર બગલસે ઉડ ગયા જીહીકી જીમેં રહે ગઇ."

કોઈ સમાધિપર લખવામાં આવ્યું હતું કે;—
" ન રફીક હૈ ન ઉનીસ હૈ ગમે હિજ્ર સખ્ત ગિ.જાબ હૈ:
વો મુસીબતેં હૈ કિલાઅમા ન હિસાબ હૈ ન કિતાબ હૈ. "

કોઇ સમાધિપર કોઇ વિખૂટાં પડેલાં વિયોગીના દુઃખભર્યા હૃદયનો પરિચય આપતા આવા આવા અનેક શ.એર લખેલા હતાઃ—
" વહે જાતે હૈં તેરે ચશ્મેતર હુએ ખાંક જલકે દિલો જિગર
.ગમે હિજ્રમેં તેરે ફિત્નાગર યે શરાબ હૈ યે કબાબ હય. "

કોઈ સાચા પ્રેમીનું અનુમાન કરાવતો આ શઐર પણ લખવામાં આવ્યો હતોઃ—
" હો હ.જાર ચાંદમેં રોશની મગર ઉસ્કે રૂખકી ઝલક કહાં ?
ન વો ના.જગી ન તા.જગી ન વો આબ હય નવો તાબ હય. "

કોઇ કબ્રપર આ શિક્ષાપ્રદ શબ્દો લખાઇને સંસારની અસારતા બતાવી રહ્યા હતાઃ—
" દાર .ફાનીમેં હો ગાફિલ મોત સે યક પલ નહીં !
ક્યા ભરોસા .જિન્ગીકા આજ હૈ ઔર કલ નહીં. "

કોઇ કબ્રપર આ સોનાના અક્ષરોમાં લખી લેવા યોગ્ય લેખ પણ જોવામાં આવતો હતોઃ—
" જિસે મોતકા આયા પયામ યહાં સભી છોડકે મહલો મકાન ગયા;
નવો ખાક મેં તા.જ નિશાન ગય યકસાથ .ફકત ઇમાન ગયા. "

સારાંશ કે, તે સ્થાન એવું પ્રભાવશાળી હતું કે, ગમે તેવો મૂર્ખ મનુષ્ય હોય તો તે પણ ત્યાં જઇને કેટલીકવારને માટે સન્માર્ગપર જવાના નિશ્ચયપર આવ્યા વિના રહે જ નહિ. "

આપણો બાબૂસાહેબ પણ કંઇક ધ્યાનમાં થોડીવાર સુધી તલ્લીન રહ્યો. એ સમયે તેની આકૃતિપરથી માલૂમ થઈ આવતું હતું કે, તે

આ ભેદથી તદ્દન અજ્ઞાત જ હોવો જોઇએ. અને તેથી અત્યારે તેને જાણવા માટે તે અત્યંત આતુર થઇ ગયો. તેણે વિચાર્યું કે, મારાથી આ ભેદ છૂપો રાખવામાં આવ્યો છે, તેનું શું કારણ છે ? આ વિચારથી તેના મુખપર અજાયબીનાં ચિન્હો પ્રકટી આવ્યાં.

મધ્યાન્હ થઈ જવાથી બાબૂ સાહેબે ઓગણીસમો ઓરડો બંધ કરી વીસમા ઓરડાને જોવાનું બીજા દિવસપર મુલ્તવી રાખ્યું. કારણ કે એવી સ્થિતિમાં પોતાના હૃદયની લાલસાને દબાવીને બીજા કોઇ પણ કાર્યપર લક્ષ આપી શકાતું નથી. આ ચિંતાથી બાબુ તે સ્થાનનો પરિત્યાગ કરી પોતાના મહાલયમાં આવી સૂઇ રહ્યો.

---

# પ્રકરણ ૧૭ મું

---

## ચંદ્રસેન અને કન્દર્પકાન્તા

---

ક્યાં છે મજા ? ક્યાં છે મજા ? કુહે તું મુસાફર ખલ્કના !
દુનિયા અહિં ક્યાં છે મજા ? માની લઉં શામાં મજા ?
છે ક્યાંઇ ખાણુ ખુશાલીની આ ખલ્કને કોઇ ખુણે ?
દેખાડી દે ! જો હોય તો, ખોદી લઉં ત્યાંથી મજા ?
આલમ સુણે ખ્હેરી ન ગાણું જ્ઞાનનું દરિયા તણું ?
તે દુઃખ પોતાનું રડે તો માની લઉં શામાં મજા ?
રોવે હસે અસ્થિર ભૂત શોધે ન ' શું ક્યાં સત્ય છે ? '
દુઃખ ભાર લઈ મુંગી ફરે ધરતી લઉં શામાં મજા ?

લલિત.

---

વિશાળાપૂરીની પાસેના ઘોર નિર્જન વનમાં એક નવયુવક મસ્તક-પર મુકુટ ધારણ કરી સ્થિરતાથી ઉભો રહી પોતાને રાજકુમાર તરીકે ઓળખાવવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. એ સમયે લગભગ સંધ્યાનો સમય થઇ જવા આવ્યો હતો. પૂર્ણિમાના પ્રતાપથી હજી સુધી મહા-રાજ શીતરશ્મિનું રાજ્ય ત્રૈલોકયમાં વિસ્તરી રહ્યું હતું. એ સુધાકરના શાંત રાજ્યત્વના યોગે અંધકાર વિલીન થયો હતો અને વસુંધરા દેવીના સર્વ સંતાનો આનંદમગ્ન બની ગયાં હતાં. આ સમયે જાણે એવો જ ભાસ થઇ આવતો હતો કે, ચન્દ્રિકા નહિ, પરંતુ ક્ષીર સમુદ્રના ઉત્તાલ તરંગો ભયંકર ઉછાળા મારતા વિશ્વંભરાનો ગ્રાસ કરવાના ઉદ્દેશથી પ્રબળ વેગ પૂર્વક આગળ ધસી રહ્યા હતા તથા ભારતવર્ષના પૂર્વ પુરુષોના યશનો વિસ્તાર થઇ રહ્યો હતો. તેમજ વિયોગીઓના અંત-રને દગ્ધ કરનાર કાલકૂટ વિષના આગમનનો સમય પણ સમીપ આવી લાગ્યો હતો.

પૂર્વકથિત યુવકનો એક હાથ કે જે બહુમૂલ્ય રત્નોના જડાઉ અલંકારોથી શોભી રહ્યો હતો તે અશ્વની પીઠપર સ્થાપિત હતો અને બીજો હાથ પોતાના નિર્મળ કમળવત્ કોમળ કપોલપર રાખેલો હતો. તેનાં ગુલાબી નયનોમાંથી અલૌકિક તેજની રેષાઓ બહાર નીકળતી હતી તથા કણ્ઠસ્થળથી વક્ષઃસ્થળ સુધી લંબાયલી ગજ મુક્તાઓની મનોહારિણી માળાઓ અપૂર્વ શોભાનો સાક્ષાત્કાર કરાવી રહી હતી. હસ્તમાં હીરાજડિત અલંકારો વિરાજતા હતા અને રેશમી વસ્ત્રપર વિવિધ પ્રકારનાં મોતીઓ તથા ભરત કામ કરેલા પીળા રંગના એક અતિ મૂલ્યવાન અને મનોહર જામાથી તેણે પોતાના અંગને આચ્છા-દિત કરી લીધું હતું. એ યુવાનની મુખાકૃતિપરથી સ્પષ્ટ જણાઇ આ-વતું હતું કે, તે બળવાન છે, પરંતુ તેની સાથે તે અતિશય લંપટ

પણ છે. તેનું મુખ ગૌરવર્ણ હતું અને તેનાપર શીતલાના ઝાંખા ડાઘા જણાઇ આવતા હતા. તેના શરીરની કાંતિ અને વિકાસ સ્પષ્ટ દર્શાવી આપતાં હતાં કે, તેનું વય વીસ વર્ષથી લેશ માત્ર પણ વિશેષ નથી. શરીરમાં યૌવન—મદોન્મત્ત યુવાનીનો સંચાર થવાથી તે અત્યારે કાંઇક ઉગ્ર અને કોપિત સ્વભવાનો યુવક હોવો જોઇએ, એવું અનુમાન પણ સહજમાં થઇ શકતું હતું.

એ યુવક જે સમયે તે જંગલમાં આવ્યો હતો, તે સમયે એક અતિ રૂપવતી અને માનવમનમોહિની માનિની પણ ત્યાં ઉપસ્થિત જ હતી. કોઈ એક અવ્યક્ત વેદનાના યોગે અત્યારે તેનું હૃદય કાંઈક દુઃખિત હોય, એમ જણાતું હતું. તે પોતાના કોકિલાને પણ ક્ષણવારને માટે લજ્જાન્વિત બનાવી દે તેવા મૃદુ મંદ મીઠા અને મોહક સ્વરથી કાંઇક ગાઇ રહી હતી:—

"ખીલી આ શી રૂડી, રજની—રળીઆમણી જો.
શાન્ત સુવાસ ઢળી ચોપાસ અહો—રજની.
શાન્ત, શાન્ત, શાન્ત, નિશાની મહીંજને,
રેડે ચંદ્ર અમીરસ ધાર વિવિધ પ્રકાર અહો— રજની.
ખીલી ચન્દ્રમા એમ સૂચવે જેમ વાટિકા ખીલી રહી
પ્રીતિ ફુલડાં પ્રિય ખીલશે, મુજ હૃદયવાડીની મહીં,
શીળો શીળો મંદ વાયુ વાય છે જો
તેમ તેમ દિલ મારૂં ઝોલાં ખાય અહો— રજની.
મદનરાજને ત્યાં મુજ દિલને ડોલાવતો
પ્રેમ પ્યાલો પ્રીતમતણો મમ ભાન ભૂલાવતો,
મમ ભાન ભૂલાવતો, પીવા હૃદય ઝૂલાવતો
વળી શાન્ત વાયુ લ્હેરીઓ, દઈ બોધ મુજને સૂચવતી,

મુજ કાનમાં કહેતી, પ્રભુ આપશે અતિ ઉત્તમ પતિ:
પ્રીતિરસ પ્યાલો પીવા મન મુંઝાય છે જે
કરો દિલ શાન્ત, મેળવો કાન્ત અહો— રજની.

આ મનોહર ગાયન સાંભળીને તે યુવકનું હૃદય ડોલી ગયું. તે મદભરી મોહિનીના મુખમાંથી નીકળેલા અલૌકિક નિનાદને સાંભળીને યુવકનું જિગર જખ્મી થયું. તે પોતાના સ્વરૂપને તથા સ્થાનને પણ વિસરી ગયો. પોતે શું કરવા ઇચ્છે છે, એનો ખ્યાલ પણ તેના મનમાં ન રહ્યો, તે તરતજ ગાયિકા વનિતા પાસે આવીને બોલ્યો:– "સુંદરી શિરોમણિ લલના! વિના કારણ આવા પ્રેમના પ્રલાપો શા માટે કરો છો? તમે જે પ્રિયકરની પ્રભુ પાસે પ્રાર્થના કરો છો, તે તમારો કાન્ત તમારી સન્મુખ હાજર કહો. કહો તમારા આ ભરથારને શા કારણથી સ્મરણમાં લાવ્યાં છો વારૂ?"

તે સુંદરીએ આ વિલક્ષણતા ભરેલાં વચનો સાંભળીને તેને પ્રશ્ન કર્યો કે:–"તમે કોણ છો? એક અપરિચિતા અબળાની સાથે આવું અયોગ્યતાયુક્ત વર્તન ચલાવતાં તમને લેશ માત્ર પણ લજ્જા આવતી નથી?"

યુવકે જવાબ આપ્યો કે:–"સુંદરી! આમ ભય રાખવાનું કારણ નથી. હું તમને હૃદયથી ચાહું છું. તમારા પ્રણયનો પિપાસુ છું. તમે મને કોઇ બદમાશ, ચોર અથવા લૂટારો કે, ઠગ ધારતાં હો, તો તેમાં તમારી ભૂલ થાય છે. મારૂં પવિત્ર હૃદય પાપરૂપ પંકજથી મલિન થયું નથી. હું મહારાજા નરેન્દ્રસિંહનો પુત્ર છું અને મારૂં નામ ચંદ્રસેન છે. અહીં શિકાર માટે આવ્યો હતો, પરંતુ તમારા મનોમોહક અને આનંદજનક શબ્દો સાંભળીને તેમજ તમારા આ અનુપમ અંગને પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી લોભાઇને તમારી પાસે આવ્યો છું. તમારા

હૃદયવિદારક વિલાપે મને આશ્ચર્યના ઉદધિમાં નિમગ્ન કરી દીધેલો હોવાથી હું વિલાપનું રહસ્ય જાણવા માટે તમારી પાસે આવ્યો છું. હે ચંદ્રવદની! મૃગલોચની! મન્મથ મોહિની ભામિની! તમે કોનાં પુત્રી છો તથા તમારા આ અનુપમ અવતારવડે કયી ભૂમિને પાવન કરી છે. કહો જે સત્ય હોય તે સત્વર કહો, સંકોચ રાખવાનું કશું પણ પ્રયોજન નથી. હું તમને મારા મનનોમંદિરના સિંહાસનપર સ્થાપિત કરી ચૂક્યો છું અથવા અન્ય શબ્દોમાં કહું તો તમે મારા હૃદય રાજ્યપર તમારા અલૌકિક સૌંદર્યની સહાયતાથી વિજય મેળવી લીધો છે. આવી પરિસ્થિતિમાં લજ્જાશીલ થવાની કશી પણ અગત્ય નથી."

યુવકનાં આવાં આશ્વાસન ભરેલાં વચનો સાંભળીને તે યુવતીએ પોતાની આંખના આંસૂ લૂછી એક ઊંડો નિસાસો નાંખી અતિ કોમળ તથા પ્રેમપૂર્ણ સ્વરથી કહેવા લાગીઃ—"હે રાજકુમાર! હું અભાગીનિ મગધ દેશના મહારાજાની કન્યા છું અને મારૂં નામ કન્દર્પકાન્તા છે. મારા વિવાહ મિથિલાના યુવરાજ સાથે નિશ્ચિત થયાં હતાં. લગ્નને દિવસે અમે દંપતિ લગ્નનાં વસ્ત્રાભૂષણોથી ભૂષિત થઇને રાજમહાલયના વિશાળ ચોકમાં આવ્યાં, પરંતુ હાય! અમારા દુર્ભાગ્યયોગે—"

આમ કહીને તે પુનઃ સ્તંભી ગઇ અને ફરીવાર એક નિઃશ્વાસ નાખીને બોલીઃ—"હાય! એ વાર્ત્તા કહેતાં તો શું, પણ તેનું સ્મરણ થતાં પણ મારૂં હૃદય ફાટી જાય છે. તે કેવો દુઃખમય સમય હતો કે—!"

આમ કહેતાં કહેતાં તે અટકી પડી અને તેનાં કમળ જેવાં કોમળ નયનોમાંથી આંસૂનાં બેચાર ટીપાં પણ સહસા સરી પડ્યાં.

હૃદયપર કોઇએક પ્રકારનું અનાત દબાણ થવાથી તે જરાપણ બોલી શકી નહિ.

એ જોઇને ચંદ્રસેન બોલ્યો:—"કહો—કહો—હૃદયને જરા કઠિન કરી, તમારી વાર્તાને પૂર્ણ કરો."

કન્દર્પકાન્તાએ કહ્યું:—"મહાશય! આપ કૃપા કરી મારી દુઃખિયારીની કરુણ કથા સાંભળવાનો આગ્રહ ન કરો. મારા દુઃખની વાર્તા સાંભળવાથી આપના હૃદયપર અસહ્ય આઘાત થશે અને એના યોગે મારે પાપની સંગિની થવું પડશે. દુઃખીની વાર્તા દુઃખી સાંભળે તો તેને આશ્વાસન મળે છે, પરંતુ સુખી મનુષ્યને તો એથી કરીને ભયંકર દુઃખ થયા વિના રહેતું નથી. વિશ્વનો નિયમજ એવા પ્રકારનો છે કે, જ્યારે દુઃખીની સાથે દુઃખી મળે છે અને તેઓ પોત પોતાના દુઃખની વાર્તા કરે છે, ત્યારે તેમને કષ્ટને બદલે શાંતિનો સ્વાદ મળી શકે છે. પરંતુ સુખી અને દુઃખીનો મેળાપ થતાં હમેશાં પરિણામ વિપરીત જ આવે છે. અત્યારે હું તમને જે કાંઈ કહી રહી છું, તે સર્વ સત્ય જ છે, સ્વાનુભવિત જ છે. મારી આ વાર્ત્તાપર તમે જરાપણ શંકા કે સંદેહ લાવશો નહિ."

ચન્દ્રસેને કહ્યું:—"ના, ના. તમારે જે કાંઇ કહેવું હોય તે સત્વર કહો હું તે સાંભળવા માટે તૈયાર છું. તમારી વાર્ત્તાથી મને કશું પણ દુઃખી થશે નહિ. કારણકે, મારી દૃષ્ટિમાં સુખ અને દુઃખ ઉભય સમાન છે. સંસારમાં સુખી પણ નથી અને દુઃખ પણ નથી. એ સર્વ કેવળ નિર્બળ હૃદયના મનુષ્યોની નિર્માલ્યતાને છે. સુખ—દુઃખ માનવ મતિની મંદતાનુંજ પરિણામ છે. હું સુખને દુઃખ માનું છું, દુઃખને સુખ માનું છું. એટલે કે મારા હૃદય સમક્ષ સુખ અને દુઃખ બન્ને સમાન જ છે. તમને અવિવાહિત ધારીને મેં પ્રિયાના

સંબોધનથી બોલાવ્યાં હતાં, પરંતુ હવે જોઉં છું કે, એમાં મારો ભયંકર પ્રમાદ થયો છે, તો હવે મને એ વિષયમાં ક્ષમા કરશો અને તમારી દુઃખ કથા સંભળાવવાની ઉદારતા પણ દર્શાવશો."

કંદર્પકાન્તાએ કહ્યું:—"ત્યારે સાંભળો. જે સમયે અમે પતિ પત્ની રાજમહાલયમાં આવ્યાં તે સમયે અકસ્માત્ ભયંકર ઝંઝાવાત ઉત્પન્ન થયો અને તે સાથે મને મારા શરીરનું માન પણ ન રહ્યું. થોડીવાર પછી જ્યારે મને સહજ સાવધતા આવી ત્યારે મેં આંખો ઉઘાડીને જોયું તો મને જણાયું કે, હું એક નવા વિચિત્ર મંદિરમાં આવી પડી છું." આમ કહેતાં કહેતાં તેનું શરીર કમ્પી ઉઠ્યું. થોડી વાર સુધી નિરુત્તર રહ્યા પછી તે પાછી બોલી:—"ઓહ! એ દૃશ્ય હજી પણ મારી આંખો આગળ નાચી રહ્યું છે."

ચંદ્રસેન બોલ્યો:—"કહો, જે કહેવું હોય તે જલ્દી કહી નાખો એ શું દૃશ્ય હતું વારુ?"

કંદર્પકાન્તાએ હૃદયમાં ધૈર્ય ધારીને જવાબ આપ્યો:—"મેં મારી સમક્ષજ મારા પતિને એક કારાગૃહમાં કેદ થયેલા જોયા. (કમ્પીને) એ સમયે મેં મારી સન્મુખ કુબડા અને કુરુપ પિશાચને પ્રેમની દૃષ્ટિથી મારા ભણી જોતો જોયો. હાય! એ પિશાચની ભયંકરતાનો ચિતાર આપવાની મારામાં શક્તિ જ નથી, મેં એવું ભયાનકરુપ શા કારણથી જોયું, એની કલ્પના પણ મારાથી થઇ શકતી નથી. તે શયતાનને જોતાંની સાથેજ મારું હૃદય સ્તબ્ધ થઈ ગયું હતું અને મારા શરીરનું ભાન ભૂલીને હું બેભાન બની ગઈ હતી. એ પિશાચની પાપમયી પ્રતિમા મને એટલી બધી વિકરાળ ભાસતી હતી કે, હું જાણે આ દુનિયા છોડીને બીજા કોઈ અજાણ્યા રાજ્યમાં ચાલી જાઉં. પરંતુ મારાથી તેવું સાહસ થઈ શક્યું નહોતું

ઘણી જ મુશીબતની સાથે મેં એ બધું દુઃખ સહન કરી લીધું હતું."

આમ કહેતાં કહેતાં તે યુવતી અટકી પડી અને આંખો બંધ કરીને કંપવા લાગી. જાણે તે પોતે જે કુરૂપ પિશાચનું વર્ણન કરી ગઇ હતી તેને અત્યારે પોતાની સમક્ષ ઉભેલો હોયની ! એવા પ્રકારના ભયથી તે બાવરી બની ગઇ. તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ; તે ચૂપચાપ કંપતી ઉભી રહી.

એ જોઇને ચંદ્રસેને તેને ધીરજ આપીને કહ્યું:—"સુંદરી ! ડરો નહિ, તે પિશાચ હમણાં અહીં નથી, માટે તેનો ભય રાખવાનું કશું પણ પ્રયોજન નથી. કહો, તમારી વાર્તાને સત્વર સંપૂર્ણ કરો."

કન્દર્પ કાન્તાએ કહ્યું:—"ઓહ ! મને જણાય છે કે તે નીચ નરાધમ રાક્ષસ હજી પણ મારા મસ્તકપાસે જ આવી ઉભો છે અને મને પોતાની પત્ની કરવાનો દુરાગ્રહ દર્શાવી રહ્યો છે."

ચંદ્રસેને પૂછ્યું:—"જે સમયે તે પિશાચ તમારી સામે આવી હાજર થયો હતો, તે સમયે તમારી શી સ્થિતિ થઇ હતી વારૂ ? તે નાલાયક તમારી પાસેથી પોતાની વાસનાને તૃપ્ત કર્યા વિના શી રીતે દૂર થયો હતો ?"

કન્દર્પ કાન્તાએ જવાબ આપ્યો:—"ઓહ ! બસ, હવે એ વિષયમાં તમે મને કાંઇ પણ પૂછશો જ નહિ."

ચંદ્રસેને કહ્યું:—"હું પણ તમને આખો વૃત્તાંત પૂછવા માગતો નથી, માટે ટુંકામાં જ કહી સંભળાવો."

"છેવટે તે નીચ મને—" કન્દર્પ કાન્તા આટલું બોલીને અટકી ગઇ.

ચંદ્રસેને કહ્યું:—"હા, હું સમજી ગયો, પછી ?"

"મેં તેનો સ્વીકાર ન કર્યો. ઘણીવાર સુધી વાદવિવાદ કરવા છતાં પણ જ્યારે તે પોતાના મનની મુરાદને બર લાવી શક્યો નહિ, ત્યારે હારીને તેણે મારા—(કંપીને) હાય ! પતિ—"

ચંદ્રસેને આતુરતાથી પૂછ્યું:—“પતિને મારી નાખ્યા? તે શયતાને તેમનો નાશ કર્યો?”

કન્દર્પકાન્તાએ કહ્યું:—“હા, તે અધમતાના અંધકારરૂપ પિશાચે મારા પ્રિય પતિનો વધ કર્યો, મારાજી વનમાં હલાહલનો સંચાર કર્યો અને કોણ જાણે શા કારણથી તે પાપાત્મા મને આ જંગલમાં એકલી મૂકી દીધી. હાય! હવે મારૂં શું થશે? આ ભયંકર અરણ્યમાંથી મારો ઉદ્ધાર કોણ કરશે? અહીં તો મારૂં હિત ઇચ્છે એવું એક પણ મનુષ્ય જોવામાં આવતું નથી. હવે મારૂં મન બહુજ ગભરાઈ જાય છે. મને એવોજ વિચાર થઇ આવે છે કે હું મારૂં માથું કુટીને આ સ્થળેજ મરણને શરણ થાઉં? શું કરૂં? મારાથી કશો પણ દૃઢ નિશ્ચય કરી શકાતો નથી.”

ચંદ્રસિંહે કહ્યું:—“રાજબાલા! આમ હિમ્મત હારવાથી કશો પણ લાભ થવાનો નથી. હૃદયમાં ધીરજ ધરો અને પરમાત્માએ જે સ્થિતિમાં તમને લાવી મૂક્યાં છે, તેમાંજ ખરૂં સુખ માનો શિરપર આવેલાં સંકટોને સહન કરવાં એજ મનુષ્યનો મુખ્ય ધર્મ છે. એ સંકટોના વિચારમાં પડી જવાથી વિશેષ યંત્રણા ભોગવવી પડે છે. જગતમાં સર્વ પ્રકારે સંતુષ્ટ રહેનાર મનુષ્યના જેવું બીજું કોઈપણ ધનવાન, સત્તાવાન અથવા સર્વ સુખ સંપન્ન મનુષ્ય પણ સુખી નથી. જે ઈશ્વરે જન્મ આપ્યો છે, તેજ તમને પુનઃ સુખ આપશે. જરા ધીરજ ધરો! હું તમને પ્રથમથી જ કહી ચૂક્યો છું કે હું એક રાજકુમાર છું અને મારાથી ધાર્યું કાર્ય કરી શકાય તેમ છે. માટે હવે ચિંતા ન કરો. હું તમારૂં પાલન કરીશ, તમને યોગ્ય આશ્રય આપીશ અને તે સાથે તમને યથાર્થ રીતે સુખી કરવાનો પ્રયત્ન પણ કરીશ.”

કંદર્પકાન્તાએ કહ્યું:—“હું આપની આ અનુપમ કૃપાને

માટે શી રીતે ધન્યવાદ આપુ, એની કલ્પના પણ અત્યારે મારાથી થઇ શકતી નથી. આજે આપે મને એક ભયંકર આફતમાંથી ઉગારી છે. આપની સુશીલતા, સૌમ્ય તથા ઉદારતા આદિ સદ્ગુણોની જેટલી પ્રશંસા કરવામાં આવે તે સર્વથા અલ્પ જ છે. મારાથી કોઈ પણ પ્રકારે આપના સદ્ગુણોનું ગાન કરી શકાય તેમ નથીજ. મને તમારી સાથે આવવામાં કશો પણ વાંધો નથી. આપ મને જ્યાં લઇ જશો, ત્યાં હું ઘણી જ ખુશીની સાથે આવીશ. હમેશને માટે આપના ચરણની તાબેદાર દાસી થઇને રહીશ. મારાથી બનતી સેવા પણ બજાવીશ."

ચંદ્રસેને કહ્યું:—"નહિ—નહિ, તમે મને આવાં વચનો કદાપિ ભૂલથી પણ કહેશો નહિ. તમે પણ રાજકુમારી છો. મારા કરતાં તમારો દરજ્જો કોઈ પણ રીતે ઉતરે તેમ નથી. સત્તામાં આપણે બન્ને સમાન છીએ. મારૂં અને તમારૂં ગૌરવ પણ સરખું જ છે. મારી દાસી થઇને રહેવાનું કશું પણ પ્રયોજન નથી. હું તમોને એક રાજબાલાને યોગ્ય મહાલય આપીશ તથા સર્વ વિલાસનાં સાધનોનો પ્રબંધ પણ કરાવી આપીશ. એ વિષયમાં તમે નિશ્ચિંત રહો અને સુખેથી મારી સાથે ચાલો."

કન્દર્પ કાન્તા વચ્ચમાં જ બોલી:—"હા—હું એક વખત રાજકુમારી હતી, પરંતુ અત્યારે તે નથી, અત્યારે તો હું એક રસ્તાની રખડતી રઝળતી ભિખારિણી છું. મારી પાસે સત્તા નથી, સમ્પત્તિ પણ નથી. મારા ગૌરવનો રવિ દુર્ભાગ્ય રૂપ મેઘોથી ઢંકાઇ ગયો. હવે તેની પુનઃ ઉદિત થવાની કશી પણ આશા રાખી શકાતી નથી."

ચંદ્રસેને કહ્યું:—"ના, એવું કદાપિ બની શકે જ નહિ. તમે હજી પણ રાજતનયાજ છો. તમારી સ્થિતિનું પરિવર્ત્તન થયું છે એ ખરૂં, પરંતુ તેથી કાંઇ તમારા સ્થાનનો પ્રભાવ ઝાંખો પડયો નથી.

તમારા રાજબાલાના પદપર કોઇ પણ પ્રકારનું કલંક લાગ્યું નથી. આ સઘળી ભ્રમણાઓને દૂર કરી હવે તમે મારી સાથે ચાલો. હું તમારૂં પોષણ કરીશ એટલું જ નહિ, પણ તમને એક માનવંતા પદનાં અધિકારિણી પણ બનાવી દઇશ; જેના યોગે તમે સર્વનાં સ્વામિની ગણાશો, અરે મને પણ કાષ્ટની પ્રતિમાની પેઠે ઇચ્છા પ્રમાણે નચાવી શકશો. મારાં આ વચનોપર તમે લેશ માત્ર પણ અવિશ્વાસ લાવશો નહિ. ક્ષત્રિય પુરુષો મુખથી જે વચન ઉચ્ચારે છે, તેને પાળવા માટે પોતાના પંચ પ્રાણ આપતાં પણ લેશમાત્ર ડરતા નથી. ભીતિને ઉરમાં ધરતા નથી અને આપત્તિને લક્ષમાં લેતા નથી."

કન્દર્પકાન્તાએ લજ્જા ભરી દૃષ્ટિથી ચંદ્રસેનના મુખભણી એકવાર દૃષ્ટિપાત કર્યા પછી અતિકોમળ અને મૃદુતા ભરેલા મિષ્ટ સ્વરથી કહ્યું:— "એ સર્વનો આધાર આપની ઇચ્છાપર અટકેલો છે. હું તો એક માત્ર સામાન્ય અબળા છું. આપની અનુપમ મતિપાસે મારી અબળાની મતિ કશા પણ લેખામાં નથી. આપ જેવું સ્થાન આપવા ધારો, તે આપવાને સમર્થ છો. મારાપર અત્યારે આપે જે દયા દર્શાવી છે, એની પ્રશંસાના શબ્દો પણ અત્યારે મારા હૃદય ભંડારમાંથી મળી શકે તેમ નથી. આશ્વાસનરૂપ અમૃતથી મારા સળગતા હૃદયને તમે જેવી રીતે શાન્ત કર્યું છે, તેનો ઉપકાર મારાથી આ ભવમાં તો કદાપિ વિસરી શકાય તેમ નથી. હું આપની કૃતજ્ઞતાનો ક્યાં સૂધી સ્વીકાર કરૂં ? આજે આપે મને મરણના મુખમાંથી બચાવી છે."

ચંદ્રસેને કહ્યું:—" ના, એમાં મેં મારા કર્ત્તવ્ય કરતાં કાંઇ પણ વિશેષ કર્યું નથી. મનુષ્યમાત્રનો ધર્મ છે કે, દુઃખી મનુષ્યને પોતાથી બનતી મદદ અવશ્ય કરવી જ જોઇએ. એ પ્રમાણે મેં પણ મારાથી બનતું કર્યું છે. પણ હવે એ સર્વ વાતોને કોરાણે મૂકી મારી સાથે

ચાલો. સમય ઘણો જ વીતી ગયો છે. લો મારા આ અશ્વપર સ્વાર થઇને મારી સાથે રાજધાની તરફ ચાલો. હવે વિના કારણ સમય નષ્ટ ન કરો. કારણ કે, આ જંગલ ઘણું જ બિહામણું છે, અને વળી ચોર લૂટારાઓનો પણ હમેશાં ભય રહ્યા કરે છે. માટે આવી સ્થિતિમાં તો અહીંથી જેમ બને તેમ સત્વર નીકળી જવું જોઇએ."

કન્દર્પકાન્તાએ કહ્યું:—"બહુ સારૂં, ત્યારે ચાલો હવે હું પણ તૈયાર જ છું." આમ કહીને કન્દર્પકાન્તા ચંદ્રસેનના અશ્વ પીઠપર સ્વાર થઈ તથા ચંદ્રસેન પણ તેની પાછળ બેસી ગયો. બન્ને જણાં એકજ અશ્વપર સ્વાર થઇને રાજધાની ભણી જવામાટે તે જંગલમાંથી રવાના થયાં.

હજી તેઓ થોડેક દૂર તો નહિ ગયાં હોય, એવામાં ચંદ્રસેનને ચકરી આવવા લાગી તથા અશ્વપર તે લથડીયાં ખાવાં લાગ્યો. કન્દર્પકન્તા પોતાના શરીરને સંભાળીને અશ્વપરથી ઉતરી પડી તથા ચંદ્રસેનને એક મજબુત દોરડાંવડે તેણે મુસ્કેટાટ કરી લીધો. ત્યાર પછી તે તેજ અશ્વપર સ્વાર થઇને વાયુ વેગે બીજી બાજૂએ ચાલી નીકળી. થોડીવારમાં તે ઘટાદાર વૃક્ષોના ઓથમાં છૂપાઇ ગઈ.



× કન્દર્પકાન્તાની વેણીમાં બેહોશીનાં બનાવટી ફૂલ ગુંથેલાં હતાં, પરંતુ તે એક ઔષધના યોગે બેભાન ન થઇ.

# પ્રકરણ ૧૮ મું

## સભામાં સવાર

જામે ગદાઇ હાથમેં લે હમ શામ સવેરે ફિરતે હૈં;
શમ્સો યે દોનો સીપાઇ હુકમકે ફેરે ફિરતે હૈં;
ચેન્દ હ્યુંચ ગે અખતર સારે માલજખીં;
ખોલું પ્રલન પોથી અપની કબ દિન મેરે ફિરતે હૈં;
પંડિત પુછો ફાલ દિખાઓ પતર વાંચો ક્યાં હાંસીલ;
જબ દિન મેરે હોં અરગીસ્તા કિસકે ફેરે ફિરતે હૈં;
જોગ લીયા આશકકા હમને દેખ લટક ઉન જુલ્ફુંકી;
ગલ્યું ગલ્યું હમ તો પ્યારે બાલ બીખેર ફિરતે હૈં.

રાજા નરેન્દ્રસિંહ પોતાના સભાસદનના મધ્ય ભાગમાં આવેલા એક સુવર્ણ જડિત સિંહાસન પર વિરાજેલો હતો. તેની આકૃતિ તથા મુખપરના હાવભાવપરથી સ્પષ્ટ માલૂમ પડી આવતું હતું કે, એ અત્યારે કોઇપણ પ્રકારની ગહનચિંતાના સમુદ્રમાં ડૂબેલો હતો. તેની ડાબી બાજૂએ મંત્રી, સેનાપતિ તથા અન્યાન્ય સભ્યજનો બેઠેલા હતા અને જમણી બાજૂએ રાજ્યના બીજા સામાન્ય કર્મચારીઓ ઉપસ્થિત હતા. આ સર્વ સભામંડળ અત્યારે શાન્તભાવ ધારણ કરીને બેઠું હતું. કોઇ પણ મનુષ્યના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકતો નહોતો. સર્વત્ર નિઃસ્તબ્ધતાની છાયા છવાઇ ગઇ હતી. કોઈ પણ વ્યક્તિથી બોલવાનું સાહસ થઈ શકતું નહોતું.

આ સમયે મુખપર એક બુકાની બાંધેલો તથા મસ્તકથી પગ સુધી એક કાળાં વસ્ત્રથી ઢંકાયલો, હાથમાં ખુલ્લી તલ્વાર ધારણ કરેલો અને બીજા હાથમાં એક પત્રને ધારણ કરેલો ઘોડેસ્વાર પોતાના ઘોડાને નચાવતો કુદાવતો સભાસદનના દ્વારપાસે એધડક ચાલ્યો આવ્યો અને નરેન્દ્રસિંહ સમક્ષ પોતાના હાથમાંનો પત્ર ફેંકી પુનઃ પોતાના અશ્વને દોડાવતો એકદમ ત્વરાપૂર્વક ત્યાંથી ન્હાસી છુટયો. આ સમયે નરેન્દ્રના સૈનિકો તેને પકડવાની વાર્ત્તા તો દૂર રહી, પરંતુ તેને કાંઇ પણ પૂછવાનું સાહસ પણ કરી શકાયું નહિ કે એ પત્ર કોનો છે અને કોને આપવા માટે તે અહીં આવ્યો છે ?

નરેન્દ્રસિંહે એક સૈનિક દ્વારા તે પત્રને પોતાના હાથમાં લઇને વાંચવા માંડયો. તેમાં લખ્યું હતું.

" આંખોના અંધા, ગમાર અને વિચારહીન બુભુક્ષિત રાજા !

હજી પણ સુઝતું નથી ? તારી નિદ્રા હજી સુધી ઉડતી નથી ? તારા શિરપર પગ મૂકીને હું એકવાર તારી દુર્દશા કરી આવ્યો છું, જેને તું તારી જીંદગી સુધી વિસરી શકે તેમ નથી. બીજીવાર તારા પુત્રને પણ મેં કેદ કર્યો છે અને જો આ ત્રીજીવાર તારા હજારો હથિયારબંધ સિપાહીઓને તુચ્છ ગણીને આ પત્ર આપી જાઉં છું. બસ, જો હવે તું બરાબર નહિ સમજે તો તને અને તારા આખા રાજ્યને માટીમાં મેળવી દઇશ. તુચ્છ પામર ભીખારી ગુલામ ! જો તને તારા જીવનની, તારા કુટુંબના રક્ષણની અને રાજ્યના રક્ષણની જરા પણ ઇચ્છા હોય તો સત્વર આ પત્ર પ્રમાણે વર્ત્તવાની સલાહ કરી લેજે, નહિ તો વિના કારણ આ ધરાના પટપરથી તારી હયાતી નાબૂદ થશે."

તેજ તારો પ્રબલ વિરોધી, **જુલ્મી જોરાવરસિંહ."**

આ પત્ર સાંભળતાંની સાથે જ સર્વ સભાસદો સ્તબ્ધ થઇ ગયા. સર્વની આંખો આગળ તે પત્ર વાહક સવારની મૂર્ત્તિ ભયાનક ભાવથી નાચવા લાગી, સર્વનાં મુખ સુકાઈ ગયાં. નરેન્દ્રસિંહનો રંગ પણ બદલાઈ ગયો. તેનું હૃદય ધબકવા લાગ્યું. પત્રમાં લખેલો એક એક શબ્દ તેના હૃદયપર શલ્યનો આઘાત કરવા લાગ્યો. તેનું મન મુંઝાઇ ગયું અને જીવનને રક્ષવાના વિચારમાં તે મશગુલ બની ગયો.

નરેન્દ્રસિંહે કેટલીકવાર સુધી વિચાર કર્યા પછી કહ્યું કે:— " મારા બ્હાલા સભાસદો અને સૈનિકો ! તમે લોકો એ પાપાત્મા જોરાવરથી જરા પણ ભયભીત ન થતાં. હું તે દુષ્ટને તેની દુષ્ટતાનું ફળ બરાબર રીતે ચખાડી આપીશ. મારી સાથે આવી રીતે દગાની બાજી ખેલનારને હું પૃથ્વીમાંથી થોડાજ સમયમાં નષ્ટ કરીશ. તે નીચને તેની ધૂર્ત્તતા અથવા ઐયારીનું ફળ અવશ્ય ચખાડી આપીશ."

આ સમયે જગમોહન નામક એક પુરુષ બોલી ઉઠયો:—" જો મહારાજની આજ્ઞા હોય તો હું એ દુષ્ટને હમણાં ને હમણાંજ પકડીને આપની સમક્ષ હાજર કરી દઉં. મેં એ તે શું, પરંતુ એનાથી પણ ઘણીજ બુદ્ધિ ધરાવનારા અનેક ઐયારોને ધૂળ ચાટતા કરી દીધા છે. હું એ પાપીને એક પળમાત્રમાં પકડી લાવીશ. મને એનો લેશ માત્ર પણ ભય નથી. "

રાજા નરેન્દ્રસિંહે કહ્યું:—" આવા કામમાં મારા કહેવાની અથવા તો મારી આજ્ઞાની શી આવશ્યકતા છે ? આવું કાર્ય કરવાથી કેવળ રાજાનું જ નહિ, પરંતુ સમસ્ત પ્રજાજનોનું કલ્યાણ થઇ શકે તેમ છે. ચોર અથવા લૂટારાને નષ્ટ કરવાથી મહા પુણ્ય થાય છે. અનેક મનુષ્યોના આશીર્વાદ પણ મળી શકે છે. તથાપિ તમારો ઉત્સાહ વધારવા માટે હું તમને તમારૂં કાર્ય પૂર્ણ થયે એક હજાર રૂપિયા

ઇનામ આપવાની ઇચ્છા ધરાવું છું. જો તમે આ કાર્યમાં સફળતા મેળવશો તો એ ઇનામ ઉપરાંત પણ તમને બીજી એક સારી પદવી આપવાની મારી ઇચ્છા છે, જાઓ ઘણીજ ખુશીની સાથે એ કાર્યમાં પ્રવૃત્ત થાઓ. પણ હા. એ પહેલાં હું તમને જે બે ચાર બોધવચનો કહું તે સાંભળતા જાઓ. જુલ્મી જોરાવર મહા ધૂર્ત અને પ્રપંચી છે, તે પાપાત્મા સહજમાં પકડાય તેવો નથી. વળી હાથમાં આવેલા દુશ્મનપર તે જરા પણ દયા દર્શાવતો નથી. હમેશાં તે પોતાની તલ્વારને ખુલ્લી જ રાખે છે અને તેનાથી હજારો મનુષ્યોની જાન લે છે. માટે તમે તેનાથી ખૂબ ચેતીને ચાલજો. ગફલતમાં પડશો નહિ. જો જરાય ગફલત કરશો તો તે દુષ્ટના હાથથી માર્યા જશો. તે કાવત્રાંબાજ તમને જીવતા છોડશે નહિ. માટે ખૂબ સાવચેતી રાખજો. પ્રપંચીની સાથે લડવાનું છે માટે તમે પણ તમારા પ્રપંચના હથિયારના ઉપયોગ કરવામાં પાછા પડશો નહિ. બસ, હવે હું એ વિષયમાં તમને વધારે કાંઇ પણ કહેવા ઇચ્છિતો નથી. કાર્ય પૂર્ણ કરી સત્વર મને આવી મળો, તમારા કાર્યમાં વિજયી થશો તો તમે મારા સેનાપતિના પદને પણ સહજમાં પ્રાપ્ત કરી શકશો, એ વાર્તાનું વિસ્મરણ કરશો નહિ. સબળ આશાને હૃદયમાં ધારીને કાર્યના માર્ગમાં અવતીર્ણ થશો તો તમે અવશ્ય વિજયી થઇ શકશો એમાં લેશ માત્ર પણ સંદેહ રાખશો નહિ. મને આશા છે કે તમે અવશ્ય વિજયી થશો જ."

આ પ્રમાણે આજ્ઞા મળ્યા પછી સભા વિસર્જન થઇ ગઇ. બીજે દિવસે સહવારે યોગ્ય સમય થતાં મહારજા નરેન્દ્રસિંહ તથા સર્વ સભાસદો સભાસ્થાનમાં હાજર થયા. એવામાં જગમોહનસિંહ ઐયાર પણ ઐયારીના સર્વ સામાનથી સજ્જિત થઇને ત્યાં આવી પહોંચ્યો અને મહારાજાને પ્રણામ કરી યથાસ્થાને બેસી ગયો. પ્રથમની પેઠે

શાન્તિ છવાઇ ગઇ હતી એવામાં અચાનક કોઇ પુરુષના મુખમાંથી નીચે લખ્યા પ્રમાણેનાં વિલાપસૂચક વચનો સંભળાયાં:—

"હાય—હાય ! હવે હું શું કરૂં ? મહારાજને શું કહું ? મારૂં તો સર્વસ્વ લૂટાઈ ગયું ! હાય ! પરમાત્મા તારો સત્યાનાશ કરે ! ભગવાન તને બાળીને ભસ્મ કરે ? મારા ઘરમાં ખાવાનું એક વાસણ પણ ન રહેવા દીધું ?"

આ પ્રમાણે બોલતો બોલતો એક પુરુષ સભાસદનમાં આવી લાગ્યો. તે પુરુષે ફાટયું તૂટયું અંગરખું પહેર્યું હતું તથા ખાદીના જેવી જાડી ધોતીથી પોતાના શરીરને ઢાંકી લીધું હતું. તેનું માથું તદ્દન ઉઘાડું હતું અને પગ પણ ઉઘાડા જ હતા. તે એક હાથથી માથું પીટતો તથા પોકાર કરતો રાજા નરેન્દ્રસિંહની સમીપમાં આવી લાગ્યો અને તેના ચરણોમાં ઢળી પડીને બોલ્યો:—

" સરકાર નામદારનો જય થાઓ. પ્રભુ ! હું તો વિના મોતે માર્યો ગયો. મારૂં સર્વસ્વ લૂટાઇ ગયું ! હાય ! હૃદય ! ! હું તો કશાય કામનો ન રહ્યો ! મારાં ઘરબારનું તેજ નષ્ટ થઇ ગયું !"

આ સાંભળી નરેન્દ્રસિંહે પૂછ્યું:—" અરે ! તું શું કહેવા માગે છે ? જે કાંઇ કહેવું હોય તે સ્પષ્ટ કહે. આમ લોચા શું વાળે છે ? વિના કારણ બરાડા પાડીને સભામાં ખળભળાટ શા માટે મચાવે છે ?"

તે પુરુષે કહ્યું:—" મહારાજ ! હું શું કહું ? ( હાંફતો હાંફતો ) હમણાં જ હું સરકારી બગીચામાં ક્યારડાઓમાં પાણી સીંચી રહ્યો હતો, એવામાં ત્રણ લાલ સવારો લાલ કપડાં પહેરી મુખપર લાલ કપડાંની બુકાની બાંધી ઘોડા કૂદાવતા કૂદાવતા બગીચામાં આવી પહોંચ્યા. ત્યાર પછી બગીચાની દીવાલ પાસેના વૃક્ષો સાથે ઘોડાઓને બાંધીને મારી પાસે આવ્યા અને પોતાની મરજીમાં આવે તેમ બગી-

ચાનાં વૃક્ષોનાં ફળ તોડી તોડીને ખાવા લાગ્યા તથા મોટાં મોટાં ગાંસડા બાંધીને તેમણે સઘળાં ફળ ફૂલને તોડી લીધાં. તે ઉપરાંત જતી વેળાયે તેમણે મને એવી એવી વાતો કરી કે જે મારાથી આપને કોઇ પણ રીતે કહી શકાય તેમ નથી. (જરાવાર થોભીને) જ્યારે મેં આપને માટે એવા નિંદાવાળાં વચનો બોલવાની મના કરી ત્યારે તેઓ મને ખૂબ મારવા લાગ્યા, તેમણે મારી મારીને મને છેક અધમુઓ કરી નાખ્યો. જૂઓ, હજૂર! મારી પીઠ ફાડી નાખી છે અને હજી પણ તેમાંથી લોહીની નીકો વહી રહી છે, મારૂં આખું શરીર ખોખરૂં કરી નાખ્યું છે."

નરેન્દ્રે કહ્યું:—"જગમોહન! તમે જલ્દી આ માળીની સાથે બગીચામાં જાઓ અને તે દુષ્ટોને પકડી લો. જો તમને વધારે માણસોની જરૂર હોય તો સાથે કેટલાક સૈનિકોને પણ લેતા જાઓ. વિલંબ ન કરો. તે શયતાનો તમારા હાથમાંથી છટકી ન જાય, એની ખૂબ સાવચેતી રાખજો.

જગમોહને ઉત્સાહપૂર્વક કહ્યું:—"સૈનિકોની શી જરૂર છે? હું એકલો જ બસ છું. તે દુરાત્માઓને પહોંચીવળું તેમ છું, મને કશી પણ આવશ્યકતા નથી.

નરેન્દ્રે કહ્યું:—"કેમ, એમાં શું નુકસાન છે? થોડાક સૈનિકોને તો સાથે લઇજ જાઓ."

જગમોહને કહ્યું:—"ના મને સૈન્યની કશી પણ આવશ્યકતા નથી. આ વીરનર જગમોહનને દુનિયાના કોઇ પણ પુરુષનો ભય નથી. મારી ઐયારી પાસે કોઇનું પણ જોર ચાલી શકે તેમ નથી."

આ સાંભળીને મંત્રીએ કહ્યું:—"જગમોહન, આવું નિરર્થક અભિમાન ન કરો. હજી થોડા દિવસ પહેલાં જ તે તમારી દુર્દશા કરી

ગયો છે, છતાં આવો ગર્વ શા માટે કરો છો ? જોરાવર કાંઇ કાચો-પોચો માણસ નથી. જ્યારે તેણે તમને પોતાના સપાટામાં ફસાવ્યા હતા, ત્યારે તમારી બધી ચાલાકી ક્યાં ઊંઘી ગઇ હતી ? અમારી સર્વની માન્યતા પ્રમાણે તો સૈનિકોની સહાયતા વિના તમે તેના પંજામાં અવશ્ય સપડાઇ જશો, એવો ભય રહ્યા કરે છે. પ્રથમથી સાવચેતી રાખવી એ ડાહ્યા માણસની ફરજ છે. માટે રાજાસાહેબની આજ્ઞા પ્રમાણે કેટલાક સૈનિકોને તમારી સાથે લઇ જાઓ."

જગમોહને કહ્યું:—"જે સમયે હું તેની જાળમાં ફસાયો, તે સમયે મારૂં મન ઠેકાણે નહોતું. તેણે મારી સાથે દગાની બાજી ખેલી હતી અને તેથી જ હું છેતરાયો હતો, પણ હવે તે બચ્ચો મને છેતરી શકવાનો નથી. મારા હાથમાંથી છટકીને બીજે ક્યાંય પણ જઈ શકે તેમ નથી. હું તેને દુનિયાના ખૂણામાંથી પણ શોધી કાઢીશ અને તે સાથે તેના દુષ્કર્મનું ફળ પણ ચખાડી આપીશ."

મંત્રીએ કહ્યું:—"વારૂ ત્યારે જાઓ, ઘણી જ ખુશીની સાથે રવાના થઓ અને તમારી કુશળતા બતાવી આપો. પણ જો જો કે વખતે તમારો જીવ જોખમમાં ન આવી પડે તેની ખાસ સંભાળ રાખજો."

જગમોહન તથા માળી ઉભય તરત જ સભામાંથી બહાર નીકળ્યા. થોડીવાર પછી તેઓ બગીચામાં જઇ પહોંચ્યા. ત્યાર પછી માળી આગળ આગળ ચાલવા લાગ્યો અને જગમોહન પણ તેની પાછળ જ ચાલતો થયો. કેટલીક વાર સુધી આમતેમ ભટક્યા પણ તેઓ એક પ્રથમથી બિછાવી રાખેલાં કાંબલાપર બેસી ગયા અને શત્રુઓની તપાસ કરવાના વિચારો કરવા લાગ્યા.

પ્રથમ જગમોહને પૂછ્યું કે:—"કેમ, તે દુષ્ટો ક્યાં ગયા, આટલામાં તો ક્યાંય પણ દેખાતા નથી."

માળીએ જવાબ આપ્યો:—"હું ધારૂં છું કે, તમારૂં નામ સાંભળતાંની સાથે જ તેઓ ન્હાસી ગયા હશે."

જગમોહન ખૂબ હસીને બોલ્યો:—"વાહ રે ? મૃગ્વરના બચ્ચાઓની બહાદુરીની તો હદ જ નથી ?"

એવામાં જગમોહનની નજર એકાએક એક તૂમડાંપર પડી, તે તૂંબડું અંદરથી બોખરૂં હતું અને તેમાં કોઈ એક પ્રકારનો રસ ભરી રાખવામાં આવ્યો હતો.

જગમોહને જરા હકૂમત ચલાવીને પૂછ્યું:—"કેમરે માળી ? આ તૂમ્બડામાં શાનો રસ ભર્યો છે વારૂ ?"

માલીએ કહ્યું:—"સરકાર ! એમાં તો કશું પણ નથી." આમ કહી તે હાથ જોડી ડરતો ડરતો ઉભો રહ્યો.

જગમોહને દબાવીને પૂછ્યું:—અરે ! હું મારી નજરોનજર જોઇ રહ્યો છું. છતાં પણ તું એમ કહે છે કે એમાં કશું પણ નથી, તો એનું કારણ શું છે ? મારી પાસે જૂઠું બોલી તું મને છેતરવા માગે છે ? ના, એમ તારા જેવા એક ભામટા માળીથી કદાપિ બની શકશે નહિ. જે કાંઇ સત્ય હોય તે સર્વ સત્વર કહી દે નહિ તો વિના મોતે માર્યો જશે."

માલીએ કહ્યું:—"જો આપ મારા પર કૃપા કરી મને માફી આપો તો હું આપને સઘળી વાત કહી સંભળાવું."

જગમોહને વચ્ચમાંજ કહ્યું:—"વારૂ, હું તને માફ કરૂં છું. કહે એમાં શાનો રસ ભર્યો છે વારૂ ?"

માળીએ જવાબ આપ્યો:—"થોડા દિવસ થયાં હું આ તુંબડાં અંગુરનો રસ નીચોવું છું. આજે તે પૂરૂં ભરાઇ ગયું છે. સરકાર !

આ રસ પીવાથી શરીરનો થાક ઉતરી જાય છે અને નવું ચેતન આવે છે. આ રસ કોઇ પ્રકારે નુકસાનકારક નથી. શરીરમાં લોહી વધારે છે અને તાકાત પણ આપે છે."

જગમોહને કહ્યું:—"બસ બસ! તું ચોર છે! તેં ચોરી કરી છે. હવે તું જોઇ લે જે કે હું તને કેવી સજા કરાવું છું. રાજ્યના બગીચાનાં ફળોનો આવો દુરુપયોગ કરે છે? રાજાની આંખમાં ધૂળ નાખીને આવા ગોરખધંધા કરે છે? શું તને આમ ચોરી કરતાં કોઇનો ભય પણ નથી લાગતો?"

માળીએ ગદ્ ગદ્ કંઠથી કહ્યું:—"મેં તો આપ નામદારને માટેજ આ રસ તૈયાર કરી રાખ્યો હતો." આમ કહી તેના હાથમાં રસનું પાત્ર આપી તે માળી પુનઃ કરુણતા ભરેલા અવાજથી કહેવા લાગ્યો કે:—"લ્યો, સાહેબ! થોડાક તો પીઓ! જરા એની મજા તો જૂઓ. ઘણોજ લ્હેજતદાર પદાર્થ છે."

આમ કહી માળીએ એક ગ્લાસ લઇને તેમાં અંગુરની મદિરા રેડી તથા ગ્લાસને છલોછલ ભરી જગમોહનના હાથમાં આપ્યો. જગમોહનસિંહ એ હરામનો માલ ગટગટાવી ગયો. પરંતુ તેના યોગે તેના શરીરમાં કશી પણ અસર થઈ નહિ. એ જોઇને માળીએ બીજો ગ્લાસ ભરી જગમોહનને આપ્યો. જગમોહને કશો પણ વિચાર કર્યા કારવ્યા વિના તે ગ્લાસની મદવાળી મદિરાને પોતાના ઉદરમાં પધરાવી દીધી. મદિરાનું પાન કરવામાં જગમોહન એક્કો હતો. કોઈ કોઇ વેળાએ તો તે એટલી બધી સુરા પીતો કે જેની હદજ રાખતો નહિ. મદિરાપાનના અતિરેકથી તેનો સ્વભાવ પણ અત્યંત ઉગ્ર બની ગયો હતો. જે દિવસે તેને કોઈ મદિરા દેવીના મનોહર મંદિરમાં લઈ જનાર મિત્ર મળતો તે દિવસે તેના આનંદનો અવધિજ રહેતો નહિ. મદિરા વિના

તેને એક દિવસ પણ ચાલી શકતું નહિ. તેથી આજે ઉપરા ઉપરી બે ગ્લાસ મળવાથી તે અકરાંતીયો થઇને પી ગયો. તેણે વધુ મદિરા પીવાની ઇચ્છા દર્શાવી પરંતુ તેના દુર્ભાગ્યયોગે મદિરાદેવી તુંબડાનો ત્યાગ કરીને તેના ઉદરમાં વસેલાં હોવાથી તેની તે ઇચ્છા તૃપ્ત થઇ શકી નહિ.

પરંતુ એ મદિરાપાનના યોગે એક નવીન ઘટના ઉપસ્થિત થઈ. મદિરા પીતાં પીતાં તેજવાન લથડીયાં લેવા લાગ્યો. હજી તે ગ્લાસને જમીનપર મૂકી શક્યો પણ નહોતો એવામાં તો તે હાથ પગ ફેલાવીને પૃથ્વીપર આમ તેમ આળોટવા લાગ્યો. એ જોઇને પેલા માળીએ વિચિત્ર ચરિત્ર કર્યું. તે તરતજ પાસેની એક ઝુપડીમાંથી પોતાની આકૃતિવાળો જ બીજો એક પુરૂષને લઇ આવ્યો અને પોતાનાં કપડાં ઉતારીને તેને પહેરાવી દીધાં. ત્યાર પછી જગમોહનની ગાંસડી બાંધીને તે એક ઘટાદાર ઝાડીમાં ચાલ્યો આવ્યો. ત્યાં એક અતિ વિચિત્ર ઘટના ઉપસ્થિત થઇ. તે ઝાડીમાં તેણે પોતાનાં વસ્ત્ર તથા અશ્વને છૂપાવ્યો હતો તે સૈનિકનો પોશાક ધારણ કરી અશ્વની પીઠપર સ્વાર થઇ, જગમોહનની ગાંસડી લઈ ત્યાંથી ચાલતો થયો અને અલ્પ સમયમાંજ બગીચાની પાછળની દીવાલ કૂદીને ચાલ્યો ગયો.



# પ્રકરણ ૧૯ મું

## માયાવિની વૃદ્ધા

જેને રામ રાખે રે, તેને કોણ મારી શકે;
અવર નહિ દેખું રે, બીજો કોઇ પ્રભુ પેખે.
ચાહે અમીરને ભીખ મગાવે, ને રંકને કરે રે રાય;
સ્થળને સ્થાનકે જળ ચલાવે, જળ સ્થાનક જળ થાય.
તરણાનો તો મેરૂ રે, મેરૂનું તરણું કરી દાખવે;
નીભાડાથી બળતાં રાખ્યાં, મંઝારીનાં બાળ;
ટિટોડીના ઇંડાં ઉગાર્યા, એવા છો રાજ રખવાળ;
અંત વેળા આવો રે, પ્રભુ તમે તેની નકે.

ધીરો

એક વૃદ્ધા હતી અને તે વયમાં લગભગ સીત્તેર વર્ષની હોય એવું અનુમાન કરી શકાતું હતું. તેના સર્વ અંગોમાં કરચલીઓ પડી હતી, મુખમાં એક પણ દાંત રહ્યો નહોતો. તેણે મેલી તથા ફાટી તૂટી એક અતિ પુરાણી ધોતી પહેરી હતી. અત્યારે તે પોતાના મસ્તકપર લાકડાંનો ભારો લઇ લાકડાના ટેકણના આધારે ધીરે ધીરે ચાલી આવતી હતી. દિવસના નવ દશ વાગવાનો શુમાર થયેલો હોવાથી સૂર્યનો તાપ પણ સારી રીતે પડી રહ્યો હતો અને એ તાપના યોગે તે ગભરાઈ ગઇ હતી. તેના પગ ધારવા પ્રમાણે સજ્જી શકાતા

નહોતા. તે હમણાં પડે અથવા થોડી વાર પછી પડે એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું. ચાલતાં ચાલતાં તે છેવટે એક નિર્જન વનના એક સપાટ ભાગમાં ગબડી પડી અને હાંફતી હાંફતી જોરપૂર્વક નિઃસાસા નાખવા લાગી. તેની આંખોમાં આંસૂ ઉભરાઇ આવ્યાં અને છેવટે બેહોશ પણ થઈ ગઇ.

આ સમયે સ્હામેની ઝાડીમાંથી બે સવારો હાથમાં ખુલ્લી તલ્વાર લઇ, શિરથી પગ સુધી કાળાં વસ્ત્રથી ઢંકાઈ, મુખપર બુકાની બાંધી તે સ્થળે આવી પહોંચ્યાં.

એક સવારે તે વૃદ્ધા તરફ બરાબર દૃષ્ટિપાત કરીને કહ્યું:—"લલિતા, જો આ કોઈ દુઃખની મારી બિચારી ગરીબડી ડોશી જણાય છે. અત્યારે તે બેભાન થઇને પૃથ્વીપર ગબડી પડી છે."

લલિતાએ કહ્યું:—"અરે દેવદત્ત! આપ આવી નકામી વાતોના જ વિચાર કર્યા કરો છો. એ ડોસીના દુઃખની સાથે આપણો શો સંબંધ છે? સંસારમાં સેંકડો મનુષ્યો સુખી છે અને હજારો મનુષ્યો દુઃખી છે, એમની અવસ્થાનો વિચાર કરવાથી શો લાભ થાય તેમ છે. આપણે બહુ બહુ તો પાંચ પંદર માણસોને દુઃખમાંથી મુક્ત કરાવી શકીએ તેમ છીએ, પરંતુ સકળ સંસારના મનુષ્યોના દુઃખનું નિવારણ કરવાની શક્તિ આપણામાં નથી. પરમાત્મા વિના બીજા કાઇથી સંસારિયોના દુઃખ ટાળી શકાય તેમ નથી માટે એવી નિરર્થક ચિંતા ન કરવી એજ વધારે લાભદાયક છે. ચાલો, આપણા કાર્ય માટે રવાના થઇએ. અત્યારે સમય ગાળવાથી આપણા કાર્યમાં હાનિ થવાનો સંભવ છે. પારકી પીડા શિરપર વ્હોરવાની કશી પણ આવશ્યકતા નથી."

દેવીદત્તે કહ્યું:—" લલિતા, તારાં આ વચનો સાંભળીને મને અફસોસ થાય છે. માનવહૃદયમાં જે સહાનુભૂતિ તથા અનુકંપા હોવી જોઇએ તેનાથી તું સર્વથા વંચિત છે. આવી નિષ્ઠુરતા દર્શાવવી એ મનુષ્યધર્મથી વિરુદ્ધ છે. અબળાઓનાં અંતર કોમળ હોય છે, છતાં તું આવાં વચનો બોલે છે એથી મને એક પ્રકારનો અસંતોષ થાય છે. હું તો આ દુઃખીયારી ડોસીની અવસ્થાનું અવલોકન અવશ્ય કરીશ જ."

લલિતાએ લાચારીથી કહ્યું—" ત્યારે જેવી આપની ઇચ્છા, મને એમાં કશો પણ વાંધો નથી."

લલિતા તથા પંડિત દેવીદત્ત તે વૃદ્ધા પાસે જઇને તેને જગાડવાની કોશિશ કરવા લાગ્યાં. ઘણીવાર સુધી પ્રયત્ન કરવા છતાં જ્યારે તે જાગી જ નહિ, ત્યારે દેવીદત્તે પોતાની પાસેથી એક ડબ્બી કાઢી અને તેમાંથી થોડુંક ઔષધ લઇને તેને સુંઘાડયું. દવા સુંઘતાંની સાથે જ તે જોરથી છીંક ખાઇ બેઠી.

વૃદ્ધાએ અચકાતાં અચકાતાં કહ્યું:—" બચ્ચા, તું દીર્ઘાયુથા! ભગવાન તારું ભલું કરો. તેં મારી ગરીબની સેવા કરી છે, એ બદલ પરમાત્મા તને સુખી કરશે. દરિદ્રની સેવા કરવી એ જ મનુષ્યનું મનુષ્યત્વ છે."

દેવીદત્તે કહ્યું:—" શું ત્યારે તમે તદ્દન નિરાધાર છો ? તમારું પોષણ કરે તેવું કોઇ નથી ?"

વૃદ્ધાએ રડીને જવાબ આપ્યો:—" બેટા ! હું અભાગિની છું. આ દુનિયામાં મારું કોઇ પણ રહ્યું નથી. મારે એક પુત્ર હતો તે પણ વીસ વર્ષની ઉમ્મરે આ દુનિયામાંથી ચાલ્યો ગયો છે." આમ કહી તે જોરથી રડતી રડતી કહેવા લાગી:—" હાય ! તેમ છતાં પણ હું

દુઃખીયારી જીવતી રહી છું. હવે મારો સંસાર ખારો થઇ ગયો છે. પુત્રના વિયોગે મારા કાળજાને છેદી નાખ્યું છે. મને આ દુનિયાના કોઇ પણ પદાર્થપર રૂચિ નથી. મહામુશીબતથી પેટે પાટા બાંધી મહેનત મજુરી કરી અત્યારે હું મારૂં ગુજરાન ચલાવું છું."

આમ કહીને તે વૃદ્ધા ફૂટીફૂટીને રડવા લાગી તથા તે સાથે છાતી પીટવા લાગી.

દેવીદત્તે કહ્યું:—"માતા, એ આપણા કાબૂની વાત નથી. ભગવાનના હાથમાં સર્વ સંસારનું સૂત્ર છે. ઘડીમાં તે રંકને રાજા કરે છે અને રાજાને રસ્તાનો રઝળતો ભીખારી પણ બનાવી દે છે. તેના કર્મનો મર્મ જાણવાની આપણા ક્ષુદ્ર માનવોમાં કશી શક્તિજ નથી. આપણે સર્વ અજ્ઞાન છીએ અને આપણી અજ્ઞાનતાના યોગેજ આપણને દુનિયાની ઠોકરો ખાવી પડે છે. સુખની લાલસામાં પડવાથી શક્તિનો ક્ષય થાય છે અને મનુષ્ય નિર્બળ થઇ જાય છે. માટે આવો વિલાપ કરવાનું છોડીને પરિબ્રહ્મના ધ્યાનમાં નિમગ્ન થાઓ. સંસારની અસારતાનો વિચાર કરી આવતા જન્મથી વંચિત થઇ મોક્ષનું સાધન મેળવવા માટે દૃઢ ભક્તિ કરો. સંયમી થઇને હૃદયના શુષ્ક વિચારોને ત્યાગો. અજ્ઞાનાંધકારમાં પડી દુઃખનાં રોદણાં રડવાથી કશો પણ સાર મળી શકતો નથી. તમે વૃદ્ધ છો, વળી દુનિયાદારીનાં અનુભવી છો, એટલે તમને અધિક ઉપદેશ આપવાની કશી પણ જરૂર જણાતી નથી."

વૃદ્ધાએ કહ્યું:—"મનને ધીરજ આપવાના ઘણા ઘણા યત્નો કરૂં છું. પરંતુ તે તો ઉલટી મારાથી હજારો કોસ દૂર ન્હાસે છે. કોઈ પણ ઉપાયે મારૂં ચંચળ મન શાન્ત થઇ શકતું નથી."

દેવીદત્તે આતુરતાને આધીન થઇને પૂછ્યું:—"તમે ક્યાંના નિવાસી છો વારૂ?"

વૃદ્ધાએ જવાબ આપ્યો:—" ત્યારથી મારૂં ઘર કોઇ એક નિશ્ચિંત સ્થળે નથી. જ્યાં બેડી ત્યાં સવાર એ સૂત્રને સ્વીકારી લીધું છે. પરંતુ નામને માટે કેવળ સ્હામેના પહાડી પ્રદેશમાં મેં મારૂં નિવાસસ્થાન રાખ્યું છે. ત્યાં એક ઝૂંપડી છે, તેમાં હું રહું છું. ( જરાવાર થોભીને ) આટલાં દુઃખો વેઠવા છતાં પણ આ પાપી પેટ માનતું નથી. મોટે મળસકે ઊઠીને લાકડાં કાપી ભારો બાંધી આજૂબાજૂનાં શહેરોમાં વેચીને હું મારૂં ગુજરાન ચલાવું છું. હાય! આવી વૃદ્ધાવસ્થામાં મારી આ શી દુર્દશા થઇ ? ભગવન્! હવે તો આ દુઃખનો અંત આણો.

દેવીદત્તે કહ્યું:—" હવે તમે વ્યાકુળ ન થાઓ. અમે અમારાથી બનતી સેવા ઉઠાવીને તમને સુખી કરવાનો પ્રયત્ન કરીશું. આ સ્હામેની ઝાડીના ઝુંડમાં જ અમારૂં ઘર છે, એને હવેથી તમારૂં ઘર માની લો. ત્યાં તમને કોઇ પણ પ્રકારનો ક્લેશ થશે નહિ. તમે જગત્‌ની બધી જંજાળ ભૂલીને સુખેથી ભગવાનનું ભજન પણ કરી શકશો. બસ, હવે બધા શોકનો પરિત્યાગ કરીને તમે અમારી સાથે ચાલો."

વૃદ્ધાએ કહ્યું:—" તને કરોડોવાર ધન્યવાદ છે કે જેથી તને મારા પ્રતિ દયા આવી છે; મારૂં દુઃખ દેખીને તેં મને આશ્રય આપવાની ઉદારતા દર્શાવી છે. ધન્ય છે તારી બુદ્ધિને ? પરંતુ હું આજનો દિવસ કોઈ છાયાવાળી જગામાં વીતાડવા માગું છું. કારણકે, હમણાં મારામાં ચાલવાની શક્તિ રહી નથી. હું અહીંથી એક ડગલું પણ આગળ ચાલી શકું તેમ નથી. મને જો એવા કોઈ આરામવાળા સ્થાનમાં લઇ જવાની સહાયતા આપશો તો હું તમારા તે ઉપકારને જીંદગી સૂધી કદીપણ વિસરી શકીશ નહિ."

દેવીદત્તે કહ્યું:—"માતા, આજે એક દિવસ તો શું, પરંતુ આખી જીંદગી સુધી તમારી સેવા કરવામાં હું કદાપિ કુંઠિત થઇશ નહિ. દરિદ્ર નારાયણની સેવા કરવી એનેજ હું મારા માનવજન્મનો સાર માનું છું. ભગવાને મનુષ્યમાત્રને વસુંધરાના દીન સંતાનોની સેવા માટેજ આ અવનીપર મોકલી આપ્યાં છે, મને ઇશ્વરે આજે તમારી સેવા કરવાનો જે શુભ પ્રસંગ આપ્યો છે, એને પણ હું મારાં સદ્‌ભાગ્યજ માનું છું."

વૃદ્ધાએ કહ્યું:—"ધન્ય છે બેટા, તું સદા દીર્ઘાયુ થા! ને આટલાં વચનો કહ્યાં એટલે હું હવે એમજ માનું છું કે, તેં મારી સેવા બજાવીને તારા ધર્મનું યથાર્થરૂપે પાલન કરી બતાવ્યું. હાય! જો દુનિયાનાં દરેક માણસોમાં દુર્બળજનો પ્રતિ આવી દયા અને અનુકંપાની ભાવના વસતી હોત, તો આજે આ વિશ્વમાં જે સંતાપ, શોક, પરિતાપ અને નિરાશા આદિ સર્વ જોવામાં આવે છે, તેનું અસ્તિત્વ પણ નહોત. પરંતુ ઘણીજ દિલગીરીની વાત છે કે, એવાં મનુષ્યો વિરલજ હોય છે કે જેઓ પરહિત અથવા પરકલ્યાણને માટે પોતાના પ્રાણનું બલિદાન આપી શકે. સમસ્ત સંસાર સ્વાર્થાધીન છે. સ્વાર્થની સરિતામાં તણાઇને હજારો નરપિશાચો એવાં એવાં જાલિમ કામો કરે છે કે જેને જોઇને બિચારા કસાઇને પણ શર્માઇ જવું પડે છે. માતા અને પુત્રમાં પણ નિષ્કામ સ્નેહ જોવામાં આવતો નથી. પતિ તથા પત્ની પણ વિશુદ્ધ સ્નેહથી પરસ્પર અનુકંપા દર્શાવતા નથી. સર્વ સ્વાર્થના સૂત્રમાં બંધાઇને ઉપર ઉપરથી સ્નેહની લાગણી દર્શાવે છે, તારા જેવા પરહિતકારક નરો આ વિશ્વમાંથી ભાગ્યેજ મળી આવે છે. આજે તેં મને દુ:ખીને સુખી બનાવી છે. મારા હૃદયમાં ઘણા સમય થયાં પ્રકટેલા અનુતાપાગ્નિને આજે તેં આશ્વા-

સનરૂપ વારિથી શાન્ત કર્યો છે. ધન્ય છે ! આવા સ્વાર્થત્યાગી સંસારી-ઓને સહસ્રવાર ધન્ય છે. બેટા ! 'તારૂં કલ્યાણ થાઓ' એ આશીર્વાદ સિવાય હું અત્યારે તને બીજું કશું પણ આપવાને અસમર્થ છું. પરંતુ તેમ છતાં પણ મારા આ વિમળ આશીર્વાદના યોગે તારૂં આ વિશ્વમાં અવશ્ય કલ્યાણજ થશે અને જનસમાજમાં તારી સારી આબરૂ બંધાશે. બસ ભાઇ, આનાથી વિશેષ હું કાંઈ પણ કહી શકતી નથી."

દેવીદત્તે પૂછ્યું:—"માતા, તમારા મનમાં એવી શંકા તો નથી નથીને, કે તમારી સેવા કરવામાં અમને કોઇપણ જાતની તકલીફ ભોગવવી પડશે અથવા તો અમોને એના યોગે તમારા પ્રતિ ત્રાસ ઉપજશે."

વૃદ્ધાએ કહ્યું:—"જા ભાઇ. એનાં કેટલાંક કારણો છે. પ્રથમ તો મનુષ્યને સુખ કિંવા દુઃખ તેનાં પ્રારબ્ધ અનુસાર પ્રાપ્ત થાય છે. જો તે પ્રારબ્ધનું પરિવર્તન કરવાની કોઇપણ વ્યક્તિ ઇચ્છા ધરાવતી હોય તો તે સર્વથા વ્યર્થ છે. કારણકે, મનુષ્ય મનુષ્યનું દુઃખ નિવારવાને શક્તિમાન નથી. એ શક્તિ તો સર્વશક્તિમાન ઇશ્વરના હાથમાંજ છે. માટે મારા ભાગ્યમાં જે દુઃખ ભોગવવાનું લખ્યું છે, તેજ ભોગવવા દે. તારાથી મારૂં દુઃખ ટાળી શકાશે નહિ. કારણકે, તું મને સુખી કરવાના ગમે તેટલા પ્રયત્ન કરશે તોપણ મારા ભાગ્યની પડતીના યોગે કોઇ પણ ક્લેશ આવ્યા વિના રહેશે નહિ. બીજું કારણ એ છે કે, જ્યાં મનુષ્યનો નિવાસ હોય છે ત્યાં માયા અને મમતાનો પણ અતિરેક થયા વિના રહેતો નથી. પછીથી તે માયાનો ત્યાગ કરતાં મનુષ્યહૃદયને અત્યંત કષ્ટ થાય છે; અથવા તો તે પ્રબળ બંધન કોઇ રીતે તોડી શકાતું નથી. માયાના બંધનમાંથી મુક્ત થવા

માટે વિશ્વામિત્ર સમાન મહા પ્રતાપી મુનિને પણ હજારો વર્ષ સુધી તપશ્ચર્યા કરવી પડી હતી. તો પછી સામાન્ય-ક્ષુલ્લક મનુષ્યનું શું સામર્થ્ય કે, તે માયાના આવરણથી મુક્ત થઇને ઇશ્વરના અપાર મહિમાને જાણવાને શક્તિમાન થઇ શકે ? જો તમારે મને સહાયતા કરવી હોય તો મારે ઘેર આવીનેજ જે ઇચ્છામાં આવે તે કર્યા કરો. પરંતુ તમારી સાથે લઇ જવાનો આગ્રહ ન કરો. મારા ઘરના નિશાન તરીકે હું તમને પ્રથમથીજ કાંઇ વસ્તુ બતાવી આપવા માગું છું. જૂઓ સ્હામેની સમતલ ભૂમિમાં મારૂં ઘર આવેલું છે અને તેના દ્વાર પાસે એક પીંપળાનું વૃક્ષ છે તથા તે વૃક્ષપર એક લાલ ધ્વજા રાખવામાં આવી છે. ધ્વજા રાખવાનું કારણ કેવળ મારા ગૃહનો પરિચય મળે અને મારા સંબંધીઓ ઇચ્છાનુસાર મારી પાસે આવી શકે એજ છે. જો તને કોઇપણ સમયે ફુરસદ મળે તો મારી પાસે આવીને મારી સેવા ઉઠાવજે."

દેવીદત્તે કહ્યું:—"વારૂ, જેવી તમારી ઇચ્છા, એ વિષયમાં હું તમને કાંઇપણ વિશેષ આગ્રહ કરવા ઇચ્છતો નથી. તમારી ઇચ્છા વિરુદ્ધ વર્તીને તમને મારે ત્યાં લઇ જવા માગતો નથી, પરંતુ જો તમે કૃપા કરીને મારે ત્યાં રહેવાનું રાખ્યું હોત તો મને તમારી સેવા કરવાનો શુભ પ્રસંગ પ્રાપ્ત થાત તથા મારાથી કાંઇક પણ પરમાર્થ અથવા પુણ્યનું કાર્ય થઇ શકત. એવાં પારમાર્થિક કાર્યો કરવાની જિજ્ઞાસા પ્રત્યેક ધર્મચુસ્ત મનુષ્યના મનમાં સ્વાભાવિકજ ઉગી આવે છે, એ તો તમે જાણતાંજ હશો, માટે એ વિષયમાં હું વિશેષ વિવેચન કરવા ઇચ્છતો નથી. પણ જ્યારે તમારી ઇચ્છા તમારે ઘેરજ રહેવાની છે, ત્યારે હવે મારે ત્યાં આવ્યા વિના ચાલે તેમ નથી. હું ત્યાં આવીનેજ તમારી સેવા બજાવીશ. પરંતુ આજે મધ્યાન્હ થતાં

સુધી તમે જો મારે ત્યાં આવી જશો તો મારાપર એક મોટો ઉપકાર થયો ગણાશે. ”

વૃદ્ધાએ કહ્યું:—“ બેટા, હું તારી એ વાતનો સ્વીકાર કરૂં છું અને તારી સાથેજ આવું છું. ”

ત્યારપછી તે વૃદ્ધાનો હાથ પકડીને પંડિત દેવીદત્ત તથા તેની સહચરી લલિતા ત્યાંથી વિદાય થઇને સમીપમાંજ આવેલી એક ઝાડીના ઝુંડ તરફ ચાલતાં થયાં.

---

## પ્રકરણ ૨૦ મું

---

### ૧૦૦૦ નહિ ૫૦૦૦

---

આશા એ શબ્દ કેવો મધુર રૂચિર છે હર્ષ આનંદવાળો,
અંધારૂં ભેદ કેરૂં અરૂણ બની બધું આવતાં કહાડનાર;
ઉલ્લાસે ઉડતા છે સુખી હૃદય તણા પક્ષીનો એહ માળો,
આશા છે કલ્પવૃક્ષે કળી કુસુમ તણી કામ જે આપનાર.

ભાવો જે છે સહુ હૃદયના રૂપ આશા તણા તે;
સર્વે ઇચ્છે તરસ છીપવા ચિત્તમાં અંગમાં કે;
હર્ષો સાથે પરમ સુખની ‘ પ્રેમ ’ છે ઉષ્ણ આશા;
એ આશા જ્યાં સુખદ બનવા પીગળે તે ‘કૃપા’ ત્યાં.

રમણભાઇ

---

પોતાની સભામાં મહારાજ નરેન્દ્રસિંહ એક સુંદર સોનાના સિંહાસનપર વિરાજમાન હતો. તેના મસ્તકપર બહુ મૂલ્ય રત્નોથી જડેલો મનોહર મુકુટ શોભી રહ્યો હતો. કાનોમાંના મકરાકૃત કુંડળ મુખમંડળપર શોભાનું મંડળ છવરાવી રહ્યાં હતાં અને અમોલ ગોલ ગુલાબી કપોલોનું ચુંબન કરી રહ્યાં હતાં. અંગોપર કંકણુ, હાર, મુદ્રિકા આદિ આભૂપણો શોભા વિસ્તારી રહ્યાં હતાં. સભાસ્થાનમાં બીજા કેટલાક સભાસદો પણ હાજર હતા. નરેન્દ્રસિંહ મુખમુદ્રા જોતાં ઘોર અને ગહનચિંતાની સાથે ભયાનક ભયનો ભાવ પણ ઝળકી આવતો હતો. તેના હૃદયમાં વ્યાપેલી દારુણ દુશ્ચિન્તાનાં સર્વ ચિન્હો તેના મુખપર સ્પષ્ટ જણાઇ આવતાં હતાં. અત્યારે સભાસદનમાં ઉપસ્થિત થયેલા સર્વ સભાસદોએ પણ તેવુંજ સ્વરૂપ ધારણ કરી લીધું હતું. સભાસદનમાં છવાયલી નિઃસ્તબ્ધતાપરથી સર્વ કોઈ સહજમાંજ અનુમાન કરી શકતું હતું કે, સર્વજનોના હૃદયમાં કોઈ અસાધારણ વિષયે આવીને ભયંકર ઉત્પાત્ત મચાવી મૂક્યો હતો. સર્વ વ્યાકુળ જણાતા હતા, સર્વના મુખપર શોકજન્ય મલિનતાની છાયા છવાઈ ગઇ હતી. હવે શું પરિણામ આવશે એની કોઇનાથી કલ્પના પણ કરી શકાતી નહોતી.

આ સમયે સભામાં વ્યાપેલા મૌનનો ભંગ કરી અતિ ગંભીર સ્વરથી કહ્યું:—“ એ ઘણોજ ચાલાક અને ધૂર્ત્ત છે. મને શંકા થાય છે કે, હજી સુધી જગમોહન પાછો આવ્યો નથી તો એમાં કોઇ ભયંકર ભેદ સમાયલો છે. તે ચતુર ઐયાર અથવા ઠગે તેને પોતાના બંદીવાન બનાવ્યો હશે અથવા તો મરણને શરણ પણ કરી દીધો હશે. ગમે તેમ હોય, પરંતુ જગમોહન તે પાપાત્મા જોરાવરસિંહના

ફંદામાં અવશ્ય ફસાયલો હોવો જોઇએ, એમાં લેશ માત્ર પણ સંદેહ જેવું નથી. હવે તેની તપાસ કરવાની ખાસ જરૂર છે."

આ સાંભળીને રાજા નરેન્દ્રસિંહે કહ્યું:—"મંત્રિ! તમે આ શી વાત કહો છો? આવી કલ્પનાના આધારે કોઇપણ પ્રકારનો દૃઢ નિશ્ચય કરી શકાતો નથી. હું તમારી આ વાર્ત્તાને સત્ય માની શકતો નથી. જગમોહન કાંઇ નાનો બાળક અથવા તો મૂર્ખ નથી કે સહજમાં દુશ્મનના તાબામાં આવી જાય. અત્યાર સુધીમાં તેણે ભલભલા ઐયારોને ધૂળ ચાટતા કરી દીધા છે. તો પછી જોરાવર જેવો એક સાધારણ ઠગ તેને પોતાના સકજામાં સહજમાં સપડાવી શકે એ વાર્ત્તા કોઇપણ પ્રકારે માની શકાતી નથી. તે પણ પાકો ઐયાર છે. તેને ફસાવવો એ લોઢાના ચણા ચાવવા સમાન છે. જગમોહનને માટે મને પૂરતો વિશ્વાસ છે કે તે પણ એક મહાધૂર્ત્ત અને ચપળ ઠગારો છે."

મંત્રીએ કહ્યું:—"હું વિશેષ વાદવિવાદ કરવા ઇચ્છતો નથી. પણ તેમ છતાં એટલું તો અવશ્ય કહી શકું છું કે, છેવટે મારી વાર્ત્તાજ સત્ય ઠરશે અને જગમોહનના ફસાવાના સમાચાર આવી મળશે."

આ પ્રમાણે મંત્રી અને રાજા નરેન્દ્રસિંહ વચ્ચે વાતચીત ચાલી રહી હતી, એવામાં સ્હામેથી એક ગાંસડી લઇને આવતો જગમોહન તેમની નજરે પડયો. એ જોઇને રાજાએ મંત્રીને ઉદ્દેશીને કહ્યું:—"જોયું મંત્રી, તમારી વાર્ત્તા અસત્ય ઠરી ખરૂં કે નહિ વારૂ? પ્રથમથી અનુમાનના અશ્વપર સ્વાર થઇ ઇચ્છામાં આવે એમ બકી જવાથી ઘણીવાર પરિણામ વિપરીત જ આવે છે. હવેથી આવું ખોટું અનુમાન કરશો નહિ. તમે જે જગમોહનને દુશ્મનોના જાળમાં સપ-

લઇ જવાની વાત્તા કહેતા હતા, તેજ જગમોહન અત્યારે દુશ્મનને પકડીને આપણી સમક્ષ હાજર થયો છે. જગમોહન કાંઇ સાધારણ હગારો નથી. તે જોરાવર જેવાને તો ચાંચડની માફક ચોળી નાખે તેવા મહા ચાલાક પુરુષ છે.” ત્યાર પછી તેણે જગમોહન ભણી મુખ ફેરવીને પૂછયું:–“કેમ જગમોહન! શા સમાચાર લાવ્યા છો? તે દુષ્ટની શી દશા કરી આવ્યા છો?”

જગમોહને જવાબ આપ્યો:–“મહારાજની આજ્ઞાનું પાલન કરી આવ્યો છું. તે દુષ્ટ મારા હાથમાંથી છટકીને કયાં જવાનો હતો? તેનામાં શી શક્તિ છે કે મારા સપાટામાંથી છટકી શકે? આપની કૃપાથી હું તે પાપની પ્રતિમાને પકડીને આપની સેવામાં લઇ આવ્યો છું. મેં તેને મારો બંદીવાન બનાવ્યો છે.”

રાજા નરેન્દ્રે આનંદના આવેશમાં આવી અત્યંત પ્રફુલ્લિત ચિત્ત-થી કહ્યું:–“વાહ–વાહ! ધન્ય છે તમને, તમારા જેવા ચાલાક પુરુષો શું ન કરી શકે? આ દુનિયાનું એક પણ કાર્ય એવું નથી કે, જે તમારાથી ન બની શકે? તમે ધારો તે કરવાને સમર્થ છો. પણ તમે તે નીચ શયતાનને શી રીતે પકડી લીધો વારૂ?”

જગમોહને જવાબમાં જણાવ્યું કે:—“પ્રથમ મેં મારો પોતાનો એક પરદેશી તરીકે પરિચય કરાવ્યો, અને ત્યાર પછી તેની સાથે બરાબર હળી મળી ગયા પછી અવસર મળતાં તેને બેહોશ બનાવી દીધો. બેહોશ કરી તેને મુસ્કેટાટ બાંધી લીધો અને તરતજ આપની સેવામાં હાજર કર્યો.”

નરેન્દ્રસિંહે કહ્યું:—“શાબાશ! મારા વ્હાલા સરદાર શાબાશ! આ કાર્ય કરવામાં તો તમે ખરેખર અદ્‌ભુતતાજ દર્શાવી છે. તમે

આજે મારૂં એક મહાન કાર્ય કરી આપ્યું છે; હું તેથી તમારો અતિ કૃતજ્ઞી છું."

જગમોહને કહ્યું:—"વારૂ, એ સર્વ તો સિદ્ધ થઇ ગયું. હવે આને જેલખાનામાં મોકલી દો અને મને મારૂં ઠરાવેલું ઇનામ આપવાની કૃપા કરો. હું ધારૂં છું કે, મારા આ કાર્યથી આપને સંતોષ-તો અવશ્ય થયો જ હશે. હવે ઇનામ આપવામાં આપ નામદારને કોઇ પણ જાતની અડચણ તો નહિજ હોય ?"

નરેન્દ્રસિંહની પ્રસન્નતાની તે સમયે સીમાજ રહી નહોતી; તેથી તેણે એકદમ એક હજારને બદલે પાંચ હજાર રૂપિયા આપવાની ખજાનચીને આજ્ઞા આપી દીધી તથા પોતાના ગળામાંથી એક અતિ અમૂલ્ય હીરાજડિત હાર જગમોહનના હાથમાં આપી દીધો.

જગમોહનને હાથ જોડીને કહ્યું:—"મહારાજ! એક વસ્તુ વિશેષ માગવાની મારી ઇચ્છા છે."

નરેન્દ્રસિંહે કહ્યું:—"કહો—તમારી શી વસ્તુ માગવાની ઇચ્છા છે વારૂ ? જે કાંઈ ઇચ્છા હોય તે સત્વર જણાવી દે."

જગમોહને કહ્યું:—"જો આપ તે આપવાની પ્રતિજ્ઞા કરો તો હું માગું, નહિતો માગવાની મારી ઇચ્છા નથી."

નરેન્દ્રે કહ્યું:—"શું તમે એમ ધારો છો કે તમે જે વસ્તુ માગશો તે હું તમને નહિ આપું. જો એમ ધારણા છે તો તેમાં તમારી ભયંકર ભૂલ થાય છે. હું તમે અત્યારે જે માગો તે આપવાને તૈયાર છું. તમે મારૂં જે કાર્ય કરી આપ્યું છે તેના બદલામાં હું જે કાંઇ આપું તે ઓછું જ છે. તમને યાદગીરી તરીકે આપવા યોગ્ય જે વસ્તુ હશે તે હું અવશ્ય આપીશ જ એવી મારી દૃઢ પ્રતિજ્ઞા છે. માગો જે જોઇએ તે ખુશીથી માગો."

જગમોહને કહ્યું:—" આપની આ તલ્વાર અતિ ઉત્તમ છે અને તેમાં ખાસ વિશેષતાએ છે કે તે વાળવાથી કમાનની પેઠે વળી જાય છે તથા શત્રુનાં મસ્તક સંહારવામાં અનુપમ ગણાય છે. તો તે આપવાની ઉદારતા દર્શાવો. મને એની ખાસ જરૂર છે. અમારા ઐયારીના કામમાં તે ઘણીજ ઉપયોગી થઇ પડે તેમ છે. મને આશા છે કે, આપ એ તલ્વાર આપવામાં લેશ માત્ર પણ નારાજ તો નહિજ થાઓ."

નરેન્દ્રસિંહે સહજ હસીને કહ્યું:—" એ તે શી દુર્લભ વસ્તુ છે કે જે હું તમને ન આપી શકું ? અને તેમાં એ વળી આવા ખાસ જરૂરના કામ પ્રસંગે ન આપું ? જાઓ, ખુશીથી લઈ જાઓ."

આમ કહીને નરેન્દ્રસિંહે જગમોહનના એક હાથમાં તલ્વાર આપી દીધી અને તે સાથે જ એક અતિ અદ્દભુત બનાવ બન્યો. જગમોહને પોતાના મસ્તકપરની પાઘડી તથા બનાવટી દાઢી મૂછો ખેંચીને દૂર ફેંકી દીધી. આથી તરતજ એક નવું દશ્ય દેખાયું. જે પુરુષને અત્યાર સુધી રાજા તથા સભાસદો પ્રસન્ન મુખથી જોઈ રહ્યા હતા તે પુરુષને જ અકસ્માત્ આવો વિચિત્ર વેશધારક પુરુષ જોઇને સર્વ ગભરાઇ ગયા તથા તેના પ્રતિ સર્વ તિરસ્કારની નજરથી જોવા લાગ્યા.

જગમોહને કહ્યું:—" જેને તમે લોકો અત્યાર સુધી જગમોહન ધારતા હતા, અને તમારો શુભચિંતક ઐયાર માનતા હતા તથા જે જોરાવરસિંહના જોરથી તમે લોકો ઉંઘમાં ધબકીને જાગી ઉઠતા હતા, ખાતાંપીતાં ચમકીને ખાવા પીવાનું છોડી દેતા હતા, તે અન્ય કોઇ નહિ પણ મદનનો વીરવર જાસૂસ વીરસિંહ જ હતો. એ વીરસિંહ અન્ય કોઈ નહિ પણ અત્યારે તમારી સમક્ષ ઉભેલો આ વીરનર છે.

હું પોતેજ જોરાવરસિંહનું ઉપનામ ધરનાર **વીરસિંહ** છું. જો મારી સમીપમાં આવવાને એક પગલું પણ આગળ ભરશો તો કૂતરાં બિલાડાંની પેઠે વિના મોતે માર્યા જશો. '

"આ દેહના સ્પર્શનું સાહસ કદી કરશો નહિ;
જે સ્થાનમાંહિ છો ઉભા ત્યાંથી જરી હઠશો નહિ;
આ વીરનરના બાહુમાં બહુ બળ સમાયું ગજરાજનું;
ચાલી ન શકશે જોર કાંઇ અહીં યમરાજનું,
વક્ષો વિદારૂં વીરનાં, શક્તિ સદા એ હું ધરૂં;
શત્રુ શૃંગાલો તમથકી હું ના કદી હઇએ ડરૂં."

તમારા જેવા નિર્માલ્ય શત્રુઓનો મને લેશ માત્ર પણ ભય નથી. હું તમો સર્વને પાયમાલ કરવાને શક્તિમાન છું. તમારામાં એવું બળ નથી કે તમે મને તમારો બંદીવાન બનાવી શકો. જો એવી જૂઠી આશા રાખતા હોતો તમો સર્વ ભ્રમણામાં ભમો છો, ભૂલભલામણમાં ભટકો છો."

આવાં તીવ્ર વચનો સાંભળતાંની સાથેજ રાજા નરેન્દ્રસિંહના હૃદયમાં ક્રોધનો સાગર ઉછળી આવ્યો. તેને પોતાનો રાજા હોવાનું જરા પણ ભાન ન રહ્યું. ને કાંઇ પણ વિચાર કર્યા વિના તેમજ હથિયાર પણ લીધા વિના એકદમ **વીરસિંહ**ના શરીરપર ધસી ગયો. **વીરસિંહ** બધી રીતે સાવધ હતો એટલે તરત જ તે એક હાથમાં જગમોહનની ગાંસડી તથા બીજા હાથમાં રાજા નરેન્દ્રસિંહની આપેલી તલ્વાર લઇને ત્યાંથી ન્હાસવા માંડયો. તેને ન્હાસવામાં જે જે મનુષ્યોએ વિઘ્ન નાખ્યું તેના તેણે ટુકડે ટુકડા કરી નાખ્યા. એથી તેની સ્હામે જઈ પકડવાનું સાહસ કોઈનાથી પણ કરી શકાયું નહિ. **વીરસિંહે** સભાસદનના દરવાજાપર જઇ પ્રથમથીજ તૈયાર કરી રાખેલા

પોતાના અશ્વપર જગમોહનની ગાંસડી સહિત સ્વારી કરી અને ત્યાર પછી ત્યાંથી જતી વેળાએ તેણે રાજા નરેન્દ્રસિંહને ઉદ્દેશીને કહ્યું:—

"જો કાપુરુષ નરેન્દ્ર, હજી પણ વિચાર કરી જો. તારો જગમોહન ઐયાર અત્યારે મારા ફંદામાં ફસાયો છે. તે હમણાં સહજમાં છૂટી શકે તેમ નથી. જો તું તેને છોડાવવાનો પ્રયત્ન કરીશ તો તારા લાખો માણસોનું લોહી રેડાશે. તારૂં રાજ્ય બરબાદ થશે અને તારે પણ તારા આ ઐયારની પેઠે અમારો બંદીવાન બનવું પડશે. અમારી પાસે તારી ચાલાકી ચાલી શકશે નહિ. આઠ દિવસના અવધિમાંજ તારી પણ આવી દુર્દશા કરવામાં આવશે ! અભિમાની ઉન્મત્ત રાજા ! અવિચારનું પરિણામ કેવું વિપરીત મળે છે તેનો વિચાર કરી જો. તારી આંખો આગળ છવાયલા અંધકારના પડદાને અળગો કરી અમારા પરાક્રમના ભાનુનાં દર્શન કરી કૃતાર્થ થા. નાદાન અને મૂર્ખ ! આ સંસારમાં પરિશ્રમ કરનારજ જીતે છે. તારી પેઠે હવાના કિલ્લા બાંધી મનોરાજ્યમાં મલકાતા માનવીઓની ભયંકર દુર્દશાજ થાય છે. સંસાર કર્મનું યુદ્ધક્ષેત્ર છે. બાયલા અને બ્હીકણોને માટે આ મહા ભૂમિ નરક સમાન ભીષણ છે. બસ હવે ચેતીને ચાલજે અને મરવાને તૈયાર થઈ રહેજે."

આમ કહીને તેણે એકદમ પોતાના અશ્વને ત્યાંથી દોડાવી મૂક્યો. અશ્વ વાયુ સાથે વાતો કરતો વિમાનવેગે ત્યાંથી ચાલી નીકળ્યો. અને અલ્પ સમયમાંજ અદશ્ય થઇ ગયો. રાજા તથા તેના નિર્માલ્ય સભાસદો મલિન મુખ લઇને ત્યાંથી સભાસદન ભણી જવાને પાછા વળ્યા.



# પ્રકરણ ૨૧ મું

## છુટી ગયા

નિગાહે નાજસે દેખો ઇશારા કરતે જાતે હૈં;
હમારે દિલકો નાવકસે દોપારહ કરતે જાતે હૈં;
વહ ચરકે દેતે જાતે હૈં જફાયે કરતે જાતે હૈં;
જિગરતો દેખિયે હમ અબ ગવારા કરતે જાતે હૈં;
ઇલાહી ઇશ્કને હમકો યહ કયસા કરદિયા મજનું;
કે અબ તો દોસ્તભી હમસેં કિનારા કરતે જાતે હૈં.

સંધ્યાદેવી વિસર્જન થઈ ગઈ હતી અને નિશાદેવીનું આગમન થવાની તૈયારી હતી; તેના આગમનથી તેનો સત્કાર કરવા માટે સકળ સંસારીઓએ પોતપોતાને ઘેર દીપકો સળગાવવા માંડયા હતા. દુકાનદારો પોતપોતાની દુકાનોને સજ્જિત કરી રહ્યા હતા અને શહેરના સર્વ વિશાળ રસ્તાઓ મનુષ્યની ભીડથી ચીકાર ભરાઈ ગયા હતા. વારાંગનાઓ વિવિધ પ્રકારના વસ્ત્રાલંકારોથી પોતાના અંગોને સુશોભિત કરી વિશ્વના પુરુષોને વિમોહિત કરી પોતાના ઉદર પોષણુના ઉદ્દેશ શહેરના સરિયામ રસ્તાપર કુર્સીઓ માંડી જાત જાતના રંગ બેરંગી દીપકો પ્રકટાવી તથા પોતાના ગૃહના દ્વારને લતાપત્ર અને પુષ્પથી સુશોભિત કરી પરપુરુષના આગમનની પ્રતીક્ષા કરી રહી હતી. કેટલીક ઉછાંછળી અને યુવાનીના મદથી મત્ત બનેલી વારવિલાસિની માનિનીઓ નયનના કટાક્ષ કરી, અંગુલિનો સંકેત કરી માર્ગપરથી જતા યુવકોને મોહિત કરીને પોતાના પર્યંકપર લાવવાની ચેષ્ટા કરી રહી હતી. કેટ-

લીક વિષયી વામાઓ મસ્તકપરના કૃષ્ણવર્ણું કેશકલાપને મુક્ત કરી નિતંબ પર્યન્ત લંબાવીને પોતાના કોમળ કંઠમાંથી વીણાના ગાનથી મુગ્ધ થતા મૃગની માફક મનુષ્યને મોહિત કરી રહી હતી. કેટલીક બાલિકાવયમાંથી કિશોર અવસ્થામાં પ્રવેશ કરેલી કિશોરીઓ મધુરી અધર તાંબુલના રંગથી રંગી માર્ગપર ઇતસ્તતઃ ભ્રમણ કરી રહી હતી. કેટલીક વિલાસિનીઓ પોતાને ત્યાં આવેલા પુરુષો સાથે બેસી દ્રવ્ય પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી મિષ્ટ વાર્ત્તાલાપ કરી રહી હતી. કોઇ પોતાના ઓરડામાં બેસી મૃદુ મંજુલ સ્વરથી ગાઇ રહી હતી. નીચે સેંકડો મનુષ્યો એકઠા થઇને સાંભળી રહ્યા હતા. એ સર્વ વારાંગનાઓનાં સમુદાયમાંની એક સર્વથી વિખ્યાત અને ગાયન કળામાં ગાંધર્વની ઉપમા પામેલી તથા રૂપમાં રતિ સમાન સુંદરી રમણી પોતાના મધુર કંઠથી આ પ્રમાણે ગાઇ રહી હતીઃ—

## ગજલ

" કહ રહી હૈ હશ્રમેં વહ આંખ શરમાઈ હુઈ;
હાય ! કયસી ઇસ ભરી મહફિલ મેં રુસવાઇ હુઇ;
ઠોકરેં ખિલવાયગી યહ ચાલ ઇઠલાઈ હુઈ;
કયા જવાની ફિરતી હૈ જોબન પૈ ઉતરાઈ હુઈ;
આઇને મેં હર અદાકો દેખકર કહતે હૈં વો;
આજ દેખા ચાહિએ કિસકિસકી હૈ આઈ હુઈ.

જાંબલબ હસતમેં પાતી હૈ જો મુઝ આશાદકી;
કયા હંસી ફિરતી હૈ ઇન હોઠોંપર ઇતરાઇ હુઇ;
ખુલ ગયા જોબન તો અસ્મત ન હયાસે યોં કહા;
એક અંગડાઇસે હમ દોનોંકી રુખસાઇ હુઇ;

કૈફ મસ્તીમેં બી રહતા હૈ યે જોબનકા હિસાબ:
ઉનકી અંગડાઈ બી આતી હૈ તો શર્માઈ હુઈ.

આંખ ઉઠ્ઠે પર્દા હટે યહબી કોઈ દેખના,
ઓટ ઘૂંઘટ કે આંખ ઔર વોબી શરમાઈ હુઈ;
વસ્લકી શબ વાયરી બેતાબિએ શૌકે વિસાલ;
શર્મબી નીચી નિગાહોંમેં તમાશાઈ હુઈ;
વસ્લમેં ખાલી હુઈ અગયારોંમેં મહફિલતો ક્યા:
શર્મ બી આએ તો મૈં જાનૂં કિ તનહાઈ હુઈ.

ઉઠ ગયા પર્દા તકલ્લુફકા ઉઠે જબ ઉનકે હાથ:
આકે હુસ્નો ઇશ્કમેં મસ્શાત અંગડાઈ હુઈ;
ક્યા ફલે ફૂલેગી ઉમ્મૈ દે દિલ પુરઆરજૂ;
માસ કે દામનમેં હૈ યહ પર્વરિશ પાઈ હુઈ;
ગઈ ઉડી આશકકી તુર્બત સે તો ઝુંઝલાકર કહા:
વાહ ! સર ચઢને લગી પાંવોંકી ઠુકરાઇ હુઈ.

આ તરફ એ રમણી એ ગાયનને સમાપ્ત કરી શકી નહોતી, એવામાં તો સ્હામેના ઓરડામાંથી તબલાંના ઠેકાનો અવાજ સંભળાયો. હારમોનિયમ વગડવા માંડયું. સારંગ પણ પોતાના રંગ જમાવવા લાગી. મંજીરા પણ લોકોને આમંત્રણ આપવા લાગ્યા. એ મુસલ્માન રમણી આંઆં શબ્દનો ધ્વનિ કરી સૂર ભરવા લાગી અને પોતાની ગતિ દર્શાવી દુર્ગતિનાં દ્વાર બતાવવા લાગી:—

## ગઝલ

" મિલતે હી બેલાક્થી વહ આંખ શર્માઈ હુઈ:
ફિર ગઈ પછતા કે પલકોંતક હયા આઇ હુઈ;"

હર અદા મસ્તાના સરસે પૈરતક છાઇ હુઇ;
ઉફ્ ! તેરી કાફિર જવાની જોશપર આઇ હુઇ;

મુઝકો યહ દાવા કોઇ તેરે સિવા દિલમેં નહિં;
ઉનકા યહ ઇલ્જામ અચ્છી કૈદ તન લાઇ હુઇ;
રોકતેં રસ્તેમેં પ્યાર આઇ ગયા ઉસ શોખપર;
વહ નજર હૈરત જદહ વહ વાત ઘબરાઇ હુઇ;

યહ મિલા જિક્રે કયામત પર કયામતકા જવાબ;
કયા ઉઠેગી વોહ હમારી ઠોકરેં આઈ હુઈ;

તોબા કર જાહદ ! કરું તોબામૈં ઐસે વક્તમેં;
યે બહાર આઇ હુઈ ઐસી ઘટા છાઇ હુઈ;
ભોલી સૂરત પર તેરી તસ્વીર કાયલ બાંકપન;
લબ પૈ જાહિર હૈ તવસ્સુમ દિલમેં ઈતરાઇ હુઇ. "

પ્રિય વાચક ! હવે આ સ્થળનું વિશેષ અવલોકન કરવાની આવશ્યક્તા નથી. માટે ચાલો, અહીંથી નીકળીને આપણે કોઇ સુંદર સ્થાન પર જઇ આપણા મનને આરામ આપીએ. આ સ્થાન કેવું મલિન અને અપવિત્ર છે, એ તો તમો સર્વ સારી રીતે જાણો જ છો અને આપને પ્રત્યક્ષ વા પરોક્ષ એવો અનુભવ પણ મળેલો હોવો જોઇએ કે વારાંગનાઓ હમેશાં નીચ કર્મ કરનારી જ હોય છે, માટે આ સ્થળે અમે હવે એ વિશે કાંઈ પણ વિશેષ વિવેચન કરવા ઇચ્છતા નથી. તમો એટલું તો અવશ્ય નિર્મુક્ત કંઠથી કહી શકશો કે વેશ્યાના પ્રસંગમાં આવવાથી મનુષ્ય હમેશાં અધઃપાતના માર્ગમાં આવી પડે છે. વૈશ્યાના સમાન અવગુણી વ્યક્તિ આ વિશ્વમાં અન્ય કોઇ પણ નથી. જૂઠાં અને માયાવી વચનથી મનુષ્યનાં મન મોહિત કરવાં, જૂઠું

બોલી લોકોનાં ખીસાં કાતરવાં, દગાબાજી કરી પ્રલોભન દર્શાવી દુનિયામાં અનર્થ ઉત્પન્ન કરવા, હિંસા, ચોરી, માયા, છળ અને જુગાર આદિ સર્વ અવગુણોની સહાયતાથી ભોળાં મનુષ્યોને પોતાના શિકારરૂપ બનાવવાં એ જ તેમનો મુખ્ય કાર્યક્રમ છે. વેશ્યાના સમાન અધમ મનુષ્ય આ વિશ્વમાં એક માત્ર પણ નથી. જ્યાં સુધી દ્રવ્ય પ્રાપ્ત કરવાની લાલસા હોય છે, ત્યાં સુધી જ તે પુરુષના પ્રતિ પ્રેમ દર્શાવે છે અને એ લાલસા તૃપ્ત થતાં તે પાપીયસી પુરુષને પાયમાલ કરવામાં જરા પણ શરમાતી નથી. તેમનાં હૃદય કઠણ પાણા જેવાં હોય છે, તેમાં દયા રૂપી વારિનો સંચાર હોતો નથી. એ વેશ્યાઓને માટે એક વિદ્વાનના હૃદયમાંથી નીકળેલા આ શબ્દોની ઉપમા આપવામાં આવે તો તેમાં પણ કશોય પ્રત્યવાય નથી:—

" અરે દુનિયામાં પ્રેમી ક્યાં, બધે મતલબની યારી છે:
બીચારા કોઈ સાચા પ્રેમીની તો ખુવારી છે:
પોપટ જેમ પઢંજતો, અક્ષરે અક્ષરે રામ:
મુરખ જન તેમજ બકે, પ્રેમ પ્રેમનું નામ:
ક્યાં છે સાચાં પ્રેમી હા, ક્યાં તે સાચી પ્યારી છે?
પ્રેમી પ્યારો કરી મરે, પ્યારી મરે મિજાજ;
પ્યારો પ્રિયા પ્રિયા કરી મરે, પ્યારી બહુ છીનાળ;

વેશ્યા જગત્માં અનીતિનો પ્રચાર કરનારી રાક્ષસી છે. એના દ્વારા જગતમાંથી શાંતિનો ક્ષય થાય છે અને પરિતાપનો સંચાર થાય છે. સંક્ષેપમાં તે સર્પિણીના સમાન ભયંકર વિષનો વિસ્તાર કરનારી છે. અસ્તુ: હવે અમે એ વિષયનો પરિત્યાગ કરીને આપણી વાર્તાના મૂળ વિષયપર આવીશું.

અત્યારે રાત્રિના નવ વાગ્યા હતા. મનુષ્યની ભીડ કાંઈક ઓછી થવા લાગી હતી. એ સમયે મનોહર બાગથી થોડેક દૂર આવેલી એક સડકપર લગભગ સોળેક વર્ષની મનોહારિણી રમણી એક સફેદ સાડી પહેરીને ઉભી હતી. તેનો રંગ ગોરો હતો, આંખો મોટી મોટી રસીલી હતી, ભમ્મર કમાન જેવાં, હતાં દાંત અનારના દાણા સમાન હતા અને અમલ અમોલ ગોલ કપોલ બિલોરી કાચના સમાન ચમકતા હતા. એનું વિશેષ વિવેચન કરવાની આવશ્યકતા નથી. કારણ કે, ચૂંટી ચૂંટીને એટકી કરવામાં આવેલી એક સો સુંદરીઓમાં તે સર્વથી અગ્રસ્થાન ભોગવે તેવી રૂપવતી હતી. હાથમાં સોનાનાં કડાં પહેર્યાં હતાં તથા તેની ઉપર જડાઉ ચૂડીઓ ધારણ કરી હતી. અંગુલિમાં અમૂલ્ય અંગુઠી શોભી રહી હતી. વેણીમાં ધારણ કરેલાં પુષ્પોનો સુગંધ આસપાસની ભૂમિને સુગંધિત કરી રહ્યો હતો.

આવું અનુપમ રૂપ હોવા છતાં તે અત્યારે કાંઇક દુઃખી જણાતી હતી. કારણ કે, તે પોતાના એક હાથમાં રૂમાલ લઇને ગુલાબી નેત્રમાંથી આંસૂ લુછતી ઉંડા નિઃશ્વાસ મૂકી રહી હતી. એનો બીજો હાથ પકડીને તેની છેક સમીપમાં જ કોઇએક નવયુવક ઉભો હતો.

એ યુવકે શરીરપર કાળો ડગલો પહેરેલો હતો અને ગળામાં એક બનારસી કારીગીરીનો દુપ્પટો નાખ્યો હતો. નાગપૂરી ધોતી ધારણ કરી પગમાં હૉલબૂટ પહેરી ઉભો હતો. તેનું મસ્તક ઉઘાડું હતું અને મુખમાં સિગારેટ રાખી ધુમ્રપાન કરી રહ્યો હતો. તેનો રંગ કાળા હબસીના જેવો હતો. વયમાં તે લગભગ પચીસ વર્ષનો હોય એવું અનુમાન કરી શકાતું હતું. આકૃતિપરથી તે બંગાળી હોય એમ જણાતું હતું.

તે પુરૂષે પેલી સ્ત્રીને ઉદ્દેશીને કહ્યું:—" સુશીલા ! આવો નિરર્થક હઠ કરવાથી પરિણામ સારૂં નહિ આવે. મારૂં કહેવું માની જા.

વિના કારણ મારા આ નિર્દોષ હાથોને હત્યારા કરવાની ઇચ્છા શા માટે ધરાવે છે? મારી યાચના પર નહિ તો તને તારા સુકુમાર શરીર પર પણ દયા નથી આવતી? મારી ભયાનકતાને જાણવા છતાં તું આવો દુરાગ્રહ કેમ કરે છે? જો તું તારા જીવનનું ભલું ઇચ્છતી હો તો એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના મારી સાથે સાથે ચાલી આવ, મારી આજ્ઞાનું પાલન કરતી આવ."

સુશીલાએ કહ્યું:—"બાબુ વરદાકાન્ત! તમારે મને એક અબળાને આવી રીતે ભય આપી અધર્મના માર્ગમાં દોરવી ન જોઇએ. મારા માતા પિતાથી વિયોગી કરીને શું તમે ધર્મભ્રષ્ટ કરવા ધારો છો? નહિ. નહિ. આવો અન્યાય ન ગુજારો. અબળાના આર્ત્ત-નાદથી સમસ્ત બ્રહ્માંડ કંપી ઉઠશે, તમારા રોમરોમમાં અગ્નિ પ્રકટ થશે. શું વિશ્વમાંથી ધર્મ નષ્ટ થયો છે, એવી તમારી માન્યતા છે? એ માન્યતા તદ્દન મૂર્ખતાભરેલી છે, નાદાન પુરૂષની ગણનામાં તમને લાવી મૂકનારી છે. ધર્મ પર વિશ્વ ટકી રહ્યું છે. ધર્મથી સૂર્ય તપી રહ્યો છે, વાયુ વહી રહ્યો છે અને સમુદ્ર ગંભીરતા ધારણ કરી રહ્યો છે."

વરદાકાન્તે કહ્યું:—"ધર્મ શાનો? ધર્મ એટલે શું? મારી મા-ન્યતા પ્રમાણે ધર્મ એ કેવળ મનુષ્યોની કલ્પી કાઢેલી કલ્પનાજ છે. એવી કલ્પનાને સત્ય માની મારી ઇચ્છાને દબાવી દેવા માગતો નથી. વળી મેં આજે તને જે ઉદ્દેશથી મારા કબ્જામાં લીધી છે, તે ઉદ્દેશને પાર પાડ્યા વિના કદાપિ છોડવાનો નથી. શું તું મારી વિવાહિતા પત્ની નથી? મારી સાથે તારો સંબંધ બંધાયો નથી?"

સુશીલાએ અત્યંત ક્રોધિત થઇને કહ્યું:—"ના—ના! કદાપિ નહિ તમે અત્યારે મિથ્યા પ્રલાપો કરી રહ્યા છો. તમારાં હૃદયમાં અવિ-

ચારનો અધિકાર થવાથીજ આવા શબ્દોનો ઉચ્ચાર કરી રહ્યા છો ? મારી સાથે તમારો કશો પણ સંબંધ નથી. આવી દુરાશાને હૃદયમાં ધારણ કરી વિના કારણ નરકના કુંડમાં તમારા શરીરની આહુતિ ન આપો. પરદારામાં મુગ્ધ બનાર મોહાંધ માનવી ! આવી દાનવી વૃત્તિને આધીન ન થાઓ. હજી જગતમાં નીતિ અને ન્યાય પ્રત્યક્ષ રીતે વિદ્યમાન છે. વળી

"પરનારમાં લોભાઇને પાપો કરે જે માનવી;
ધર્મ ત્યાગી, ન્યાય ત્યાગી, વૃત્તિ ધરે જે દાનવી;
નર તે તણી આ વિશ્વમાં વિફળ જિન્દગી જાણવી;
માયા નહિ વિશ્વાસની તેમાં જરીએ આણવી."

વરદાકાન્તે તેને બૂમ દબાવીને કહ્યું;—"બસ, હવે તારા આ લાંબા લાંબા સંવાદોને આટલેથીજ અટકાવી દે, ઉપદેશકાર્યને થોભાવી દે. મેં તને અહીં ઉપદેશ આપવા બોલાવી નથી તેમ જ તારા જેવી પામર અબળાના ઉપદેશની મને કશી જરૂર પણ નથી. હવે જો આવી બદમાશી કરીશ તો વણમોતે મારી જઇશ. તારૂં આ ગુલાબી અંગ મૃત્યુની ભઠ્ઠીમાં ખાખ થઇ જશે. મારા પરાક્રમથી સમસ્ત દેશ કંપે છે, તો પછી તારા જેવી એક શક્તિહીન અબળાની શક્તિ મારી પાસે શું કરી શકે તેમ છે ? હું ધારૂં છું કે તું હજી મારા સ્વરૂપને બરાબર ઓળખી શકી હોય તેમ જણાતું નથી. હજી પણ તને છેવટની ભલામણ કરી કહું છું કે, મારા વચનનો સ્વીકાર કરી લે. નહિ તો તારા પ્રાણની ભયંકર ખુવારી થશે."

"પ્રાણ જાય તો ભલે જાય; તેની મને કશી પરવાર નથી. આ નશ્વર દેહની માયામાં મારાથી મારા ધર્મનો ત્યાગ કરી શકાય તેમ નથી. તમે ગમે તેટલા યત્નો કરશો તો પણ હું મારા ધર્મથી ભ્રષ્ટ તો નહિજ થાઉં."

એ બન્ને જણા વચ્ચે આ પ્રમાણે વાતચીત ચાલી રહી હતી, તે સમયે સ્હામેથી એકાએક ઘોડાના પગલાના અવાજે એક ઘોડાપર વિરાજેલા, ખુલ્લી તલ્વાર ધારણ કરેલા તથા મુખપર બુકાની બાંધેલા એક અશ્વારોહીના આગમનના સમાચાર આપ્યા. હજી એક ક્ષણનો સમય પણ નહિ થયો હોય, એટલામાં તો તે સ્વાર પેલા યુવક તથા સ્ત્રી પાસે આવી પહોંચ્યો તથા તેમને બન્નેને એકાંતમાં ઉભેલાં જોઇને કાંઇક શંકા ઉત્પન્ન થવાથી તે ત્યાં આગળજ અટકી પડયો. તે સ્વારે પોતાના મુખપરથી બુકાની છોડી દઇ તે સુંદરીના તરફ પ્રેમભરી દૃષ્ટિ કરી પૂછયું:—"હે સુંદરી! તું કોણ છે? કયા ભાગ્યવાનના કંઠમાં વિરાજીને તેં તેના કંઠને અલંકૃત કર્યો છે? આ યુવક અત્યારે તારો હાથ પકડીને ઉભો છે તે તારે શો સંબંધી થાય છે વારૂ?"

સુશીલાએ જવાબ આપ્યો:—"મહાશય, હું બંગાળી બ્રાહ્મણની કન્યા છું અને મારૂં નામ સુશીલા છે. મારાં લગ્ન હજી સુધી થયાં નથી. આ નવયુવક પણ બંગાળી છે અને તે મારો પાડોશી છે. તે મારો કશો પણ સંબંધી થતો નથી. મારા પિતા પાસે મને ત્રિભુવનેશ્વર મહાદેવનો મેળો બતાવવાનું જુઠ્ઠું બહાનું બતાવી તે મને અહીં લઈ આવ્યો છે અને અત્યારે કપટ કરી તે બળાત્કારે મારૂં સતીત્વ નષ્ટ કરવા ઇચ્છે છે. હાય! પરમાત્મા સિવાય અત્યારે મારી રક્ષા કરે તેમ નથી. મને જણાય છે કે મારૂં પવિત્ર જીવન અલ્પ સમયમાંજ અપવિત્ર બની જશે. આ દુરાત્મા વિશ્વાસઘાતી ચાંડાલ મને હમણાંજ અધર્મના માર્ગમાં ઘસડી જશે. હવે દુનિયામાં સગાભાઇનો પણ વિશ્વાસ રાખવાનો સમય રહ્યો નથી. પાડોશી હોવા છતાં આ પાપી મને પાપની સોબતી કરવાની કોશિશ કરી રહ્યો છે. ભગવાન

હવે બચાવે ત્યારે ખરી. પરંતુ આ આફતમાંથી મારો બચાવ થાય એમ જણાતું નથી."

આ સાંભળી વરદાકાન્તે તે યુવતીને ધમકાવીને કહ્યું:–"આમ વિના કારણ જૂઠું શા માટે બોલે છે? આવો બકવાદ કરવાથી તારો છુટકારો થવાનો નથી." આમ કહી તેણે પેલા સ્વારને ઉદ્દેશીને કહ્યું:–ભાઇ! આ સ્ત્રી અત્યારે તમને જે કાંઇ કહી રહી છે, તે સર્વ જૂઠું જ છે. ખરી રીતે એ મારી પાડોશી નહિ, પરંતુ મારી પરણેલી સ્ત્રી જ છે. હમણાં તે ખરાબ થઇ ગઇ છે અને ઘેર ઘેર ભટકવાની ટેવ પડી જવાથી તે કુચાલની થઈ ગઇ છે, તેથી મારી સાથે આવવામાં આમ આનાકાની કરી રહી છે. હવે મારી સાથેથી લગ્નસંબંધ તોડીને બીજાના ઘરમાં જવાની એની ઇચ્છા હોવાથી તે મને પોતાના પતિ બદલે પાડોશી ઠરાવવાની કોશિશ કરી રહી છે. પરંતુ વાસ્તવિક રીતે તે મારી પત્ની જ છે?"

સ્વારે વરદાકાન્તને ધમકાવીને કહ્યું:–"નહિ, તું એનો પતિ નથી, પરંતુ કોઇ ગળેપડુજ છો. તારી વાતો પરથી જણાઇ આવે છે કે તું તદ્દન જૂઠો અને પાપાત્મા પુરૂષ છે. પણ હશે એની સાથે મારો વિશેષ સંબંધ ન હોવાથી હું તને એ વિષયમાં વધારે કાંઇ પણ કહેવા માગતો નથી. હવે જો તું તારૂં કલ્યાણ ઇચ્છતો હોય તો હમણાંને હમણાં જ અહીંથી ચાલ્યો જા, નહિ તો હું તારા ટુકડેટુકડા કરી નાખીશ."

વરદાકાન્તે કહ્યું:–"તું કોણ છે? હું મારી સ્ત્રી સાથે ગમે તેવું વર્તન ચલાવું, તેમાં તને વચ્ચે બોલવાનો શો હક્ક છે? જા, તું અહીંથી જલ્દી ચાલ્યો જા. પતિપત્નીના ઝગડામાં ભાગ લેવો એ સારા માણસનું કામ નથી. આ સ્ત્રીની બુદ્ધિ હમણાં જરા બગડી ગયેલી હોવાથીજ તે અત્યારે આવો નકામો બકવાદ કરી રહી છે."

આ સાંભળતાંની સાથેજ તે સ્વાર વરદાકાન્તના શરીર પર પોતાની ઉઘાડી તલ્વાર લઈને એકદમ ધસી ગયો, એ જોઇને વરદાકાન્ત પ્રાણ જવાના ભયથી ત્યાંથી એકદમ ન્હાસવા માંડયો. સ્વાર સુશીલાનો હાથ પકડી પોતાના ઘોડાની પીઠ પર બેસાડી તથા તેને આશ્વાસન આપતો આપતો તે ત્યાંથી ચાલી નીકળ્યો. સુશીલાએ પણ તેમ કરવામાં કશોય વાંધો ઉઠાવ્યો નહિ.

ત્યાર પછી સ્વારે તે સ્ત્રીને સંબોધીને કહ્યું:—"ચન્દરી ! તું મારાથી બ્હીતી નહિ. હું કોઇ ચોર. ઠગ, લૂટારો કે ધાડપાડુ નથી. કદાચ તને અત્યારે મારો આવો વિચિત્ર પોશાક જોઈને કાંઇક શંકા થાય તો તેમાં નવાઈ જેવું નથી. પરંતુ શંકા કરવાનું કશું પણ કારણ નથી. આવો પોશાક ધારણ કરવાનાં મારો એક છુપો હેતુ સમાયલો છે અને એ હેતુને બરલાવવા માટેજ હું આમ જંગલે જંગલમાં ભટકી રહ્યો છુ. મારો ભેદ બહુજ ભયંકર છે અને તે સમય આવ્યે તને પણ જણાયા સિવાય રહેશે નહિ. હું તું જ્યાં કહીશ ત્યાં તને પહોંચાડી દઇશ. એ વિષયમાં કાંઈ પણ પ્રકારની ચિન્તા કરીશ નહિ. કારણ કે તારી ઇચ્છા વિરૂદ્ધ વર્તવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી. હું ધર્મ વિરૂદ્ધ કાર્ય કરતોજ નથી."

સુશીલાએ કહ્યું;—"મહાશય, એ આપનો અનુગ્રહ છે. હું આપના એ અનુગ્રહના યોગે આપની અતિ કૃતજ્ઞ છું. અત્યારે આપે મને એક પાપાત્માના પંજામાંથી છોડાવીને મારા પર જે અમૂલ્ય ઉપકાર કર્યો છે, તેના બદલામાં હું મારૂં સર્વસ્વ આપની સેવામાં અર્પણ કરૂં તો પણ તે સર્વથા અલ્પજ છે. પણ હા. જો આપને આપનો પરિચય આપવામાં કાંઈ પણ નુકસાન ન હોય તો કૃપા કરી

મને આપના પરિચયથી પાવન કરવાની ઉદારતા આપ અવશ્ય દર્શાવશોજી, એવી મારી દૃઢ આશા છે."

સવારે જવાબ આપ્યો;—"યુવતી? મને મારો પરિચય આપવામાં કશી પણ હાનિ નથી. હું ભાવનગરના રાજા પ્રતાપસિંહનો પુત્ર છું અમે મારૂં નામ રણધીરસિંહ છે."

સુશીલાએ સહજ શરમાઇને શર્મ ભરેલા અવાજથી કહ્યું:—"પરમેશ્વરની કૃપાથી આ પણ રાજકુમારજ છે. મારાં અહોભાગ્ય કે આજે મને આપનાં દર્શન કરવાનો શુભ પ્રસંગ પ્રાપ્ત થયો."

સવારે કહ્યું;—"વારૂ, હું તમને જે કાંઇ પૂછું તેનો જવાબ તું નિઃસંકોચપણે આપી શકીશ ખરી કે?"

સુશીલાએ જવાબ આપ્યો:—"હા, હું આપના પ્રશ્નનો જવાબ ઘણીજ ખુશીની સાથે આપીશ. આપ એ વિષયમાં લેશ માત્ર પણ સંદેહ રાખશો નહિ. આપને જે કાંઇ પૂછવું હોય તે ખુશીથી પૂછો."

સવારે કહ્યું;—"તેં કોઈ પણ પુરૂષને તારૂં હૃદય દાન તરીકે આપ્યું છે ખરૂં કે?"

સુશીલાએ શરમાઇને જવાબ આપ્યો:—"ના, રાજન્! હજી સુધી તો એવો પ્રસંગ પ્રાપ્ત થયો નથી."

સવારે કહ્યું;—"ત્યારે તો આશા છે કે કદાચ તું મારી આશાને પૂર્ણ કરી શકીશ."

સુશીલાએ એ વાર્તાનો કશો પણ ઉત્તર વાળ્યા સિવાય વચ્ચમાં જ એક નવો સવાલ રજૂ કરી પૂછ્યું:—"ભલા આપ આ નિર્જન વનમાં શા માટે રહો છો વારૂ? રાજ્ય, સત્તા અને મહાલયનાં સર્વ સુખોનો ત્યાગ કરી આવા વેરાનના સંકટો શા કારણથી

સહન કરો છો ? જો જણાવવામાં કાંઇ પણ હરકત ન હોયતો મને આપના આ અરણ્યવાસનું ખરૂં કારણ જણાવવાની કૃપા કરો."

સવારે જવાબ આપ્યો:—"સુંદરી ! હું પ્રથમથી જ કહી ચૂક્યો છું કે, આ તારા સવાલવાળી વાર્તા એક વિચિત્ર ઘટનાની સાથે સંબંધ ધરાવનારી છે. અત્યારે હું તારી પાસે એ ઘટનાનો ભેદ ખોલી શકીશ નહિ. પરંતુ થોડા સમય પછી આપો આપ તને એ બધું રહસ્ય સમજાઇ જશે. હાલ તરત હું તને માત્ર એટલું જ કહેવાનું ઉચિત ધારૂં છું કે, હું એક બુઢ્ઢીના શોધ માટે આ જંગલમાં ભટકી રહ્યો છું. જ્યાં સુધી મને એનો બરાબર પત્તો મળશે નહિ, ત્યાં સુધી મારા મનને કોઇ પણ રીતે શાન્તિ મળી શકશે નહિ. તે વૃદ્ધા અમારો બધો ભેદ જાણીને ક્યાંક છટકી ગઇ છે. હવે તેને પકડવાનું કામ ઘણુંજ મુસ્કેલી ભરેલું થઇ પડયું છે. પરંતુ એનો શોધ કરતાં પહેલાં તને કોઇ સહીસલામતીવાળી જગાએ પહોંચાડી દેવીએ મારી સર્વથી પ્રથમ ફરજ છે. જો, આ પાસેના જંગલમાંજ મારૂં છૂપું ઘર છે. ત્યાં લઇ જઇ તને જરાવાર આરામ આપવાની મારી ઇચ્છા—ઘણા દિવસ થયાં રાત્રિ દિવસ પરિશ્રમ કરવાથી મારૂં શરીર પણ છેક થાકી ગયું છે. માટે ચાલ, આપણે તે ઘરમાં જઇને જરાવાર આરામ લઇએ. ત્યાર પછી આપણે ક્યાં જવું અને શું કરવું વગેરે બધી બાબતોનો બરાબર વિચાર કરી જોઇશું. કેમ મારી આ વ્યવસ્થા વિશે તારો શો અભિપ્રાય છે ? તું એ વિષયમાં શી સલાહ છે ?"

સુશીલાએ કહ્યું:—"મારી સલાહની શી જરૂર છે. આપ જે કાર્ય કરો છો, તેમાં મને કશો પણ વાંધો નથી. પણ શું આ ઝાડીઓના ઝુંડમાંજ તમે તમારૂં ઘર બનાવ્યું છે ? આવા વગડામાં તમોને

શી રીતે ગોઠે છે વારૂ ? શું અહીં તમે તમારી સાથે રહે એવો કોઈ પણ સોબતી શોધી રાખ્યો છે ખરો કે નહિ વારૂ ?"

સવારે જવાબમાં જણાવ્યું:—"હા—આ ઝાડીમાંજ મેં મારૂં છૂપું ઘર બનાવ્યું છે. આખો દિવસ શત્રુના શોધમાં રહેવાથી મને કોઇ પણ સોબતીની જરૂર પડતી નથી, તેથી હું એકલો જ અહીં રહું છું."

આમ કહીને તેઓ બન્ને સવાર નીચે ઉતર્યા અને પ્રથમ જણાવેલા સવારના ઘરમાં જઇ પહોંચ્યાં. આ સમયે તે ઘરની પાસેના એક બીજા ઘરના કેટલાક ઓરડામાં અનેક બંદીવાનો કેદી થઇ પડેલા હતા અને તેઓ દુઃખના માર્યા ભયંકર પોકારો તથા આર્તનાદો કરી રહ્યા હતા.

એ જોઇને સુશીલાએ પૂછ્યું:—"કેમ યુવરાજ ! આપ તો પ્રથમ એમ કહેતા હતા કે, મને સોબતીની જરૂર ન હોવાથી આ ઘરમાં એકલોજ રહું છું. તો પછી અત્યારે આ સર્વજનો આ ઘરમાં બંદીવાન બનીને દુઃખના પોકારો કરી રહ્યા છે તેઓ કોણ છે અને તેમને શા કારણથી કેદ કરવામાં આવ્યા છે કે આવા સુંદર સ્વરૂપવાન પુરુષોને તેમના કયા અપરાધને માટે આ સ્થળે કેદી તરીકે બંધ રાખવામાં આવ્યા છે ? આ લૂટારા છે ઠગ લોકો છે વારૂ ?"

આમ કહી તે સ્ત્રી પોતાના હાથમાંથી રુમાલ પડતો મૂકી ત્યાંથી જરા આગળ ચાલી ગઈ. તેણે પોતાના મનમાંને મનમાં જ બોલી;— "રુમાલ કેમ પડી જાય છે" આ પ્રમાણે કહ્યા પછી તેણે પુનઃ કહ્યું:—"મારો રૂમાલ કેમ પડી ગયો ? કયાં ગયો ? હજી હમણાં જ મારા હાથમાં હતો ને ?"

આમ કહી તે પાછી ફરી અને નીચી નમી "મિમજદ ન વિકટદારા જિંદસ્ત" એવો કાંઇક અસ્પષ્ટ ઉચ્ચાર કરી તેણે જમીનપરથી પોતાનો રૂમાલ પાછો ઉપાડી લીધો અને ત્યાર પછી તે રણધીર પાસે જઇ ઉભી રહી.

એ જોઇને રણધીરે કહ્યું:—"કેમ તારો રૂમાલ મળ્યો કે નહિ વારૂ?"

"જી—હા ન મળે તો અહીંથી કયાં જાય વારૂ?" સુશીલાએ જવાબ આપ્યો.

રણધીરે કહ્યું:—"તેં આ કેદીઓના જે સંબંધમાં જે પ્રશ્ન પૂછ્યો હતો, તેના જવાબમાં હું માત્ર એટલુંજ જણાવવાનું યોગ્ય ધારૂં છું કે, તેઓ સર્વ મારા પરમ શત્રુતાનો બદલો લેવાના ઇરાદાથી જ મેં તેમને અહીં કેદ રાખ્યા છે. આ સર્વ કેદીઓ મહા ભયંકર છે. એમને માટે કેદખાનાની સજા ઘણીજ હલકી છે. જો અગ્નિના ધધકતા કુંડમાં બાળીને એ લોકોને ભસ્મ કરવામાં આવે તો પણ મારા મનને શાંતિ મળે તેમ નથી. કારણકે, અત્યારસૂધી એમણે મારી સાથે જે દુશ્મની ચલાવી છે તથા મને જેવો હેરાન કર્યો છે, તેની સજા ગમે તેવી ભીષણ કરવામાં આવે તોપણ તે થોડીજ છે."

સુશીલાએ કહ્યું:—"જ્યારે તે લોકોએ આપને એટલો બધો ત્રાસ આપ્યો છે, ત્યારે આપ તેમને જીવતાને જીવતા શા માટે સળગાવી નથી દેતા? તેમનાં ખૂન કરી શા માટે નથી મારી નાખતા?"

રણધીરે જવાબ આપ્યો;—"મને ઘણીવાર એવી ઇચ્છા થઇ આવે છે. પરંતુ મારી પાસે તેમ કરી શકાય તેવો કોઈ ઇલાજ જ નથી. કારણકે, એમ કરવાથી અમારા સર્વ ઐયારોમાં ભયંકર બળવો

થવાનો ભય રહ્યા કરે છે. કેદ પકડાયલા દુશ્મનને મારવાથી પરિણામ ભયંકર આવવાની સંભાવના રહે છે. એ નિયમ ઐયારી ધર્મથી વિરુદ્ધ છે; એટલે લાચારીથી મારે તેમને કેદ જ રાખવા પડયા છે."

સુશીલાએ પૂછ્યું:—"ઐયાર એટલે શું? અને ઐયારીધર્મ કોને કહેવામાં આવે છે વારુ?"

રણધીરે કહ્યું:—"એ વિષય ઘણો જ ગહન છે, એટલે તારાથી સહજમાં સમજી શકાય તેમ નથી."

સુશીલાએ હઠ પકડીને પૂછ્યું:—"મારાથી શા માટે નહિ સમજી શકાય વારુ?"

રણધીરે જવાબ આપ્યો:—"જ્યારે તારો આગ્રહ આટલો બધો પ્રબળ છે, ત્યારે હું તને ઐયાર તથા ઐયારીની સમજ પાડું છું. ઐયાર શબ્દનો અર્થ ઠગ અથવા લુચ્ચાઓ થાય છે અને તેઓ દગાબાજી કરી ભલભલા રાજાઓને પણ તોબાં પોકારાવે છે. એ ઐયારોનો પક્ષ હોય છે અને એ પક્ષોમાં હમેશાં યુદ્ધ ચાલ્યા કરે છે. દરેક રાજાઓ ઐયારોની સહાયતાથી પોતાના પ્રતિપક્ષી રાજાને હેરાન કરાવી શકે છે. ઐયારોથી મનુષ્ય ધારે તે કરી શકે છે. લુચ્ચાઈ, દગાબાજી, કપટ, પ્રપંચ, છળ, અનીતિ, અત્યાચાર, દુરાગ્રહ, ખૂન, આદિ સર્વ દુર્ગુણોનો ઐયારીમાં સમાવેશ થાય છે અને એની સહાયતાથી જ ઐયાર અથવા ઠગ લોકો પોતાનું કાર્ય કરી શકે છે ચોરી, લૂંટ ફાટ કરતાં પણ ખરા ઐયારો ડરતા નથી. એક બીજાના પક્ષકારોને કેદ કરવા, ભૂલભૂલામણીની બાજીઓ ખેલવી તથા જુગાર ખેલવો એ સર્વ ઐયારોના મુખ્ય લક્ષણો છે."

આ પ્રમાણે વાતચીત કરતાં તેઓ બન્ને એક વિશાલ દાલાનમાં જઈ પહોંચ્યાં. એ સમયે તે દાલાનમાં અનેક કુર્સીઓ પડી હતી તથા

તેનાપર બે સ્ત્રીઓ તથા ચાર પુરુષો બેઠા બેઠા કાંઇક સલાહ કરી રહ્યા હતા. એ દાલાન ખૂબ શણગારેલો હતો તથા તેમાં જાત જાતનાં ફૂલો અને વેલીઓ ગોઠવામાં આવ્યાં હતાં એની ફર્શ કાળા પત્થરની હતી સંગેમરમરનો પણ કોઈ કોઈ સ્થળે ઉપયોગ કરવામાં આવ્યો હોય, એમ જણાતું હતું. તેની દીવાલો સામાન્ય પત્થરની હતી અને તે ઘણી જ મજબુત હતી. સંક્ષેપમાં કહીએ તો તે એક અતિ મનોહર વિલાસ ભવન જણાતું હતું. વેલીઓપર વિકસેલાં કુસુમોપર ભ્રમરો ગુંજારવ કરીને કામદેવનો સાથ પૂરો રહ્યા હતા. તથા શીતળ વાયુ સર્વત્ર સુગંધનો વિસ્તાર કરી રહ્યો હતો.

રણધીર તથા સુશીલાને જોઇને જે સ્ત્રી પુરુષો સલાહ કરી રહ્યાં હતાં તેઓ ઉઠીને ઉભાં થયાં તથા તેમને યથાર્થ રીતે પ્રણામ કરી બીજી બાજૂએ ચાલ્યાં ગયાં. ત્યાર પછી તેઓ બન્ને તે કુર્સીપર બેઠાં અને અને કોઇએક પ્રકારનો વાર્તાલાપ કરવામાં ગુંથાઇ ગયાં. એ સમયે તેમની વચ્ચે જે વાર્ત્તાલાપ ચાલી રહ્યો હતો, તેનું વિવેચન કરવાની આ સ્થળે અમને કશી પણ આવશ્યકતા જણાતી નથી. કારણ કે, તેનો સારાંશ માત્ર એ જ હતો કે રણધીરે જ્યારથી એ સુંદરીને જોઇ હતી, ત્યારથી તે પોતાનું ભાન ભૂલી ગયો હતો અને તેને પોતાની પ્રિયતમા કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો.

પ્રથમ રણધીરે સુશીલાને ઉદ્દેશીને અતિ આડંબર પૂર્વક કહેવા માંડ્યું:—“હું સત્ય કહું છું કે મારી ઇચ્છા હમણાં થોડાક સમય થયાં એ વિષયપરથી તદ્દન ઉઠી ગઈ હતી. કારણ કે, મને ઘણીવાર એવા અનુભવો મળી ચૂક્યા છે કે, સ્ત્રીઓનો ઘણો ભાગ લગભગ કપટી, સ્વાર્થ સાધક અને પાપિષ્ઠ જ હોય છે, પણ સુશીલા, તને જોતાંની સાથે જ મારૂં મન કાબુમાં રહી શકતું નથી. તારા દર્શનથી મારા

હૃદયના સર્વ સંકલ્પોનું પરિવર્ત્ત થઈ ગયું છે. મને અજાયબી થાય છે કે મેં માતાપિતાનું કહ્યું ન માન્યું ન માન્યું અને કન્દર્પ નગરના રાજા રઘુનાથસિંહની પરમસુંદરી કન્યા કમલિની સાથે લગ્ન ન કર્યાં, એનું શું કારણ હશે? મેં તે સમયે તેનો સ્વીકાર શા માટે નહિ કર્યો હોય? હું ધારૂં છું કે, એ સમયે મેં ભયંકર ભૂલ કરી છે અને એ ભૂલના યોગે જ અત્યારે મારી આવી પરાધીન સ્થિતિ થઈ ગઈ છે. મારા કહેવાનો સારાંશ તો તું સમજી ગઈ હશે કે, હવે મારૂં આ જીવન તારૂં જ છે. મારા હૃદયમંદિરની અધિકારિણી તુંજ છે. તારી રૂપલાવણ્યમયી મનોહારિણી મૂર્તિ મારા હૃદયમંદિરમાં સ્થપાઈ ગઇ છે. હવે તારા વિના બીજી કોઈ પણ સુંદરી મારા હૃદયપદ પોતાના અધિકારનો વિસ્તાર કરી શકે તેમ નથી. કારણ કે:

" મનોરી મૂર્ત્તિ તારીને મનોમંદિરમાં સ્થાપું;
હૃદયદેવી ગણીને તો પ્રણયનાં પુષ્પ હું આપું;
કરાવી પાન પ્રીતિનું સદા આનંદમાં રાચું;
પ્રિયા તુજ વીણુ સંસારે નહિ હું અન્ય કો જાણું;
જિગર મારૂં થયું તારૂં ગણી લેજે અહો પ્યારૂં;
સુધા શાંતિ તણી દઇને બનાવું સ્વર્ગનું બારૂં. "

પ્રિય વાચક! તું તો ઘણું કરીને સમજી ગયો હોઇશ કે રણધીરની વાર્ત્તામાં સત્યનો અંશ ક્યાં સુધી સમાયલો છે? કારણકે તારાથી રણધીરનો વૃત્તાંત રંચ માત્ર પણ છૂપો નથી, રણધીર! રણધીર, મહાઅધમ છે! એના છળ, પ્રપંચ અને કપટની કશી સીમાજ નથી. દુનિયાનું એકપણ પાપ કરતાં તેના હૃદયમાં અનુકંપા ઉપજે તેમ નથી. તે પાપાત્માએ અત્યાર સુધીમાં અનેક અબળાઓને પાયમાલ કરી છે. અનેકના ધર્મને ભ્રષ્ટ-નષ્ટ કરી નાખ્યો છે. કામાંધ

રણધીરના મનમાં વ્યભિચાર કરતા કંપ થવો તો દૂર રહ્યો, પરંતુ આનંદ ધારા વહે છે. કામનો શિકાર શોધવામાંજ તે રાત્રિદિવસ પ્રયત્નશીલ રહ્યા કરે છે. કોઇ એક વિદ્વાનના **कामातुराणां न भयं न निद्रा**ના સૂત્રનો સ્વીકાર કરી લીધો છે. કામીપુરુષો જગતમાં સર્વ કાંઈ અનર્થ કરી શકે છે. કામાંધના સંબંધમાં યોગ્યજ છે કેઃ—

"કામાંધી જીવતો જગતમાં કામો સદા કુડાં કરે,
પાપી ઘોર થઇ નિજ તણી લજ્જા સદાયે હરે;
ગૂમાવે કુળ—તાત નામ અતિશે શંકા નહિ તેમાંખરે;
દુષ્ટોએ અવની તણાં નહિ ભીતિજના એ ધરે."

આ સ્થળે જે લોકો કેવળ સ્ત્રીઓનેજ 'વ્યભિચારિણી' ગણીને નિંદાને પાત્ર ઠરાવે છે, તેમણે બરાબર કરી જોવાનું છે કે, પુરૂષો પણ વ્યભિચારના ઉત્પાદક છે. કેવળ સ્ત્રીઓજ વ્યભિચારિણ નથી. અત્યારે રણધીર જે કાર્ય વિવાહનું દઇને કરવાનો હતો, તે વાસ્તવિક રીતે વિવાહ નહિ પણ વ્યભિચાર જ હતો. કોઈ પણ દોષનું આરોપણ અમુક એક સમુદાયપર કરી દેવું ઉચિત નથી. પરંતુ ઇન્સાફ ની તુલાને હાથમાં ધારણ કરી પ્રત્યેક મનુષ્યે નિષ્પક્ષપાતથી જોવું જોઇએ કે દોષોનું પ્રમાણ કયા સમુદાયનું વિશેષ છે? અમારી માન્યતા પ્રમાણે તો ઇન્સાફની તુલામાં સ્ત્રી અને પુરૂષોના દોષોનું પ્રમાણ લગભગ સરખું જ આવે છે. ફક્ત સ્ત્રીઓ જ વ્યભિચારની વિસ્તારિણી છે અને પુરુષો સર્વથા દોષ વિમુક્ત છે, એમ કહેવું એ કેવળ ભૂલ ભરેલું છે. ઉભયના દોષ સમાન છે. જેવી રીતે પુરૂષના સમુદાયમાં હરિશ્ચંદ્ર, રામ, નળ આદિ પુરૂષો એક પત્નીવ્રતમાં અગ્રસ્થાન ભોગવી ગયા છે, તેવીજ રીતે સ્ત્રીઓના સમુદાયમાં પણ સીતા, અનસુયા, ગાર્ગી, દમયંતી આદિ સતીઓ પણ અગ્રસ્થાન

ભોગવી ગઇ છે. સારાંશ કે ઉભય પક્ષ સમાન છે, એક પક્ષજ દોષને પાત્ર નથી. રણધીરની નીચતાને માટે તેનાં બોલેલાં વચનોજ પૂરતાં છે."

રણધીરની વાર્ત્તા સાંભળીને સુશીલાએ કહ્યું;–"મારી પણ એવી જ ઇચ્છા છે. ગમે તેમ કરીને આવતી કાલે તો આપણાં લગ્ન થઈ જ જવાં જોઇએ. કારણ કે, આ જીંદગીનો ઘડીભરનો વિશ્વાસ નથી. કોણ જાણે કયી ઘડીએ યમરાજની સ્વારી આવી પહોંચશે એની કશી કલ્પના પણ કરી શકાતી નથી. તમારા જેવા સુંદર પુરુષને પ્રાપ્ત કરવાથી મારા સૌભાગ્યનો ઉદય થશે. બસ આજથી હું તમને

"ગણીને નેત્રના તારા કરૂં સેવા તમારી હું;
પ્રતિમા પ્રેમથી પૂજું ધરીને ધ્યાન પ્રીતે હું;
હૃદયઆગાર છે ખુલ્લો કરોને સ્થાન ત્યાં પ્યારા;
કરેછે પ્રાર્થના પ્રેમે સ્વીકારો આ તમે દારા."

સુશીલાનાં આવાં સુધા સમાન મીઠાં વચનો સાંભળી રણધીરના હર્ષની સીમા જ ન રહી. તે વિશેષ કામાંધ થઇ ગયો. તેના હૃદયમાં ઉદ્દભવેલી કામની વાસનાએ અતિ ભયંકર સ્વરૂપ ધારણ કરી લીધું. તે સુશીલાના મુખભણી પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોતો તેનો હાથ પકડીને બોલ્યો:–"વાહ, મારા હૃદયની રાણી! તારા આ શબ્દો સાંભળીને મારા હૃદયના આનંદનો અવધિ થયો છે. મને તારા પ્રેમે અંધો બનાવ્યો છે. અહા! આ અવનીમાં અનંતનામી ઇશ્વરે અનેક અનુપમા અબળાઓની સૃષ્ટિ રચી છે, પરંતુ તારા સ્વરૂપથી તો તે અનુપમતાની સીમા જ થઈ ગઈ છે. હું તારી ઇચ્છાને હવે સત્વર તૃપ્ત કરીશ. મારા મહાલયની મુખ્ય મહારાણી થવામાં તને હવે વિશેષ વિલંબ લાગશે નહિ."

સુશીલાએ કહ્યું:—" પણ હજી મારા મનમાં એક પ્રકારનો સંશય રહ્યા કરે છે કે—"

રણધીર વચ્ચમાં જ બોલી ઊઠ્યો:—" શો સંશય છે વારૂ, જલ્દી કહી દે."

સુશીલાએ જવાબ આપ્યો:—" કદાચિત્ આપ મારી સાથે પ્રથમ લગ્ન કર્યા પછી બીજી કોઈ સુંદરીને આ મહાલયમાં મહારાણી રૂપે લાવો અથવા તો આપના પરના મારા પ્રેમમાં ભાગ પડાવો તો કાંઈ અજાયબી જેવું નથી. વસ્તુતઃ જો એવો જ પ્રસંગ આવી લાગે તો પછી મારી અવદશાનો અવધિ જ ન રહે. મારાં આ વચનોથી આપ માઠું ન લગાડશો. કારણ કે, પુરુષોના સ્વભાવ લગભગ ભ્રમરના જેવા જ હોય છે. જેવી રીતે ભ્રમર એક પુષ્પનો પરિત્યાગ કરી બીજા પુષ્પમાં લુબ્ધ થાય છે અને બીજાનો ત્યાગ કરી ત્રીજામાં આસક્ત થાય છે, તેવી જ રીતે પુરુષો પણ અનેક સુંદરીઓના ઉપભોગ કરવામાં નિમગ્ન રહે છે. વિદ્વાનો રાજાના મહાલય કરતાં ગરીબની ઝૂપડીને વિશેષ મહત્વ આપે છે, તેનું મુખ્ય કારણ અન્ય કશું પણ નથી. પરંતુ તેમના કથનનો ઉદ્દેશ એવો હોય છે. ગરીબના ઘરમાં વસનારી રમણી પોતાના પતિના પ્રેમને ચિરકાળને માટે એટલે કે જીંદગી સુધીને માટે સંપાદન કરી શકે છે અને મહાલયની માનિનીઓનો પ્રેમ તો ક્ષણિક છે, વાયુના ગોળાની પેઠે ક્ષણવારમાં નષ્ટ થઈ જાય તેવો છે. ગમે તેટલા યત્નો કરવા છતાં પણ તે પોતાના પતિના સંપૂર્ણ પ્રેમને પ્રાપ્ત કરવાનું સૌભાગ્ય મેળવી શકતી નથી. આ સર્વ કારણોથી આપની સાથે લગ્ન કરતાં પહેલાં મારે આપની પાસે એક પ્રતિજ્ઞા કરાવવાની ખાસ જરૂર છે. રાજન્! મારી આ વાર્ત્તાથી

મારા પર રોષ ન કરતાં તેનો સંપૂર્ણ વિચાર કરજો અને મારી વાર્ત્તામાં સત્યનો અંશ ક્યાં સુધી સમાયલો છે તેનો પણ ખ્યાલ કરજો."

રણધીરે હસીને કહ્યું:—" વાહ—વાહ ! આવી વાર્ત્તા કહેતાં તને જરા વિચાર પણ નથી થતો ? હું ધારૂં છું કે તું જેવી સુંદર છે તેવી ચતુર નથી. કારણ કે, તારામાં હજી પુરુષના હૃદયની પરીક્ષા કરવાની શક્તિ આવી હોય તેમ જણાતું નથી. વારૂ એ તો કહે કે, તારા કરતાં આ વિશ્વમાંથી બીજી કઇ સુંદરી મને પોતાના સૌંદર્યના યોગે વિમોહિત બનાવી શકે તેમ છે ? મારી માન્યતા પ્રમાણે તારા સમાન સ્વરૂપવતી સુંદરી આ સંસારના કોઈ પણ સ્થાનમાંથી મળી શકે તેમ નથી. માટે આવી વ્યર્થ આશંકાને હૃદયમાંથી નિર્મૂળ કરી મારા વચનોમાં વિશ્વાસ રાખ."

રણધીરે વિચાર્યું કે, " અત્યારે આનંદ ભોગવવાનો જે પ્રસંગ પ્રાપ્ત થયો છે, તેનો તો યથાર્થ ઉપભોગ કરી લઉં, પછીથી જ્યારે રમાનો વારો આવશે ત્યારે જોઇ લેવાશે. હાથમાં આવેલા દાવને છટકવા દેવો એ કેવળ નિર્બળતાનું જ લક્ષણ છે. મારો તો એવો જ નિશ્ચય છે કે જે કોઇ મારા ફંદામાં આવે તેને ફસાવી લેવું. એકની સાથે પ્રીતિનું બંધન બાંધી બેસી રહેવું એ કેવળ મૂર્ખતા જ છે. સંસારમાં અનેક સ્ત્રી રત્નો પડેલાં છે તે સર્વ રત્નસમૂહને એકત્ર કરી કંઠમાં ધારણ કરવો એ પુરુષનું પ્રથમ કર્ત્તવ્ય છે. આવી સુંદરીનો ઉપભોગ ન કરતાં નીતિનો વિચાર કરી બેસી રહેવામાં કશોય સાર નથી. જ્યારે રમાની સાથે મારાં લગ્ન થશે ત્યારે આ સુશીલાને રજા આપી દઇશ. પરંતુ હાલ તરત તો તેને મારી મહારાણી જ બનાવીશ. સંસારમાં કપટની સહાયતા સિવાય કોઈ પણ કાર્ય થઇ શકતું નથી."

આ પ્રમાણે વિચાર કરીને રણધીરે પુનઃ સુશીલાને ઉદ્દેશીને કહ્યું:—" પ્યારી, મારાથી, એવો દગો કદાપિ થશે નહિ. મારાં વચનોમાં વિશ્વાસ રાખ. સજ્જન પુરુષ પોતાના આપેલા વચનનો ભંગ થવા દેતા નથી. પૂર્વનો રવિ પશ્ચિમમાં ઉદય પામે, મેરુપર્વત ચલાયમાન થાય, અગ્નિમાં શીતળતાનો આવિર્ભાવ થાય અને જળમાં વિકસિત થતું કમળ પર્વતપરની શિલાપર વિકસિત થાય તો પણ સજ્જનો પોતાના કોલને તોડતા નથી. બસ, તું આજથી મારા મનોમંદિરની મહારાણી છે. જ્યાં સૂધી એ મંદિરમાં તારૂં અસ્તિત્વ રહેશે, ત્યાં સૂધી શચીના સમાન સુંદરી શિરોમણિ લલના પણ તેમાં પ્રવેશ કરવાને શક્તિમાન થઇ શકશે નહિ. તું સર્વથા નિર્ભય રહે."

આ સાંભળીને સુશીલાએ કહ્યું:—" પ્યારા ! આપનાપર મને લેશ માત્ર પણ સંશય નથી. તેમ છતાં પણ આવી સ્થિતિમાં આપણે એક ઉપાયની યોજના કરવાની પરમ આવસ્યકતા છે."

રણધીરે પૂછ્યું:—" શી આવશ્યકતા છે વારૂ, મારી મનોહારિણી સુશીલા ?

સુશીલાએ કહ્યું:—" તેમાં આપને કશું પણ નુકસાન થવાનું નથી. આપ મને ફક્ત એક પ્રતિજ્ઞાપત્ર લખી આપો કે જેના યોગે મારા ચિત્તને કાંઇક શાંતિ મળી શકે. એ પ્રતિજ્ઞા કરાવવાનાં કેટલાંક ખાસ કારણો છે. જે કારણો અત્યંત મહત્વનાં છે. આપ વિચાર કરી જોશો તો સ્પષ્ટ જણાઇ આવશે કે, મનુષ્યનું મન સદા એક સરખું રહેતું નથી; તેમાં અનેક પ્રકારનાં પરિવર્ત્તનો થયા કરે છે. જ્યારે આ સૃષ્ટિ પણ પરિવર્ત્તનશીલા છે, ત્યારે મનુષ્યના મનના વિષયમાં તો કહેવું જ શું ? પરિવર્ત્તનશીલતા એ આ વિશ્વ સંસારનો મુખ્ય નિયમ છે. એથી જો આપના મનનું પરિવર્ત્તન થઇ જાય તો તેમાં કશું પણ

આશ્ચર્ય નથી. વળી દૂધનો દાઝયો છાશ પણ ફુંકી ફુંકીને પીએ છે આ સર્વ કારણોથી આપને એક પ્રતિજ્ઞાપત્ર તો અવશ્ય લખી આપવું પડશે જ. મારા ધારવા પ્રમાણે આપને એમાં કશી પણ હાનિ તો નહિ જ હોય ?"

રણધીરે કાંઇક વિચાર કર્યા પછી પૂછ્યું:–"એ પ્રતિજ્ઞાપત્રમાં શો આશય સમાયલો છે વારૂ ?"

સુશીલાએ જવાબ આપ્યો:—"આપને એ પત્રમાં ફક્ત આટલુંજ લખવું પડશે કે,–'હું આ સુશીલા નામની સુંદરી સાથે લગ્ન કરૂં છું અને તે સાથે પ્રતિજ્ઞા કરૂં છું કે, જીંદગી સૂધી હું અન્ય કોઇ પણ યુવતી સાથે લગ્ન અથવા પ્રેમ નહિ કરૂં અને જો કદાચ મારાથી એવી ભૂલ થઇ જાય તો તે સ્ત્રીને સુશીલાની દાસી કરી રાખવાનું હું તેને વચન આપું છું. સુશીલાજ મારી મુખ્ય મહારાણી છે અને ભવિષ્યમાં પણ રહેશે."

રણધીર સુશીલાને પ્રાપ્ત કરવા માટે અત્યંત આતુર બની ગયો હતો તેમજ તેનાં કટાક્ષોએ તેના હૃદયને ઘાયલ કરી દીધું હતું તથા સુશીલાની અભિલાષાને પૂર્ણ કર્યા વિના તે સહજમાં મળી શકે એવો કોઇ પણ ઉપાય પણ તેના હાથમાં રહ્યો નહોતો. આ સર્વ કારણોથી તેણે તરતજ પાસેના ઓરડામાંની એક પેટીમાંથી કાગળ, ખડીઓ તથા કલમ લાવીને સુશીલાના કહેવા મૂજબ પ્રતિજ્ઞાપત્ર લખી આપ્યું. પત્ર પૂરૂં લખાયા પછી સુશીલાના હાથમાં આપ્યું. સુશીલાએ તે પત્ર વાંચીને કહ્યું:–"આમાં એક વાતની ખામી રહી ગઇ તેને પૂર્ણ કરવાની ખાસ જરૂર છે."

રણધીરે પૂછ્યું:—"કઇ વાત રહી ગઇ વારૂ ?"

"આપે હજી આમાં આપની સહી કરી નથી. માટે સહી કરી આપો." સુશીલાએ કહ્યું.

"તે પણ થઈ જશે." આમ કહીને રણધીરે તરતજ તે પત્ર-પર પોતાની સહી કરી આપી. સુશીલાએ તે પ્રતિજ્ઞાપત્રને સંકેલીને પોતાની ચોળીના ખીસામાં મૂકી દીધું અને ત્યારપછી તે તે ઓરડામાં પડેલા એક હારમોનિયમને વગાડવાની તૈયારી કરવા લાગી.

રણધીરે પૂછ્યું:—"શું તું કાંઇ ગાવાનું કામ પણ જાણે છે ખરી કે?"

"જી હા. થોડું ઘણું જાણું છું." આમ કહીને સુશીલા વીણાવિનંદિત સ્વરથી વાજું વગાડી ગાવા લાગી:—

ગ.જ.લ

"હયા બોલી ઉભરા જો જોબન કિસીકા:
મિટા દૂંગી મેં ચુલબુલાપન કિસીકા:
કહા મૈંને હાજિર હૈ દિલ તોવો બોલે,
કિ એહસાન લેં મેરે દુશ્મન કિસીકા.
ખિરામાં હુએ તો બોલી નઝાકત,
કિ મુઝસે ન સંભલેગા દામન કિસીકા;
ચમકતી નહીં અબ્રસે વર્ક તાઝાં,
લટકતા હૈં પર્દેસે દામન કિસીકા;
રકીબોંસે વહ ખુશ રકીબ ઉનસેરાઝી,
ખુરા કહકે ક્યોં મેં હું દુશ્મન કિસીકા.
ઇધર ભી કરમ એ નસીમે હમારી,
તરસતા હૈ ફુલોંકા મદફન કિસીકા;

વહ ક્યા જાનેં હોતી હૈ કૈસી જવાની;
અભી ખેલતા હૈ લડકપન કિસીકા.
જવાની કી આમદ હૈં હોતા હૈ સખ્સત,
વો નાજેં કા પાલા લડકપન કિસીકા.

આ ગજલ સમાપ્ત થયા પછી રણધીરસિંહના અનુરોધથી સુશીલાએ પોતાના અતિ મૃદુતા ભર્યાં મંજુલ સ્વરથી પુનઃ ગાવાનું શરૂ કર્યું:—

## ઠુમરી

" ચંચલ ચપલ નાગિનસી બામ ચિતવન ચિત્ત લૈ ગઇ રેઃ—ચંચલ.
દગ મગ સમાન ચંચલ કઠોર,
પ્રતિ અંગ અંગ રસ પોર પોર,
બિછુવનકી ઝમક પાયલકો શોર દુખ હરિ,
સુખ દે ગઇ રે આજ દુઃખ હરિ સુખ દે ગઇ રે—ચંચલ
ચિતવત ઈત ઉત ખડી ધૂમ ધૂમ,
ગલે મિલતમાલ કુચ લેત ચૂમ,
મુખચંદ્ર અલક રહીં ઝૂમઝૂમ,
બદરા માનો છા ગયે રે—ચંચલ."
લોચન વિશાલ સુન્દર કપોલ,
જોબના અમોલ દોઉ ગોલ ગોલ,
પરહતસે મધુર કુછ કહિકે બોલ:
ટોના માનોં કૈ ગઇ રે—ચંચલ

આ મૃદુ મધુર ગાયન સાંભળીને રણધીરના સર્વ ઐયારો ત્યાં એકઠા થઇ ગયા અને સુશીલાને પુનઃ એક નવીન ગાયન ગાવાનો આગ્રહ કરવા લાગ્યા. તેમના આગ્રહથી સુશીલા ગાવા લાગી:—

### તર્જ

ગલેબહિયાં ન ડાલો હમાર બેદર્દી હો બાલમા.

---

" ગહો બહિયાં ન આજમ હમાર,
સંવરિયાં હો ગૈલમા.

### શએર

" સુખી હૈં સાથકી અબ આવતી યે હોગી;
હસેંગી હાય ! હમેં ઘરપે જાકે ઘેરંગી;
સુનેં જો સાસ નનંદ તો નિગાહ ફેરેંગી;
વો બાતેં તાને કી હરદમ સુનાકે ટેરેંગી;
પ્યારે હુંગી પરાઇ મૈં નાર—સંવરિયા હો ગૈલમા.

### શએર

હૈ મિલતા ક્યા તુમ્હેં હરદમ હમેં સતાનેસે;
દિખાકે ચાંદસી સૂરત હમેં લુભાનેસે;
લડાકે આંખ સદા બાંસુરી બજાનેસે;
સુનાકે ગાલિયાં મટકી પટકકે જાનેસે,
નએ નોખે ભએ હો ખિલાર—સંવરિયા હો ગૈલમા.

### શએર

કહેંગી કંસસે જો તુમ હમેં સતાઓગે;
સભી યે શેખી વહાં જાકે ભૂલ જાઓગે;
ચલેગી એક નહીં કન્હા ! રોતે જાઓગે,
વહાં ન જાકે ફિરયે શોખિયાં દિખાઓગે,
સજા પાઓગે પૂરી મુરાર—સંવરિયા હો ગૈલમા.

શએ'ર

યેં સુનકે સ્યામ કહીં મુસકિરાકે પ્યારીસે;
કપોલ ચૂમકે ગોરે વો બેકરારી સે:
કરો ન બાતેં તુમ ઐસી રસિક બિહારીસે;
ગલે લગાલો પ્રિયે ! મોહિં જાંતિ સારીસે.
જાતી જોબનકી બીત બહાર—સંવરિયા હો ગૈલમા.

આ મનોહર સંગીત સાંભળી રણધીર બોલી ઉઠયો:–"વાહ વાહ ! શી મધુર વાણી છે ! બસ, એક બીજી ગજ઼લ ગાઇ સંભળાવ. મારૂં મન તો તૃપ્તજ થતું નથી. તને તકલીફ તો પડશે પણ ક્ષમા કરજે."

રણધીરના આગ્રહથી સુશીલાએ ફરીવાર પોતાના કોમળ કંઠથી ગાવા માંડયું:—

ગજ઼લ

"કિસી સૂરતસે દિલકો શાદ કરના;
હમેં દુશ્મન સમઝકર યાદ કરના;
દુઆએં દેંગે છુટકર કૈદિએ જુલ્ફ,
જહાંતક હોસકે આઝાદ કરના.
કહેં વહ આફરીં ઐસા પડે હાથ;
ન હમપર રહેમ ઓ જલ્લાદ કરના,
મસીહાઇ દિખાનાબાદ મુર્દન,
જો દિલ ચાહે તો કુછ ઇશાદ કરના.
ઉડા દો ખાક મેરી ઠોકરોંસે;
અગર મંજૂર હૈ બર્બાદ કરના;
અદબ સીખે નહીં હૂં મૈં ગિરફતાર;
બતા કર કાયદે બેદાદ કરના;

મ.જા થા એબસીકી ગાલિયોં મેં:
ઉસી ભૂલે સબ.ક કો યાદ કરના:
બહુત મુશ્કિલ હૈઈન સંગેદિલોંસે;
.ખયાલે .ખાતિરે નાશાદ કરના,
.જનાજા ઉઠચુકે મેરા તો તુમભી:
અદા રસ્મે મુબારિકબાદ .કરના,
નસીમે .અસ્તાતન બી જાન દે દે:
ગજબ હૈગા તેરા બેદાદ કરના. "

આ સમયે નિત્યના નિયમ પ્રમાણે એક અનુચર થોડાંક ફળ-ફળાદિ લઈને ત્યાં આવી પહોંચ્યો અને તે સર્વ રણધીરની સમીપમાં મૂકીને એક બાજૂએ ઉભો રહ્યો. રણધીરે પોતાની આસપાસ બેઠેલા સર્વજનોને તે ફળ આપવા માંડયાં, પરંતુ અભ્યાગત રમણી સુશીલાએ તે લીધાં નહિ. તેણે રણધીરના આગ્રહનો અનાદર કરી જવાબમાં જણાવ્યું:—"હું મસાલા વગરનાં આ કાકડી કે ચીભડાં વગેરે ફળો ખાતી નથી. મસાલો નાખી ખાવાથી તે ઘણાં મીઠાં લાગે છે અને તે સાથે ફાયદો પણ કરે છે."

રણધીરે પૂછ્યું:—"એ મસાલો શો છે અને તેમાં શો ફાયદો સમાયલો છે વારૂ ?"

સુશીલાએ જવાબ આપ્યો:—"એમાં અનેક ગુણો સમાયલા છે. ફળમાં બાદી કરવાનો જે અવગુણ હોય છે તે મટી જાય છે અને તે સ્વાદિષ્ટ તથા સુગંધિત થાય છે. મારી પાસે અત્યારે પણ તે મસાલો તૈયાર છે. પરંતુ તે મસાલાની સાથે બીજી એકાદ બે ચીજોની પણ જરૂર પડે તેમ છે. જો તમે ચીજો મંગાવો તો હું મારી પાસેનો મસાલો તૈયાર કરવાને હાજર છું."

રણધીરે કહ્યું:—"ત્યારે તું કઈ ચીજો મંગાવવા માગે છે વારૂ ?"

સુશીલાએ જવાબ આપ્યો:—"સુંઠ, કાળાં મરી તથા થોડું-ધાણું સિંધાલુણ."

રણધીરે તરત જ તે ચીજો મંગાવી આપી. સુશીલાએ એ પડીકું કાઢી અને એ ત્રણે વસ્તુઓને તેની સાથે મેળવી એક જાતનો મસાલો તૈયાર કર્યો. તે મસાલામાંથી થોડો ઘણો મસાલો પોતે લીધો અને બાકીનો રણધીર અને તેના સોબતીઓને માટે રહેવા દીધો.

સુશીલાની મધુર વાણીથી મુગ્ધ થઇને સહુએ તે મસાલો આ-નંદની સાથે લઈ લીધો. મસાલો લેતી વેળાયે તે સર્વ વિકારીજનોએ વિચાર્યું કે, આ નિમિત્તથી પણ તે કોમલાંગી કુરંગનયની લલના કોમળ તથા મૃદુકરનો સ્પર્શ કરવાનો શુભ પ્રસંગ પ્રાપ્ત થશે." આ પ્રમાણે વિચાર કરીને તે સર્વજનોએ સુશીલાનો બનાવેલો નવીન પ્રસાદ ગૃહણ કરી આરોગવા માંડયો.

એવામાં "ઓફ્ ! ભયંકર દગો થયો ! પકડો ! પકડો ! મારો કાપો ! હાથમાંથી છટકી ન જાય !" આદિ શબ્દોનો ઉચ્ચાર કરી અનેક પ્રલાપો કરતો રણધીર સુશીલાના શરીરપર ધસી ગયો પરંતુ તે રસ્તામાં જ લથડીયાં ખાતો એક કુર્સીપર ગબડી પડયો એ જોઇને સઘળા ઐયારો પણ તેના તરફ ધસી આવ્યા, પરંતુ તેઓ પણ પો-તાના કાર્યમાં નિષ્ફળ થઇને જમીનપર ગબડી પડયા.

સુશીલાના કાર્યમાં એ સમયે ફળ લાવી આપનાર એક પુરુષ વિઘ્નરૂપ થયો. તે એકદમ સુશીલાનાં શરીર તરફ ધસી ગયો. પરંતુ એ અરસામાં સુશીલાએ પોતાના વસ્ત્રમાં છૂપાવી રાખેલી પિસ્તોલ બહાર કાઢીને તરત જ તેનો ઘોડો દબાવી દીધો. એના યોગે તે પુરુષ પણ ચકરી ખાઇને જમીનપર ગબડી પડયો અને અલ્પ સમયમાં જ આ અવનીનો પરિત્યાગ કરી યમસદનને સ્વાધીન થયો અથવા યમપૂરીમાં ચાલ્યો ગયો.

# પ્રકરણ ૨૨ મું

## પિશાચનો પાપાચાર

" મૂરખો માની રહ્યો મારૂં રે, તેમાં કાંઇયે નથી તારૂં.
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂં;
ચૌદ ચોકડીનું રાજ્ય ચાલ્યું ગયું, રાવણાદિક વાળું રે:
દુઃખને તો કોઈ દેખે નહીં ને સુખ લાગે સારૂં રે;
વેળા વેળાની છાંયડી તારી, વળિ જાશે વારૂં રે.
હરી ભજનમાં હેત જ રાખો સ્મરણ કરો સારૂં;
ભોજો ભગત કહે રાખે હૃદયમાં, પ્રભુનું ભજન પ્યારૂં રે. "

**ભોજો**

આજે રમાની સ્થિતિ અતિ અલૌકિક ભાસતી હતી. તે હમણાં એક સોનાના સુંદર સિંહાસનપર બેસી શૃંગાર ધારણ કરી રહી હતી; તેના મુખ સમક્ષ એક વિશાળ આયનો પડ્યો હતો. મુખપર ચંદ્રમાના સમાન અપૂર્વ છટા ઝળકી આવતી હતી. તેનું આભૂષણોથી અલંકૃત થયેલું સુધાકરના સમાન સુંદર વદન બનારસી સાડી તથા તેવાંજ અન્યાન્ય અનુપમ વસ્ત્રોથી ઝળહળી રહ્યું હતું, શરીરપરના અન્યાન્ય અલંકારો પણ તેવીજ શોભાનો વિસ્તાર કરાવીને તે મનોહારિણી માનિનીના સ્વરૂપને વૃદ્ધિંગત કરવાના પ્રયત્નો કરી રહ્યા હતા. સાડીથી ઢંકાયલું વદન મેઘઘટાના આવરણથી ઢંકાયલા ઇંદુનો આભાસ કરાવી રહ્યું હતું. તથા તેનાપર તારા ગણુવાળા સૂર્યમંડળના કિરણો ચંદ્રબિંબપર પથરાઈ રહ્યાં હતાં.

પ્રિય વાંચક ! જેના અલૌકિક રૂપનું વર્ણન સહજમાં થઇ શકે તેમ નથી તેના શૃંગારથી મંડિત થયેલા અનિ અદ્ભુત રૂપનું વર્ણન ક્યા કવિથી પણ થઇ શકે વારૂ ? રમાના ડાબા ગાલપર વિરાજતા તિલની શોભા એવી મનોહારિણી ભાસતી હતી કે જાણે નયનરૂપી કમળોથી મુખચંદ્રે વિરોધ તો ત્યાગ કરીને પરમપ્રીતિપૂર્વક તેને પોતાના મંડળમાં વસાવ્યો હોયની ? એ એનું કલંક હોયની એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું અથવા તો ગુરૂપત્નીગામી થવાના કલંકથી ચંદ્રમામાં જેવી રીતે કાળો દાગ દેખાઈ આવે છે તેવીજ રીતે તેના મુખપર વિરાજતા તે તિલની શોભા દેખાઈ આવતી હતી. કમળના કુસુમપર ભ્રમરનું બાલક મુગ્ધ થઇને જેવી રીતે તેની ક્રોડમાં અભિભૂત થઇ જાય છે, તેવીજ રીતે તે તિલપણ તેની મુખ મુદ્રાપર સ્થાપિત થઇ ગયો હતો. વિધાતાએ ત્રૈલાક્ય સુંદરી રમાની અપૂર્વ શોભા જોઇને કાજલ લગાવી દીધું હોયની એવોજ ભાસ થઇ આવતો હતો તથા તે તિલ સાથે એમ પણ સૂચવતો હતો કે મારા યોગે મારી આશ્રિતા રમાપર કોઇની નજર પડી શકે નહિ, એટલા માટેજ મેં તેના એ અતિ સુંદર અને ગુલાબી ગાલપર સ્થાન લઇને તેનાં રક્ષણનો ભાર ઉપાડી લીધો છે.

વીણાના સમાન મધુર વાણી, સુધાથી મધુર અને માખણથી મુલાયમ કિંવા કોમળ ગુલાબી અધર, સરોજથી કઠિન અને ઉન્નત ઉરોજ, કુટિલ કમાનના સમાન ભ્રુકુટી, શુકના મુખની આકૃતિ સમાન નાસિકા દાડિમની કળીઓના સમાન તાંબૂલના રંગથી રંગાયલા દાંત, મંજુલ અને મુકુર—દર્પણથી પણ વિશેષ સ્વચ્છ ગોળ ગોળ ગોરા ગાલ, ચંપાના સમાન ગૌર રંગ, કપોત અથવા હંસના સમાન વાંકી ગ્રીવા—ગર્દન, કદલીના સમાન કોમળ ઘન—સ્થળ અથવા સા-

બળ, હંસણીના સમાન મોહક ચાલ, મોહિનીના સમાન તીક્ષ્ણ દૃષ્ટિ, નિતંબ સુધી લંબાયલા કાળા ભુજંગ સમાન લાંબા લાંબા વાળ, કુંદની કળીના જેવી કોમળ આંગળીઓ. અર્ધ ચંદ્રના સમાન વિશાળ ભાલમાં લાલગુલાબનો મનોમોહક તિલક, મૃગ કિંવા મીનના સમાન ચંચળ નેત્ર, સ્વાભાવિક રીતેજ માનવના મનને વિમોહિત કરે તેવી માયાવિની મૂર્ત્તિ, આદિ સર્વનું અવલોકન કરી મન્મથ દેવના પ્રબળ વિરોધી મહાદેવને પણ જો આ સુંદરીનો સાક્ષાત્ થાય તો મન્મથ રાજના વૈરનો પ્રતિશોધ લેવાનો પ્રસંગ સહજ પ્રાપ્ત થાય તેમ હતું. એમાં લેશમાત્ર પણ સંદેહ જેવું નહોતું.

આ અપૂર્વ શૃંગારની સાથે રમાની મુખપર હાસ્યની એક ક્ષીણ રેષા ઝળકી રહી હતી. એવામાં અચાનક તે મંદિરની પૃથ્વી ફાટી અને તેમાંથી પૂર્વ કથિત કુરુપ પિશાચ પ્રકટ થયો. તે સાથે એક બીજી પણ વિલક્ષણ ઘટના ઉપસ્થિત થઇ. એ જોઇને રમા પહેલાંની માફક ઉઠીને ઉભી થઇ તથા તે પિશાચને આવકાર આપતી સન્માન-સૂચક સ્વરથી બોલી:—"આવો પિશાચ નાથ! હું અત્યાર સુધી આપની વાટ જોતી જ બેઠી હતી. આજે અહીં આવવામાં આટલો બધો વિલંબ શા કારણથી થયો વારુ?"

પિશાચે કહ્યું:—"આજે હું આ શું સાંભળી રહ્યો છું? શું આજે પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉદય પામ્યો છે? શું આજે મારા મનમાં ભ્રમણાનો ઉદ્ભવ થયો છે? ના—ના. એમાનું કશું પણ નથી. પરંતુ આજે મારી ભાગ્યદેવી મારાપર પ્રસન્ન થઈ છે. હે સુંદરી! આજે તારા મુખમાંથી સુધાની ધારા વહી રહી છે. તેં મને આજે "દુષ્ટ, અધમ અને પાપી" શબ્દના સંબોધનથી ન બોલાવતાં 'આવો પિશાચ

નાથ પધારો ! શબ્દનો ઉચ્ચાર કરી મને પરમ સંતુષ્ટ કર્યો છે. હીંદી ભાષામાં એક કહેવત છે કેઃ—

"જાકર જાપર સત્ય સ્નેહૂ, સો ત્યહિ મિલૈન કછુ સન્દેહૂ."

એ કહેવતનો મને આજે સંપૂર્ણ અનુભવ મળ્યો છે. પ્રિયા દિલરૂબા ! તારાં વચનોથી હું અતિ પ્રસન્ન થયો છું. આજે તેં મારા ઉકળતા અંતરમાં શાંતિના શીતળવારિનો સંચાર કર્યો છે.

રમાએ કહ્યુંઃ—"પિશાચનાથ ! એથી તમારે અજાયબ થવાનું નથી. મેં આજે તમને જે સંબોધનથી બોલાવ્યા છે, તેમાં કેટલાંક અગત્યનાં કારણોનો સમાવેશ થયેલો છે. તેમાંનું પ્રથમ કારણ એ છે કે, લગ્ન કર્યા સિવાય મારાથી હવે આખી જીંદગી સૂધી કૌમારવ્રતનું પાલન કરી શકાય તેમ નથી. બીજું કારણ એ છે કે, મદન હજી સૂધી જીવતો હશે કે નહિ, તેનો કશો પણ નિશ્ચય નથી. માટે એની પ્રતીક્ષામાં બેસી રહેવું ઉચિત નથી. કારણ કે, પુરુષોનાં મન સ્થિર હોતાં નથી તેમજ એક જ અબળામાં તેનો સંપૂર્ણ અનુરાગ પણ હોતો નથી. તેઓ યોગ્ય પ્રસંગ મળતાં અન્ય કોઇ પણ અબળાનો સ્વીકાર કરી લે છે અને પોતાની પ્રેમિકાનો પરિત્યાગ કરી પાપના પંકજમાં પણ ઝંપલાવે છે. ત્રીજું કારણ એ છે કે, ઘણા દિવસના વિયોગથી મદનપરની મારી આસક્તિ દૂર થઇ ગઇ છે અને તમારા પ્રતિ પ્રેમનો ઉદ્ભવ થયો છે. ચોથું કારણ એ છે કે, તમારા સમાન સંપત્તિશાળી, સત્તાવાન અને શક્તિધારક પુરુષ આ વિશ્વમાંથી અન્ય કોઈ પણ મળી શકે તેવો કશો સંભવ પણ નથી, આ સર્વ કારણોથી મેં હવે તમારી સાથે જ લગ્ન કરવાનો નિશ્ચય કર્યો છે. તમારી પત્નીનું પદ પ્રાપ્ત કરવાથી મારી આખી જીંદગી સુખમાં વીતી શકે તેમ છે. જો હું આવી અમૂલ્ય તકને મારા હાથથી અત્યારે ગુમાવી દઈશ તો

પછી મારે જીવનપર્યન્ત દુઃખના દરિયામાં ડૂબી રહેવું પડશે. મને સંપૂર્ણ આશા છે કે અત્યારે મારો સ્વીકાર કરવામાં તમને કોઇ પણ પ્રકારનો વાંધો તો નહિ જ હોય ? પિશાચ પતિ ! કૃપા કરી આ એક અંગનાની યાચનાનો સ્વીકાર કરવાની ઉદારતા દર્શાવો અને મારા પ્રથમના હઠ અથવા દુરાગ્રહની ક્ષમા આપી તમારી પત્નીના ગૌરવભર્યા પદપર સ્થાપિત કરો. ”

રમાની આવી મનોહારિણી રસીલી વાતો સાંભળી તથા તેની મનોમોહિનું સુંદર છબિનું અવલોકન કરી પિશાચપતિ નિરુત્તર થઇને વિસ્મયતાના વારિધિમાં ગોથાં ખાવા લાગ્યો.

રમાએ કહ્યું:—“ તો હવે આ શુભ કાર્યમાં વિનાકારણ વિલંબ ન થવો જોઇએ. ”

પિશાચ પતિએ કહ્યું:—“ મને તું જ્યારે કહે ત્યારે લગ્ન કરવાને હું તૈયાર છું. અમૃતનું પાન કરવામાં ક્યો મૂર્ખ માનવી મના કરે વારૂ ? હું તો ફક્ત તારાં વચનોની વાટ જોતોજ બેઠો છું. તું જ્યારે કહે ત્યારે લગ્નની ધામધૂમ કરવાને તથા તું માગે તે આપવાને તત્પર છું. કહે હવે તારો શો વિચાર છે વારૂ ? ”

રમાએ કહ્યું:—“ પણ, એ પહેલાં તમારે એક પ્રતિજ્ઞા કરવી પડશે ? ”

પિશાચે કહ્યું:—“ શી પ્રતિજ્ઞા કરવાની છે વારૂ ? ”

રમાએ કહ્યું:—“ મારી સાથે લગ્ન કર્યા પછી તમારાથી બીજી સ્ત્રી થઇ શકશે નહિ તેમજ કોઇ પણ અબળાની સાથે મારી અનુમતિ વિના ગુપ્ત પ્રેમ પણ રાખી શકાશે નહિ. ”

પિશાચે કહ્યું:—" નહિ—નહિ પ્યારી, એમ કદાપિ બની શકશે નહિ. આ દુનિયામાં એવો કયો પામર મનુષ્ય હોય કે જે પોતાની પાસે પડેલા હીરાને છોડીને કાચમાં લુબ્ધ થાય વારૂ ? "

રમાએ જ્યારે બરાબર જાણી લીધું કે, એ મૂર્ખ સર્વ પ્રકારે મારા કબજામાં આવી ગયો છે અને હવે કોઈ પણ રીતે મારી ઇચ્છા વિરૂદ્ધ વર્તી શકે તેમ નથી, ત્યારે તે વિચાર કરીને બોલી:—" દાનવરાજ ! મને તમારા આ સર્વ વૈભવો જોઇને મારા મનમાં એક પ્રકારનો સંશય ઉત્પન્ન થાય છે. "

પિશાચે પૂછ્યું:—" શો સંશય થાય છે વારૂ ? સંશય રાખવાનું કશું પણ કારણ નથી. જે કાંઇ સંશય થતો હોય તે સત્વર જણાવી દે એટલે હું તેનું યથાર્થ રૂપે સમાધાન કરી આપું.

રમાએ કહ્યું:—" આટલી બધી સંપત્તિ તમે ક્યાંથી પ્રાપ્ત કરી વારૂ ? "

પિશાચે જવાબ આપ્યો:—" આ સર્વ મારી માયાનોજ પ્રભાવ છે. "

રમાએ કહ્યું:—" ત્યારે તો એ માયા નષ્ટ પણ થઇ શક્તી હશે."

પિશાચે ઉત્તર આપ્યો:—" હા, અવશ્ય તેનો નાશ થઇ શકે છે. પરંતુ મારા સિવાય આ સર્વ માયાનો નાશ આ વિશ્વના કોઇ પણ પ્રાણીથી થઇ શકતો નથી. હુંજ માયાને રચી શકું છું અને તેનો લોપ પણ કરી શકું છું. "

રમાએ પૂછ્યું:—" એવો તે શો ઉપાય છે કે તે તમારાથી સહજમાં થઈ શકે છે ? "

પિશાચે સંદેહાન્વિત થઇને કહ્યું:—" એ જાણવાની તને શી જરૂર છે ? "

રમાએ જવાબ આપ્યો:—"ત્યારે મારે અને તમારે સંબંધ બાંધવાનું કારણુ શું છે? હું જ્યારે તમારી પત્નીના પદને પ્રાપ્ત કરી શકું ત્યારે મને તમારા હૃદયના પ્રત્યેક વિચારો, તમારા ગૃહની રિદ્ધિ-સિદ્ધિ અને તમારા આચારવિચાર આદિ સર્વને જાણુવાનો મને અધિકાર હોવોજ જોઇએ. પતિ અને પત્નીનું હૃદય જ્યાં સુધી એકતાના સૂત્રમાં બંધાતું નથી, ત્યાં સુધી તેમનો સંસાર કદાપિ સુખમય થઈ શકતો નથી. માટેજ મારા પ્રિયતમ! હું આપના આ પ્રમાણે પૂછવાનો આગ્રહ કરી રહી છું."

પિશાચનાથે કહ્યું:—"સુંદરી! એ વાર્તા કહેવાને હું લાચાર છું. કારણુ કે, મારા પિતાએ એ વિદ્યા શિખવતી વેળાયે કોઇ પણુ વ્યક્તિને ન જણાવવાની મારી પાસે પ્રતિજ્ઞા લેવડાવી છે તથા સુલેમાનના સોગન આપીને તેમ ન કરવાનો સખ્ત બંદોબસ્ત કરાવી લીધો છે. આથી મારાથી તે વાત તને જણાવી શકાય તેમ નથી."

રમાએ સહજ કોપના આવિર્ભાવ કરી કહ્યું:—"બસ, હવે તમારો પ્રેમ જણાઈ આવ્યો. તમે મતલબી છો, સ્વાર્થી છો. મારી સાથે તમે કેવળ સ્વાર્થથી અંધા થઇને જ લગ્ન કરવા ઇચ્છો છો. શું પ્રેમ એવો હોઈ શકે ખરો કે પ્રેમિક પોતાની પ્રેમિકાને પણુ પોતાના હૃદયની વાર્તા ન કહેતાં છૂપાવી રાખે. મેં તો તમારી સાથે નિષ્કપટ અને વિશુદ્ધ પ્રેમ દર્શાવ્યો છે, પરંતુ તમે મારી સાથે દગાબાજી ચલાવો છો. તમારા હૃદયની પરીક્ષા હવે મને સંપૂર્ણ રીતે થઇ ગઇ છે. તેમને હૃદયનું દાન આપવું અનુચિત છે."

પિશાચે કહ્યું:—"તું અબલા છે તેથી સત્ય વસ્તુને શી રીતે જાણી શકે? મોટા લોકોની કહેવત છે કે, હલક નિસરી ઔર પલક પસરી! સ્ત્રીઓપર વિશ્વાસ રાખવો એ કેવળ મૂર્ખતા જ છે. જે મનુષ્ય અતિ વિશ્વાસ રાખે છે તે ઘણીવાર આફતના મુખમાં પણુ આવી પડે છે."

રમાએ પિશાચ પતિના મનને પોતામાં લુબ્ધ કરવાના ઉદ્દેશથી કહ્યું:—"પિશાચનાથ ! આમ ધારવામાં તમારી ભયંકર ભૂલ થાય છે. દુનિયાની દરેક સ્ત્રીઓ તેવી હોતી નથી.

અપવાદ રૂપે ઘણી સ્ત્રીઓ સચ્ચરિત્રવાન અને ભલી પણ મળી આવે છે. તમે એમ ધારતા હો કે, મને તમારી માયાનો ભેદ જણાવવાથી તે ભેદ ફૂટી જશે અને પરિણામ ભયંકર આવશે, તો તેવી ધારણાને હૃદયમાં સ્થાન આપશો નહિ. જેમ અતિ વિશ્વાસ રાખવો અનુચિત માનો છો, તેમ જ અતિસંશય રાખવો એ પણ અનુચિત-જ છે. કારણ કે, '**संशयात्मा विनश्यति**' એવી જે એક કથા કહેવામાં આવે છે તે સર્વથા સત્ય જ છે. અતિ સંશય રાખનાર મનુષ્યનો ક્ષય થાય છે. વળી જો તમારા મનમાં એવો ખ્યાલ થતો હોય તો તે પણ ભૂલ ભરેલો છે. કારણ કે, અહીં તમારા નિવાસસ્થાનમાં મારા અને તમારા સિવાય અન્ય કોઇ પણ વ્યક્તિ હાજર નથી તેમજ બીજા કોઇથી આ સ્થાનમાં પ્રવેશ કરી શકાય તેમ પણ નથી. હું અહીંથી ન્હાસી શકું એવો કોઇ પણ ઉપાય જ નથી. આવી સ્થિતિમાં હું તમારો વિશ્વાસઘાત શી રીતે કરી શકીશ, એનો વિચાર કેમ નથી લાવતા ? આવી નકામી શંકાનો ત્યાગ કરો."

પિશાચપતિ રમાની ચાતુરી ભરેલી ભોળી અને મીઠી વાતો સાંભળીને મુગ્ધ થઈ ગયો. તેના મનમાં રમાને માટે દૃઢ વિશ્વાસ બંધાઇ ગયો અને છેવટે તે પોતાની માયાનો બધો ભેદ તેને જણાવવાને તત્પર પણ થઇ ગયો. તેનાથી પોતાના પ્રથમના દૃઢ નિશ્ચયપર સ્થિર રહી શકાયું નહિ.

પિશાચે કહ્યું:—"પ્યારી ! જો તને મારા પ્રેમમાં સંશય આવતો હોય તથા તેમાંજ તું પ્રસન્નતા માનતી હોય તો મારાથી તેને

ટાળી શકાય તેમ નથી. પણ જ્યારે તારો આટલો બધો આગ્રહ જ છે, ત્યારે તને હું મારા આ માયાસદનના સર્વ ભેદોને વિસ્તાર પૂર્વક જણાવી દઉં છું. જો, આ માયામંદિરના શિખરપર જે કાળો પત્થરનો સ્વાર તથા અશ્વ દેખાય છે, એનો નાશ થવાથી આ પિશાચ પૂરીનો નાશ થઈ શકે છે. પરંતુ એને નષ્ટ કરવાનું કાર્ય ઘણું જ મુશ્કેલી ભરેલું છે."

રમાએ અત્યયભીથી પૂછ્યું:—"એ શી રીતે નષ્ટ થઇ શકેછે વારૂ?"

પિશાચે જવાબ આપ્યો:—"તે સ્વાર તથા અશ્વને એક લાલ પત્થરના ચોખૂણાવાળા ચબુતરાપર સ્થાપિત કરવામાં આવ્યા છે અને તેમની રચના લીલા પત્થરની કરવામાં આવી છે. એ સ્વારના હૃદયમાં એક અંગુઠી તથા એક સોનાના પત્ર છે, એ પત્રમાં તેનો નાશ કરવાની યુક્તિ દર્શાવેલી છે. પરંતુ એ કોઇ પણ કાઢી શકતું નથી. કારણ કે, એ સ્વારના મુખમાંથી અગ્નિના ફૂવારા છૂટી રહ્યા છે તેથી તેની પાસે જનાર કોઇ પણ મનુષ્ય તે અગ્નિથી બળીને ખાખ થઈ જાય છે.

રમાએ કહ્યું:—"ત્યારે તો આ પિશાચપૂરીનો વિનાશ થવાનો કશો સંભવ જ નથી. કારણ કે એ પત્ર કોઇ પણ મનુષ્યથી લઈ શકાય તેમ ન હોવાથી સ્વારને નષ્ટ કરવાનો કશો ઉપાય જ નથી. ભવિષ્યમાં પણ કોઈ મનુષ્ય એ પત્રને બહાર કાઢીને આ પિશાચપૂરીનો વિનાશ કરી શકશે નહિ."

પિશાચે કહ્યું:—"ના, એમ નથી. જે મનુષ્ય દ્વારા એનો નાશ થવાનું લખાયું હશે, તે મનુષ્ય કદાચિત્ તે સ્વારના મુખ પાસે જશે તો પણ તેને કશી ઇજા આવશે નહિ. કારણ કે, તેના જવાની સાથે જ તે આગના ફૂવારા એકદમ બંધ પડી જશે અને ત્યાર પછી

તે મનુષ્ય નિર્ભયતાથી તેનો ધ્વંસ કરી શકશે. ઘોડાના મુખપર ઠોકર મારવાથી સવારના બે સરખા ટુકડા થઇ જશે અને તે પત્ર સહજમાં મળી શકશે. પણ એ સમયે એટલી બધી સાવચેતી રાખવાની જરૂર છે કે, સવારના ટુકડા થતાંની સાથે જ જો તેને નીચે ફેંકી દઇને પેલા અશ્વની પીઠપર આરોહણ કરવામાં ન આવે તો તે ટુકડા સંધાઇને પેલો સ્વાર પાછો સજીવન થઈ જશે અને ઠોકર મારનાર મનુષ્યને અગ્નિના કુંડમાં ફેંકી દઇ બાળીને ભસ્મીભૂત કરી નાખશે. રમા ! આ કાર્ય ઘણું જ કઠિન છે, તેથી મારી માયાનો અથવા આ પિશાચપૂરીનો નાશ થવાની કશી પણ સંભાવના જ નથી."

રમાએ પૂછ્યું:—"આ માયાપૂરીને તમારા પિતાએ સ્થાપી હતી કે બીજા કોઇ મનુષ્યે અથવા પિશાચે આ અદ્‌ભુત ભવનની સ્થાપના કરવાની દક્ષતા દર્શાવી હતી વારૂ ?"

પિશાચનાથે જવાબ આપ્યો:—"મારા પિતાનું નામ અંગારમુખ હતું, તેમને બે પુત્રો હતા. તેમાંનો એક હું અને બીજો વિદ્યુજ્જિવ્હ હતો. તેનું મરણ ઇંદ્રના હાથે થયેલું છે અને તેની સ્ત્રી કુમ્ભીનસી મારા મહાલયમાં રહે છે. મારા પિતાનો એક મયનામક માયાવી દાનવ મિત્ર હતો. તેણે મિત્રતાના બદલામાં મારા તથા મારા ભાઇને માટે બે પૂરીઓ બનાવી છે, તેમાંની આ એક અદ્યાપિ વિદ્યમાન છે અને તે મારી પોતાની જ છે. તથા મારા ભાઇની બીજી નગરી તેના મરણ સમયે ઇન્દ્ર મહારાજે નષ્ટ કરી નાખી છે. મારો ભાઇ મારા કરતાં ઘણો જ કાબેલ અને પરાક્રમી હતો. તેણે ઇંદ્રાદિ અનેક દેવતાઓને પોતાના અપૂર્વ પરાક્રમની સહાયતાથી પરાજિત કર્યા હતા. તેના જેવો દક્ષ તથા બહાદુર દાનવ આ દુનિયામાં તે સમયે બીજો કોઇજ નહોતો."

રમાએ પૂછ્યું:—" પણ આ નગરીને તો ઈન્દ્રનો ભય નથી ને! ઈંદ્રદ્વારા તમને તમારી આ માયામયી નગરી નષ્ટ થાય એવો કોઈ પણ પ્રકારનો ભય છે ખરો કે? હું ધારૂં છું કે જો ઇન્દ્રની ઇચ્છામાં આવે તો તે આ નગરીને પણ સહજમાં નષ્ટ કરી શકે તેમ છે. કેમ, તમારો આ વિષયમાં શો અભિપ્રાય છે વારૂ?"

" ના, ઈંદ્રદ્વારા આ મહા માયામયી પૂરી નષ્ટ થાય એવો કશો પણ સંભવ જ નથી. આ પૂરીનો નાશ કરવાનું ઈંદ્રમાં સામર્થ્ય જ નથી. મારા પિતાના મુખથી મેં અનેકવાર સાંભળ્યું હતું કે, ઈંદ્રથી આ નગરીનો નાશ થઇ શકે તેમ નથી. કારણ કે, તેને એના અસ્તિત્વની પણ હજી સૂધી કશી ખબર મળી શકી નથી. પરંતુ મયદાનવ નામક એક દાનવે મનુષ્યદ્વારા આ નગરીનો નષ્ટ થવાનો ભય દર્શાવ્યો છે. મારી માન્યતા પ્રમાણે મનુષ્યદ્વારા જ એનું પતન થશે, કોઈ દેવ અથવા દાનવદ્વારા એનો વિનાશ થશે નહિ." પિશાચનાથે કહ્યું.

રમાએ કહ્યું:—" તમારી એ ધારણા ભૂલભરેલી છે. કારણ કે, જ્યારે ઈંદ્રના સમાન મહા પરાક્રમશાળી વ્યક્તિ પણ આ નગરીના અસ્તિત્વ વિશે કશા પણ સમાચાર મેળવી શકી નથી, ત્યારે સામાન્ય મનુષ્યનું તો શું ગજું છે કે, તે અહીં આવીને આવી માયામયી નગરીનું પતન કરી શકે. હું ધારૂં છું કે, એનો નાશ થવાનો જ નથી."

પિશાચપતિએ કહ્યું:—" વારૂ, ત્યારે હું હવે અહીંથી જઇને લગ્નની સર્વ તૈયારીઓ કરૂં છું તથા મારા સર્વ સોબતી પિશાચોને લગ્નમાં હાજર રહેવા માટેનો બંદોબસ્ત કરાવું છું."

રમાએ કહ્યું:—" જરા સબુર કરો, હું તમને એક વાર્ત્તા કહેતાં ભૂલી ગઇ છું. તે સાંભળતા જાઓ."

પિશાચે કહ્યું:—"શું કહેવા માગે છે? જે કાંઇ કહેવું હોય, તે જલ્દી કહી નાખ."

રમાએ કહ્યું:—"લગ્ન થયાં પહેલાં તે દુષ્ટ મદન તથા તેના સર્વ ઐયારોને અહીં પકડી લાવો. કારણ કે, તેમની હયાતીમાં આપણાથી સુખી રહી શકાશે નહિ. તેમને અહીં લાવ્યા પછી કોઇ પણ પ્રકારની દગાબાજી રચીને આપણે તે લોકોને મરણના શરણ બનાવીશું તથા આનંદપૂર્વક આપણા બાકીના જીવનને વ્યતીત કરીશું. કેમ, મારો આ વિચાર તમોને પસંદ પડે છે કે નહિ વારૂ?"

પિશાચે કહ્યું:—"રમા, એમાં તારી તદ્દન ભૂલ થાય છે. મદન તથા તેના ઐયારો આપણને શી હરકત કરી શકે તેમ છે? મારી માયાના પ્રભાવથી તેઓ સર્વ ક્ષણવારમાં નષ્ટ થઇ શકે તેમ છે. વળી તેઓ આ અજ્ઞાતસ્થાનમાં આવીને કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ મચાવે એવો કશો સંભવ પણ નથી. કારણ કે, આ સ્થાનમાં મારી અનુમતિ વિના સાક્ષાત્ ઇંદ્રથી પણ પ્રવેશ કરી શકાય તેમ નથી. તો પછી વિના કારણ તું આવો ભય શા માટે રાખે છે? એ સર્વ ચિંતાઓને બાજૂપર મૂકીને સત્વર મારી સાથે લગ્ન કરી લે."

રમાએ કહ્યું:—"તમે ચતુર હોવા છતાં આમ ભૂલ કેમ જાઓ છો. કોઈ એક કવિએ ખરૂં જ કહ્યું છે:—

"રોગ ઔર બૈરી અપન ગનિયે છોટ કબૌન,
બઢત બઢત જિય લેત હૈ રહિય ન મૌન."

આ અનુપમ બોધવચનોને કેમ વિસરી જાઓ છો?"

પિશાચે કહ્યું:—"વારૂ, હું તેમને મારી નાખીશ."

રમાએ કહ્યું:—"ના મારી ઇચ્છા એવી છે કે તમો તે સર્વને અહીં લાવીને કેદ કરો."

પિશાચે પૂછ્યું:—"ત્યાર પછી ?"

રમાએ કહ્યું:—"ત્યાર પછી જ્યારે તમારાં લગ્ન થઇ જાય, ત્યારે તમારી સાથે હું તેમની પાસે જઇશ અને તેમના અંતરાત્માને સળગાવીશ. તે સમયે જો તેઓ મને ફિટકાર આપશે તો હું તેજ ઘડીયે તેમની કતલ કરાવી નાખીશ. આમ કરવાથી તમને મારી પ્રીતિની ખાત્રી પણ થઇ આવશે. કેમ મારી આ યુક્તિ રૂચે છે કે નહિ ?"

પિશાચે કહ્યું:—"હા, યુક્તિ તો ઘણીજ મજાની છે. હવે પછી હું તારી ઇચ્છા મૂજબજ સર્વ કાર્ય કરીશ." આમ કહીને તે પિશાચપતિ રાજમંદિરની એક દીવાલમાં સમાઇ ગયો અથવા અદૃશ્ય થયો.

## પ્રકરણ ૨૩ મું

### ખુલાસો

વસ્લકે એશમેં સબ હિજ્રકા ગમ ભૂલ ગયે;
યાદ રખના થા હમેં જિસકો વો હમ ભૂલ ગયે;
વાયદા વસ્લ કયામતમેં ભી હોગા ક્યોં કર ?
વહાં ભી કહીયેગા તેરે સિર કસ્મકી ભૂલ ગયે;
લિખને બેઠે જો ઉન્હે હાલે પરેશાન અપના;
દર્દ મતલબકા ઉઠાતેહી કલમ ભૂલ ગયે.

એક અતિ મનોહર સુવર્ણના પર્યંકર મહાબુદ્ધિમતી અને અપૂર્વ સ્વરૂપવતી **મોહિની** વિરાજી હતી. તેની દક્ષિણ દિશાની એક કુરસી પર બાબૂ ચંદ્રગુપ્ત તથા ઉત્તર દિશાની કુર્સીઓપર **રઘુનંદન, વ્રજભૂષણ, શ્યામલાલ**, બાલકરામ અને સુંદરસિંહ તેમજ **વીરસિંહ** આદિ સર્વ ઐયારો બેઠા હતા. પાસેના એક તખ્તપર મદન સૂતો હતો અને **વિરસિંહ**ની છેક નજીકમાં બે પુરૂષો બેભાન અવસ્થામાં પડયા હતા. પ્રથમ **મોહિની**એ ગભરાઈને કહ્યું:–" **બાબૂ**, તમે બધા ઓરડાઓ ઉઘાડયા હતા ?"

**બાબૂ**એ જવાબ આપ્યો;—"ના."

"ત્યારે કયો ઓરડો ઉઘાડયો નહોતો વારૂ ?" મોહિનીએ પૂછ્યું.

"ફક્ત કિનારાપર આવેલો છેલ્લો ઓરડો જ મેં ઉઘાડયો નહોતો, બાકીના બધા ઉઘાડયા હતા."

"પરમાત્માએ તમને સન્મતિ આપીને તે ઓરડો ઉઘાડવા ન દીધોઃ એ બહુજ સારૂં કર્યું." મોહિની બોલી.

"કેમ ?" **બાબૂ**એ પૂછ્યું.

"તેમાં ભયંકર જોખમ સમાયલું હતું."

"પણ તે ઓરડાને બરાબર જોયા વિના મને રાત્રે ઉંઘ પણ આવતી." **બાબૂ**એ કહ્યું.

"રમાનાં લગ્ન થઇ જવા દો. ત્યાર પછી હું પોતે તમને સર્વને લઈ જઇને તે ઓરડાઓ બતાવીશ તથા તે સંબંધી જે કાંઇ જાણવા જેવી હકીકત છે, તે પણ કહી સંભળાવીશ." **મોહિની**એ કહ્યું.

"ઘણીજ આનંદની વાત છે." બાબૂએ કહ્યું.

ત્યાર પછી સુંદરસિંહ અને **વીરસિંહ** વચ્ચે આ પ્રમાણે વાતચીત થવા લાગીઃ—

સુંદરસિંહે કહ્યુંઃ—" **વીરસિંહ**! તમે ઘણીજ ચાલાકી લડાવી છે. તે પત્ર મોકલાવ્યા પછી તમે તે દુષ્ટ નરાધમ નૃપતિ પ્રતિ કોઈ પણ જાતની ઐયારી અથવા ઠગાઇની બાજી ખેલી હતી ખરી કે નહિ વારૂ ?"

**વીરસિંહે** જવાબ આપ્યોઃ—" અરે યાર ! એમાં તો ઘણીજ મજા આવી હતી. ત્યાર પછી દ્વારપાળ બનીને હું બીજા બે પત્રો આપી આવ્યો હતો. ત્રીજી વાર ગાંધી બનીને તે શઠ રાજાની સભામાં જઇ આવ્યો હતો અને તેના સર્વ સભાસદોને ભેગા કર્યા હતા, સર્વનાં મુખ કાળાં કરીને તેમની ભયંકર દુર્દશા કરી હતી. ચોથી વાર સ્વાર થઈને હું તેની સભામાં દાખલ થયો હતો તથા તેમની બધાની આંખમાં ધુળ નાખી એક પત્ર પણ આપી આવ્યો હતો. તેઓ સર્વ મૂર્ખના સરદારો અથવા તો ગમાર ઢોરોજ છે."

સુંદરસિંહે કહ્યુંઃ—" ખરેખર, ભાઈ ! તે આ સર્વ કાર્યોમાં એક પ્રકારની અપૂર્વતાજ દર્શાવી આપી છે. આવું સાહસિક કાર્ય સહજમાં થયાની અમને કોઇને પણ સંભાવનાજ નહોતી. **વીરસિંહ**, ઐયારોના સમુદાયમાં તમને અગ્રસ્થાન આપવામાં આવે તો તે પણ અસ્થાને નથી. તમે જીવ સટોસટની બાજી ખેલીને જે જે અદ્દભુત કામો કર્યાં છે તે બધાં મનુષ્ય માત્રને અજાયબીમાં નાંખી દે તેવાંજ છે."

**બાબુએ** કહ્યુંઃ—" **વીરસિંહનું** આ કાર્ય તો ખરેખર ઇનામ આપવા યોગ્યજ છે."

**વીરસિંહે** કહ્યું:—"સાંભળો તો ખરા, ત્યાર પછી એક દિવસ સ્ત્રીનું રૂપ ધારણ કરી મેં તે નરાધમ નરેન્દ્રસિંહના પુત્ર ચંદ્રસેનને મારા પંજામાં ફસાવ્યો અને છેવટે માળી બનીને જગમોહન નામના મહા અહંકારી ઐયારને મારો કેદી બનાવ્યો. જગમોહન બહુ જ ગર્વિષ્ટ હતો, તેના તે ગર્વના ચૂરેચૂરા પણ કરી નાખ્યા. આ સર્વ કાર્યો કરવા છતાં પણ તે નરેન્દ્રની આંખ ઉઘડી નહિ. મારા માયાવી ભેદને તે જરા પણ જાણી શક્યો નહિ. મેં તેને પણ મારો બંદીવાન બનાવવાની ધમકી આપી છે. થોડા વખતમાં હું તેને ચતુર્ભુજ કરીને અહીં લઇ આવીશ. જ્યાં સુધી તે પાપાત્માને આપણા બંદીખાનામાં લાવી શકીશ નહિ, ત્યાં સુધી મને કોઇ પણ રીતે સુખ મળી શકશે નહિ. કોઇ પણ કાર્યની ચિંતા મનુષ્યનાં મનમાં ભરાઇ રહે છે, ત્યાં સુધી તેને કશું પણ ચેન પડતું નથી. બસ, મારી પ્રતિજ્ઞા છે કે તેને અહીં લાવ્યા વિના હું સુખેથી જંપીને બેસીશ નહિ."

સુંદરસિંહે કહ્યું:—"વાહ—વાહ—વાહ—વાહ! કયા કમાલ કર દીયા! **વીરસિંહ**! આવી જબરદસ્ત ઐયારી ખેલી બતાવી તમે આજે સર્વને મુગ્ધ કર્યા છે. ધન્ય છે, તમારા સાહસને! ધન્ય છે. તમારી બહાદુરીને!

**બાણુએ** કહ્યું:—"ઐયાર છે કે વાતો છે? બહાદુર ઐયાર ધારે તે કરી શકે છે."

આ સાંભળીને મદને કહ્યું:—"ભાઇ! આ સર્વ નિરર્થક વાતોથી મારૂં માથું ચઢવા આવ્યું છે. રમાના શોકે મને ઉન્મત્ત બનાવી દીધો છે. જ્યાં સુધી તે મૃગલોચની, હંસગામિની, કોમળ કામિનીના સંવાદ નહિ મળે ત્યાં સુધી મને કોઇ પણ વાર્તા સાંભળવામાં રૂચિ થશે નહિ. તમારા સર્વમાંથી જો કોઇ પણ રમાના સમાચાર મેળવી શકયાં

હો તો કૃપા કરી મને જણાવો. તે વાર્ત્તાથી તારા અંતરને આરામ મળશે. પ્રિયાના સમાચારથી આ વિહ્વળ થયેલા હૃદયનો ભાર કાંઈક અંશે ઓછો થશે."

"**મોહિનીએ** કહ્યું:—"**મદન**! આમ ઉતાવળા ન થાઓ, જરા સબુરી ધરો. પ્રથમ આ સર્વ વાતો સાંભળી લ્યો. કારણ કે, આ વાર્ત્તા સાથે આપણા કાર્યનો સંબંધ વિશેષતાથી જોડાયલો છે. રમાને માટે તમે લેશ માત્ર પણ ચિંતા ન કરો. તે જ્યાં હશે ત્યાંથી હું તમને લાવી આપીશ. જો તે પાતાળમાં છૂપાઇ હશે, તો ત્યાંથી લાવવામાં પણ મને કશી અડચણ આવશે નહિ. આમ ગભરાઓ છો શા માટે? ધીરજને હૃદયમાં સ્થાન આપો અને જે કાંઇ થાય છે, તે સર્વ જોયા કરો."

**વીરસિંહે** કહ્યું:—"ત્યાર પછી જગમોહનનો વેશ ધારણ કરી હું રાજા નરેન્દ્રસિંહના દરબારમાં ગયો અને **જોરાવરસિંહના** એટલે કે મારા પોતાનાજ ગિરફતાર થવાના સમાચાર આપી તે અક્કલના અંધા અને બુદ્ધિના બુઠ્ઠા રાજા પાસેથી આ હીરાનો હાર, પાંચ હજાર રૂપિયા તથા આ તલ્વારને ઇનામમાં લઈ આવ્યો."

આ સાંભળીને સર્વ ઐયારો હસીહસીને લોટપોટ થઈ ગયા અને વાહ વાહનો ધ્વનિ કરી દશે દિશાઓમાં તેના પડઘા સંભળાવવા લાગ્યા. તેમના એ અવાજથી ખરેખર આકાશમંડળ પણ ગાજી ઉઠયું.

**મોહિનીએ** કહ્યું:—"પણ જો મેં **વીરસિંહથી** વધારે જોખમભરેલું કામ કર્યું હોય તો મને તે ૫૦૦૦ રૂપિયાનું ઇનામ આપવાની **વીરસિંહ** ઉદારતા દર્શાવશે ખરા કે?"

વીરસિંહે કહ્યું:–"હા. જો તમે મારા કરતાં કાંઇ વિશેષ જોખમ ભરેલું કામ કર્યું હશે તો હું ઘણીજ ખુશીની સાથે ૫૦૦૦ રૂપિયાનું ઇનામ તમોને આપી દઇશ. કહો જોઇએ, તમે મારાથી કયું વિશેષ કાર્ય કર્યું છે વારૂ?"

મોહિનીએ કહ્યું:–"ત્યારે સાંભળો, હું મારા કાર્યની વાર્તા બરાબર રીતે કહી સંભળાવું છું."

સુંદરસિંહ વચ્ચમાંજ બોલ્યો:–"હા. જલ્દી કહી સંભળાવો. વિલંબ ન કરો."

વીરસિંહે કહ્યું:–"જરા સબુર કરો."

સુંદરસિંહે પૂછ્યું:—"કેમ? સબુર કરવાની શી જરૂર છે?"

વીરસિંહે કહ્યું:—"મારા તથા મોહિનીના કાર્યનો ઇન્સાફ કરે તેવો કોઇ ચાલાક માણસ હોવો જોઇએ. જો તે મનુષ્ય અમારા ઉભયની યથાર્થ રીતે પરીક્ષા કરી તથા બન્નેના કામના સાહસ તથા પ્રશંસાનો વિચાર કરી યોગ્ય ઇન્સાફ આપે તોજ હું એ ઇનામ આપવાને કબુલ થાઉં છું. પરંતુ કેવળ મોહિનીના વચન અથવા તો વાતો પરજ વિશ્વાસ રાખી તેના કાર્યોને મહત્વ આપી ઇનામ આપવાની મારી ઇચ્છા નથી. માટે પ્રથમ એવા કોઇ બુદ્ધિમાન પુરૂષને અમારા ઇન્સાફ માટે શોધી લાવો."

સુંદરસિંહે કહ્યું:—"ત્યારે તમે તમારા ઇન્સાફનું કામ કોને સોંપવા માગો છો વારૂ?"

વીરસિંહે જવાબ આપ્યો:—"અમારા ઇન્સાફને માટે મદનજ સર્વ રીતે યોગ્ય છે. મારી ઇચ્છા એની પાસેજ ઇન્સાફ કરાવવાની છે. કારણ કે, મદન બરાબર વિચાર કર્યા પછીજ ઇન્સાફ આપે છે."

સુંદરસિંહે કહ્યું:—“ વાહ, તમારી વાતને મંજૂર રાખવામાં આવે છે. મોહિની તમારા કાર્યના ઇન્સાફને માટે મદનનેજ ન્યાયાધીશ નીમવામાં આવે છે. એમાં કોઇને કશી હરકત આવે તેમ નથી.”

સર્વ જનોની સમ્મતિથી મદનને ન્યાયકારીના પદપર સ્થાપિત કરવામાં આવ્યો, પ્રથમ મોહિની પોતાની કથાનો આરંભ કરી કહેવા લાગી:—“ તમારા કશા સમાચાર મને મળી શક્યા નહોતા. તેમજ તમે ક્યાં વસો છો અને શું કાર્ય કરો છો એ પણ મારા જાણવામાં આવી શક્યું નહોતું. એ અવસરમાં બાબુ સાહેબ આ દુર્ગમાં આવ્યા હતા. તેમનાપર દુર્ગની રક્ષાનો ભાર સોંપીને હું એક લાકડાં વેચનારી વૃદ્ધાના વેશમાં અહીંથી બહાર નીકળી પડી હતી તથા એ ગુપ્ત વેશની સહાયતાથીજ મેં એ લોકોના બધા છૂપા ભેદોનો પત્તો મેળવી લીધો હતો. પછી બીજે દિવસે બાબુસાહેબને મેં મારા ભરથાર બનાવ્યા. અને હું તેમની સ્ત્રી બનીને રણધીરના ગુપ્ત ભવનના દ્વાર પાસે જઇને બાબુની સાથે લડવા લાગી; એવામાં રણધીર અને લલિતા ફરતાં ફરતાં ત્યાં આવી ચાલ્યાં. રણધીર મને જોતાંની સાથેજ મારા પર આસક્ત થઇ ગયો. તે બાબુ સાહેબને મારવા દોડ્યો એ અવસરમાં બાબુસાહેબ ત્યાંથી આબાદ છટકી ગયા. ત્યાર પછી રણધીર પોતાની સાથે ગુપ્તભવનમાં લઇ ગયો. ત્યાં મને પ્રસંગ મળતાંની સાથેજ રણધીરને મેં બેહોશ કરી દીધો તથા મદન આદિ સર્વને તે દુષ્ટના પંજામાંથી છોડાવી લીધા.”

વીરસિંહે:—“ વાહ—એવી સામાન્ય ઐયારીમાં આટલું બધું ઇનામ અપાતું હશે ખરૂં કે ?”

મદને કહ્યું:—“ હા. તમારૂં કહેવું ખરૂં છે.”

બાબુએ કહ્યું:—“ હું પણ એ વિષયમાં મારી સમ્મતિ આપું છું.”

મોહિનીએ પેટીમાંથી એક કાગળ કાઢીને કહ્યું:—" જૂઓ, એ સાથે આ કરારપત્ર પણ મેં તે દુષ્ટ રણધીર પાસેથી લખાવી લીધું છે. એ પત્ર વાંચવાથી તમો સર્વને મારી ઐયારીની ખાત્રી થઇ જશે."

વીરસિંહે કહ્યું:—" આથી આપણું શું વળવાનું છે ? હું તો ધારૂં છું કે, આ પત્ર તદ્દન નકામું જ છે."

મોહિનીએ કહ્યું:—" એ પત્રનો મર્મ જાણવાને હજી તમને ઘણા વખતની જરૂર છે. હજી તમે બાળક છો, તેથી તમને આ પત્રની કિંમત સમજાતી નથી. ઐયારીને અને તમને હજારો ગાઉનું છેટું છે."

વીરસિંહે પૂછ્યું:—"એટલે, તમે શું કહેવા માગો છો."

મોહિનીએ કહ્યું:—" સાંભળો, મેં સુશીલાનો કે જે પ્રથમ રણધીરને ઠગવાનો વેશ ધારણ કર્યો હતો, તે વેશ ધારણ કરીને સભામાં જઇશ તથા મહારાજને રણધીરના સંબંધમાં બધી હકીકત કહી સંભળાવીશ. પણ એ પહેલાં બાબુ સાહેબને કોઇ પણ પ્રકારે તે મહારાજાના મંત્રીને કેદ કરી પોતાને મંત્રીનું રૂપ ધારણ કરવું પડશે અને ત્યાર પછી તેમની સભામાં જઇને તેમને મદનની પ્રશંસા તથા રણધીરની નિંદા કરવી પડશે. ત્યાર પછી આપણા ચારે ઐયારોને રણધીરના ઐયારોનો વેશ ધારણ કરી તે રાજાની સભામાં આવી પડશે કે, રણધીર એક વેશ્યાની સાથે પોતાના બે ઐયારો સહિત ન્હાસી ગયો છે, તે પહેલાં હું પણ પ્રથમથી જ ત્યાં જઇને કહી દઇશ કે, રણધીર વેસ્યા સાથે ન્હાસી ગયો છે. આમ કરવાથી મારૂં કહેવું ચોક્કસ અસરકારક નિવડશે. આપણી આ ચાલાકીથી રણધીરપરથી મહારાજાનો વિશ્વાસ ઉડી જશે અને આપણું કામ ઘણી જ સરળતાની સાથે થઇ શકશે. તથા છેવટે મહારાજા સર્વ વિષયોથી કંટાળીને રમાની સાથે મદનનાં લગ્ન કરી નાખશે."

**વીર**સિંહે કહ્યું:—" એ બધી વાતો તો અમલમાં મૂકવા જેવી છે. પરંતુ રમા વિના એ વાતો પૂરી થાય તેવો કશો પણ સંભવ જ નથી. અત્યારે રમા ક્યાં છે તથા કોના પંજામાં સપડાઇ છે, તે જાણવાની આપણને ખાસ જરૂર છે. તે જાણ્યા સિવાય આપણું કામ કોઇ પણ રીતે ફતેહ થાય તેમ નથી."

**મોહિની**એ કહ્યું:—" હા, હું એ કહેતાં જ ભુલી ગઇ હતી. આજે મને રમલ ફેંકતા જણાયું છે કે, થોડા વખતમાં આપણા પર એક ભયંકર આફત આવી પડશે. પણ ખરી રીતે એ આફતથી આપણા કાર્યમાં ઘણો જ લાભ થશે તથા આપણને રમા પણ સહજમાં મળી શકશે."

**મદને** એ પ્રકારની લાલસાથી કહ્યું:—" તે શું થશે વારૂ ?"

**મોહિની**એ કહ્યું:—"જો તમે પ્રથમ મને કાંઇક ઇનામ આપો તો તે સર્વ હકીકત કહી સંભળાવું."

**મદને** કહ્યું:—" તું જે માગે તે ઇનામ આપવાને હું તૈયારછું."

**મોહિની**એ કહ્યું:—" હું શું માગું ?"

**મદને** કહ્યું:—" ના, તું જે માગે તે આપવામાં હું કદાપિ પાછો હઠીશ નહિ. તારે જે જોઇએ તે માગી લે."

**મદને** કહ્યું:—" તું જે માગે તે ઇનામઆપવાને હું તૈયાર છું."

**મોહિની**એ કહ્યું:—" હું શું માગું ?"

**મદને** કહ્યું:—" ના, તું જે માગે તે આપવામાં હું કદાપિ પાછો હઠીશ નહિ. તારે જે જોઇએ તે માગી લે."

**મોહિની**એ કહ્યું:—" હું કેવળ તમારી કૃપાનીજ અભિલાષા ધરાવું છું."

**મદને** કહ્યું:—" મારી કૃપા ! હું તો તમારાથી નાનો છું. મારાથી તમારા પર શી કૃપા કરી શકાય તેમ છે ?"

મોહિનીએ કહ્યું:—"હવે તમે ચિંતા ન કરો. તમારી રમા તમને થોડાક વખતમાં જ મળી જશે."

મદન અત્યંત આનંદિત થઇને બોલ્યો:—"રમા મળશે? મારી મોહિની રમા મને ક્યારે મળશે?"

મોહિનીએ કહ્યું:—"હા—હમણાં થોડા સમયમાં જ તમારી મનોહારિણી રમા તમને મળી જશે."

મદને કહ્યું:—"એવાં મારાં અહોભાગ્ય ક્યાંથી હોય કે મારી રમા મને આવી મળે અને મારા હૃદયમાં વ્યાપેલા વિયોગના પ્રચંડ અગ્નિને પોતાના દિદારના દર્શનથી શીતલ કરે!"

બાબૂ સાહેબે કહ્યું:—"મદનરાજ! એમાં ચિંતા કરવાનું કશું કારણ જ નથી. જે વસ્તુની તમે રાત્રિદિવસ ઝંખના કર્યા કરો છો, તે તમને હવે સહજમાં જ મળી જશે. 'જે જેના મનમાં તે તેની પાસે' એ લોક કહેવત પર પૂરતો ભરોસો રાખો. વિશ્વાસથી તથા પ્રયત્નથી પ્રત્યેક કાર્ય સિદ્ધ થઈ શકે છે. નિરાશા અને આળસથી કશું પણ કરી શકાતું નથી. જ્યાં સુધી અમારા જીવમાં જીવ હશે ત્યાં સુધી અમે તમારી ઇચ્છિત વસ્તુ લાવી આપવામાં કદાપિ પાછા પડીશું નહિ. મોહિની મહા ચાલાક છે. તેના જેવી અક્કલમંદ ઓરત મેં આખી દુનિયામાં જોઇ નથી. જ્યારે તે તમારે પડખે ચઢીને મદદરૂપ થઈ ઉભી છે, ત્યારે તમારે ચિંતા કરવાનું શું કારણ છે? હવે અમારા વચનોમાં વિશ્વાસ રાખી શાંતિથી આરામ લો, અમે તમારી પ્રાણેશ્વરીને થોડા સમયમાં જ તમારી સેવામાં હાજર કરી આપીશું. તે દુનિયાના ગમે તે ભાગમાં છુપાઈ હશે, તો પણ તેનો પત્તો મેળવવામાં અમને કશી અડચણ આવશે નહિ."

વીરસિંહે કહ્યું:—"પ્રયત્ન કરવા ઉપરાંત પરમાત્માની કૃપાની પણ પરમ આવશ્યકતા છે, તેના વિના મનુષ્યથી તરણું પણ તોડી શકાતું

નથી. સ્વયંભૂ સચરાચરની લીલા અપરંપાર છે અને તેજ મનુષ્ય-માત્રનો સંતાપ, શોક, પીડા આદિ દૂર કરીને શાંતિ તથા સુખ આપી શકે છે."

સુંદરસિંહ બોલ્યો:—"મને પણ વીરસિંહની વાતપર પૂરતો વિશ્વાસ છે. ઇશ્વર સર્વ સારૂં જ કરે છે."

આ પ્રમાણે વાતચીત ચાલી રહી હતી, એવામાં એકાએક ઘણા જ વેગની સાથે વાવાઝોડું ઉત્પન્ન થયું અને પૃથ્વી કંપવા લાગી. સર્વ ભૂમંડળ ડોલંડોલ થવા લાગ્યું, વજ્રના આઘાતો થતા હોય તેવો ભાસ થવા લાગ્યો તથા ઘોર અંધકાર છવાઇ ગયો. વાચક વર્ગ ! આવા અંધકારમાં અમારી લેખિની પણ અટકી પડી.

## પ્રકરણ ૨૪ મું

### બુરા કામનું પરિણામ

મહા નદીનો ઓઘ ઘુઘવતો ચાલ્યો જાએ,
કાળચક્રનો ત્યહાં પડે ચીલો ન જરા એ.
ગગન ચુમ્બી ગિરિરા જધડ્યો કકૃણ પથરાએ.
કાળ તણું ત્યાં ચક્ર ઘસાઇ ખાંડું થાએ.
ધ્યાન ધરતો ઉંચું પડ્યો નભ જાણી નિહાળે;
સિંધુરાજ ગંભીર ઘોષ કરતો કંઈ મ્હાલે;
કાળચક્ર જે ઘૂમે ન્હાનું શું ત્હેની નજરે;
હસી મન્દ તે જાણી લગીરે મન તે ન ધરે.

**નરસિંહરાવ**

આજે તો પિશાચપૂરીનો દોરદમામ કાંઇક અલૌકિક જ ભાસતો હતો. તેની શોભાનો આજે કશો અવધિ જ રહ્યો નહોતો. પ્રિય વાંચકો, આજસુધી તો આપે અતલ લોકનું નામ કેવળ પુરાણોમાં અથવા તો પુરાણોના અભ્યાસી પુરાણીઓ દ્વારા જ સાંભળ્યું હશે, પરંતુ અત્યારે અમારી સાથે ચાલો એટલે અમો આપ સર્વને તે અલૌકિક ભૂમિનો સાક્ષાત્કાર કરાવી આપીએ. જૂઓ, પૃથ્વીપરથી પોતાની સત્તાની આજ્ઞને સંકેલીને ભગવાન સવિતાનારાયણ અસ્તાચલના શિખર પ્રતિ પ્રયાણ કરી ચૂકયા છે અને અર્ધ ઉદિત ચંદ્રમા પ્રાચી અથવા પૂર્વ દિશાના લલાટસ્થાનનો પરિચય કરાવી રહ્યો છે તથા તેમાંનું શ્યામ-કલંક મૃગમદ–કસ્તૂરીનું બિંદુ બનીને એક પ્રકારની અનુપમ ઉપમાને પુષ્ટિ આપી રહ્યું છે. અરુણવર્ણ પૂર્વ દિશા પ્રૌઢા માનિની નાયિકાનો ઉપહાસ કરી રહી છે.

આજે અતલલોકમાં–વર્ત્તમાન પિશાચપૂરીમાં કદરૂપા, કાળા, કુટિલ કઠોર, કામી આદિ અનેક પ્રકારના પાપી પિશાચો તથા કેટલાક જાડા, લાંબા પહોળા, ઉંચા, કદાવર અને બદશિકલ દાનવો દૃષ્ટિગોચર થઇ રહ્યા છે. કોઇનું મુખ સૂવ્વરના આકારનું છે તો કોઇ બે મુખવાળા, કોઈ ચાર મુખવાળા તેમજ કોઇ કોઈ નવ મુખવાળા રાક્ષસો પણ જણાય છે. કોઇના પેટમાં મુખનો ઉદ્‌ભવ થએલો દેખાય છે, કોઈ ત્રણ આંખવાળા પણ જણાય છે. કોઇ કોઈ દાનવોના કંઠમાં પણ લોચનોનાં દર્શન થઇ આવે છે. કેટલાક નિર્દય અને મમતાહીન પિશાચો ઘોડા, ભેંસ, ઉંટ, બકરી, કૂતરા, હાથી, વાઘ તથા ચિત્તા આદિ પશુઓના ચામડાંથી પોતાના શરીરને ઢાંકીને બેઠેલા છે, તેમજ કેટલાક તદ્દન નાગા પણ જણાય છે. કેટલાક દુકાળીયા દાનવો સાપ, વાઘ, ચીતા, ગધેડાં, કૂતરા આદિ અપૂર્વ વાહનોપર સ્વાર થઇને

તે પૂરીને અલંકૃત કરી રહ્યા છે. ચારે તરફ નાચ અને ગાવાનો કોલાહલ મચી રહ્યો છે, કોઈ મદિરાથી ઉન્મત્ત બની ગયા છે તો કોઈ મદિરાનું પાન કરી રહ્યા છે. મદિરાની અનર્ગલ ધારાઓ વહી રહી છે. કેટલાક રાક્ષસો મળીને મદિરાની દીવાલોપર દીવા સળગાવી રહ્યા છે. કેટલાક એકઠા મળીને અનેક પ્રકારનાં પશુ પક્ષિયો મારી તેમનું માંસ શેકીને ભોજન કરી રહ્યા છે. કેટલાક તો કાચું ને કાચું માંસ આરોગવાના વ્યવસાયમાં ગુંથાયલા છે. સુગંધિત ધુપના ધુમાડા ગલિયો તથા ઘરોને સુગંધિત કરી રહ્યા છે, કેટલાંક ફાનસોમાં રંગ બેરંગી દીવા સળગી રહ્યા છે. રસ્તામાં ગુલાબ તથા કેવડાનું જળ છંટાવી દીધું હતું.

જે સ્થળે તે પિશાચોનો સમુદાય એકત્ર થયો હતો, તે સ્થળે મહા ભયાનકતાનો ભાસ થઈ આવતો હતો. અનેક પ્રકારનાં પ્રાણીઓના હાડકાંના મોટા ઢગલા પડેલા હતા. તેમજ કેટલાંક પ્રાણીઓ મરણના મુખમાં જવાની તૈયારી કરી રહ્યાં હતાં. તેમના આર્ત્તનાદથી આકાશમંડળ કંપી ઉઠ્યું હતું. લોહીની નદીઓ વહી રહી હતી. કેટલીક પિશાચિકાઓ તથા પિશાચનંદિનીઓ તે શોણિતસરિતાનું પાન કરી રહી હતી તથા કેટલીક તેમાં પોતાનાં વસ્ત્રો પણ રંગી રહી હતી. કેટલાંક નાનાં નાનાં માનવ બાળકોના નિર્દયતાથી ઉગ્રરૂપધારક શયતાનો પોતાની તીક્ષ્ણ તલ્વારથી ઘાત કરી રહ્યા હતા. તેમના રૂદનથી હૃદય સ્તબ્ધ થઈ જતું હતું. સર્વત્ર હાહાકાર અને આર્ત્તનાદ સાંભળવામાં આવતા હતા. તે ઉપરાંત કેટલીક પિશાચલલનાઓ પણ પોતપોતાના મહાલયોપર ઉભીને તે પૂરીની શોભાનું અવલોકન કરી રહી હતી.

રૂપવતી રમાને જ્યાં કેદ કરવામાં આવી હતી તે ભવનની ડાબી બાજૂએ તે પિશાચરાજનો એક પરમ મનોહર બગીચો હતો. તેની

શોભા પણ આજે અતિ અપૂર્વ ભાસતી હતી. ચારે તરફ ક્યારડાઓમાં ગુલાબ, બેલા, ચમેલી, મોગરો, જાઇ, જૂઇ, મલ્લિકા, ચાંદની આદિ અનેક પ્રકારનાં ફૂલો ખીલી રહ્યાં હતાં તથા તેમાંથી સુગંધના ફૂવારા છૂટી રહ્યા હતા. એ બગીચાના મધ્ય ભાગમાં એક વીસ મારીસ હાથનો નીલમ માણિક્ય જડિત અતિ મનોહર ચબુતરો બનાવવામાં આવ્યો હતો; અને તેની ચારે બાજૂએ ચાર બિલોરના હોજ બનાવવામાં આવ્યો હતો. તે હોજમાં સ્વચ્છ જળ ભરી રાખવામાં આવ્યું હતું તથા પ્રત્યેક હોજમાં પન્નાનો એકએક પુરુષ બનાવવામાં આવ્યા હતો તથા તેમના દરેકના અનેક રત્નોથી જડેલા ગુચ્છા આપવામાં આવ્યા હતા. તે ગુચ્છાના પ્રત્યેક પત્રામાંથી સુવર્ણરંગી જળની ધારાઓ ફૂવારાના આકારમાં છૂટી રહી હતી. ચારે તરફની દીવાલોના દ્વારપર સોનાની ટટ્ટીઓ બાંધવામાં આવી હતી અને તેના અંતર્ભાગમાં રંગબેરંગી દીવાઓ સળગાવીને એક જાતની મનોહર રોશની કરવામાં આવી હતી. આ સર્વ કારણોથી ત્યાં રાત્રિ હોવા છતાં પણ દિવસ હોવાનોજ ભાસ થઈ આવતો હતો.

પચાસ પિશાચિકાઓનું એક ટોળું એ બાગની રક્ષા કરી રહ્યું હતું. તેઓ સર્વ માસ મદિરાનું સેવન કરી મદોન્મત્ત હાથીની પેઠે ઉન્માદિની બની ગઇ હતી તથા ઘણા જ વિકટ સ્વરથી નિશાની નિઃસ્તબ્ધતાનો ભંગ કરીને નીચેનું અતિ અશ્લીલ તથા તુચ્છ ભાવના ભરેલું ગાન ગાઈ રહી હતી.

તર્જ:—"તે ગુંજન શેરમન નેક નામ આઓ આઓ:"

---

આઓ સબ ખૂબ ભુને ગૈલ બેંસ ખાઓ ખાઓ:
પીકે ખૂન તાજા તાજા નાચો ઔર ગાઓ ગાઓ:
આઓ હાં આઓ—આ અ અ આ.

હફડિયાં ચલાઓ સબ મિલ કુડકુડકુડ પ્યારે;
અહાહાહાહા કરો મદકા પાન.
ઇસ આન, ઇસ આન, ઇસ આન, હુમ આજ હેંગી—
પ્યાલા લાવો મદકા બને મતવાલા;
પીલે અલબેલે લેલે.
પ્યાલા લાવો મદકા બને મતવાલા.
આજ મચી હૈ હુમ પૂરીમેં ભૂતરાજકી શાકા—આઓ સબ,

એ સમયે પિશાચપૂરીમાં એવું એક પણ મનુષ્ય નહિ હોય કે જેણે પિશાચનાથના વિવાહોત્સવમાં આનંદપૂર્વક ભાગ નહિ લીધો હોય. પણ કેવળ રમા ડાબા કરકમળ પર ડાબો ગાલ રાખીને કાંઇક ચિંતામાં ડુબી રહી હતી એ સમયે રમાના મંદિરની પૃથ્વી ફાટી તથા મદન આદિ સર્વને લઇને પિશાચપતિ પ્રકટ થયો.

પિશાચે પ્રકટ થતાંની સાથેજ કહ્યું:—" લે પ્યારી, તારી કામનાને હું પૂર્ણ કરી આવ્યો છું."

રમાએ કહ્યું:—" વારૂ, હાલ તરત તો તેમને બધાને મેં પ્રથમ કહ્યા પ્રમાણે કારાગૃહમાં મોકલી આપો અને તે સાથે લગ્ન કરવાની બધી તૈયારીઓ એકદમ કરાવી નાખો. હવે વિના કારણ વિલંબ ન કરો."

પિશાચપતિ મદન આદિ સર્વને લઇને કારાગૃહ ભણી ચાલ્યો ગયો એટલે રમા પણ તરતજ તેની પાછળ પાછળ ચાલી નીકળી. પિશાચપતિ પ્રથમ જણાવેલા પેલા બગીચામાં જઈ પહોંચ્યો. ત્યાં જઇને તેણે એક ઘટાદાર વૃક્ષોની ઝાડીમાં પ્રવેશ કર્યો. એ ઝાડીના ઝુંડમાં એક છુપો દરવાજો હતો; અને તે દરવાજા સાથે લોઢાના કાંટાદાર સળીયા જડવામાં આવ્યા હતા તથા તેના અંદરના ભાગમાં પણ ભયં-

કર અંધકાર વ્યાપેલો જોવામાં આવતો હતો. એ દરવાજા પર કાળા પત્થરના એક સ્વારની પ્રતિમા રાખવામાં આવી હતી. તે સ્વાર પાસેની બીજી એક મનુષ્યમૂર્તિ પર પોતાની તલ્વારનો આઘાત કરવાના ઉદ્દેશથી આગળ ધસી રહ્યો હોયની ! એવોજ ભાસ થઇ આવતો હતો. તે મનુષ્યનું મસ્તક પેલા સ્વારના પગ પર આવી પડેલું હતું. આ સર્વ પિશાચપતિની માયાનો જીવતો જાગતો નમુનો જ હતો.

પિશાચે તે પડેલા મનુષ્યના મસ્તક પર એક ઠોકર મારી એટલે તરત જ વજ્રાઘાતના સમાન ભયંકર ધ્વનિ થયો અને તે મૂર્ત્તિ ઉઠીને ઉભી થઇ તથા તે દરવાજો પણ વચ્ચેથી બે સરખા ભાગમાં વહેંચાઇ ગયો.

પિશાચે મદન તથા તેના બધા સાથીઓને તેમાં બંધ કર્યા. તે લોકોના અંદર જવા પછી દરવાજો પાછો પોતાની મેળેજ બંધ થઇ ગયો અને તે મનુષ્યની મૂર્ત્તિ પુનઃ પહેલાંની માફક ગોઠવાઇ ગઇ. ત્યાર પછી પિશાચપતિ તે બગીચાના દરવાજામાંથી માયાપૂરીમાં ચાલ્યો ગયો.

પિશાચના જવા પછી રમા તે દરવાજા પર આવી અને જેવી રીતે પિશાચે તેને ઉઘાડ્યો હતો તેવીજ રીતે ઉઘાડયો. આ સમયે બીજાં બધાં ગભરાઇ ગયાં હતાં પરંતુ ચાલાક મોહિની પૂરતી રીતે હોશમાં હતી.

રમા તે કેદખાનામાં જઈને કહ્યું:—"પ્રાણપ્રિય મદન ! અત્યારે વાતચીત કરવાનો સમય નથી. હું ફક્ત એટલુંજ કહેવા માગું છું કે, જો તમે બધા તમારા જીવ બચાવવા તથા મને છોડાવવા માગતા હો, તો એક ક્ષણની પણ ઢીલ કર્યા વિના મારી સાથે ચાલ્યાં આવો અને હું જે ઉપાય બતાવું તેમ કરો. નહિ તો જો આ દુષ્ટ પિશા-

ચને માલૂમ પડી જશે તો તે એકદમ અહીં આવી ચઢશે અને આપ-
ણા સર્વના જીવ લેશે, મારા પ્રાણ જશે એની સાથે તમારે પણ
ભયંકર યંત્રણા ભોગવવી પડશે, એ પિશાચ ઘણોજ ભયંકર છે, માટે
તેનાથી ચેતીને અહીંથી છટકી જવું ઉચિત છે."

મોહિનીએ કહ્યું:—"તું જેમ કહીશ તેમજ કરવામાં આવશે."
આમ કહી તેણે મદનના ઐયારોને દવા સુંઘાડીને હોશમાં આણ્યા
અને ત્યાર પછી મદનને ઉદ્દેશીને કહ્યું:—"પ્યારા મદન! જો આખી
જીંદગી સુધી સુખ ભોગવવું હોય તો અહીંથી એક ક્ષણનો પણ
વિલંબ કર્યા વિના સત્વર ચાલી નીકળો અને રમા કહે તે પ્રમાણે
કરતા આવો. રમા અત્યારે આપણને બચાવવા માટેજ અહીં
આવી છે."

સર્વ જનોની સાથે મદન તથા મોહિની ઉભય બહાર આવ્યાં
અને રમાની સાથે ચાલતાં થયાં. રમા તેમને તે વિચિત્ર સ્વાર પાસે
લઇ આવ્યા પછી બોલી:—"તમારામાંથી જે પુરુષ આ સ્વાર પાસે
જઇને તેના મુખમાંથી આગ નીકળતી બંધ કરી શકશે તેના હાથથીજ
તમામ કામ પૂરૂં થઇ શકશે. પણ હવે આ સ્થળે વિના કારણ વિલંબ
કરવાથી પરિણામ ભયંકર આવે તેવો સંભવ રહે છે,"

આ સાંભળીને પ્રથમ બાબુસાહેબ તે સ્વાર પાસે ગયો, પરંતુ
સ્વારના મુખમાંથી આગ નીકળતી બંધ થઇ નહિ. ત્યાર પછી સર્વ
ઐયારો એક પછી એક તે સ્વાર પાસે ગયા, પણ તેમના તે સર્વ
પ્રયત્નો નિષ્ફળ નિવડયા. પછી છેવટે મદન પોતે તે સ્વાર પાસે ગયો
એટલે તરત જ તેના મુખમાંથી આગ નીકળતી બંધ થઇ ગઇ એ
જોઇ રમા અત્યંત આનંદિત થઇને કહેવા લાગી કે:—

" પ્રિયતમ ! હવે વિલંબ ન કરો. આ અશ્વના મુખ પર ઠોકર મારો એટલે આ સ્વારના બે ટુકડા થઇ જશે. પણ ત્યાર પછી એ ટુકડા એકઠા થવા ન પામે એની ખાસ સંભાળ રાખજો. તે સ્વારને તરતજ અશ્વ પરથી નીચે ફેંકી દેજો અને તમે સ્વાર થઇ જજો. આ કાર્ય કરવામાં જો તમે જરા પણ ગફલત કરશો તો કામ બગડી જશે અને તે સાથે તમે એક ધગધગતા અગ્નિના કુંડમાં પડીને ભસ્મ થઇ જશો. ઉપર બતાવેલી રીત પ્રમાણે કામ કરશો તો સ્વારના હૃદય-માંથી એક સોનાનો પત્ર તથા અંગૂઠી મળી આવશે. તે પત્ર અને અંગૂઠીને તમે તરત જ તમારા હાથમાં લઇ લેજો."

મદને રમાના કહેવા પ્રમાણે ક્ષણવારમાં બધાં કામો પતાવી દીધાં એટલે તે સ્વાર અદૃશ્ય થઇ ગયા અને પેલો અશ્વ સજીવન થઇ ગયો તથા રમાના કહેવા પ્રમાણે સોનાના પત્ર અને અંગૂઠી મળી આવ્યાં.

ત્યાર પછી રમાએ કહ્યું:—" પ્રાણનાથ ! આ પત્રમાં જે કાંઇ લખ્યું છે, તે સર્વ સાવચેતીથી સત્વર સમાપ્ત કરો. પણ એમાં જરા પણ ગફલત થવા દેશો તો તરત જ આપણા બધાના જીવ જશે."

મદને તે પત્ર લઇને વિચારપૂર્વક વાંચવા માંડયો. તે પત્રમાં લખ્યું હતું કે:—

" આ માયાનો નાશ કરનાર માનવીએ મધ્ય રાત્રિ થતાં પહે-લાં જ પોતાના કાર્યની પૂર્ણાહુતિ કરી લેવી જોઇએ. કારણ કે મધ્ય રાત્રિ વીત્યા પછી પિશાચોના સમય આવી લાગવાથી તે કાર્ય કોઇ પણ પ્રકારે સિદ્ધ થઇ શકતું નથી. પ્રથમ સ્વારના હૃદયમાંથી સોનાના પત્ર સાથે મળી આવેલી અંગુઠીને પોતાના ડાબા હાથની છઠ્ઠી વધા-

રાની આંગળીમાં પહેરી લેવી અને પછી જે ચબુતરા પર સ્વાર ઉભો હતો તે ચબુતરાને ખોદવો. જો કે એને ખોદતી વેળાયે એમાંથી અગ્નિ પ્રકટ થશે, પણ તે અગ્નિથી ડરીને કાર્ય પડતું મૂકવું નહિ. કારણ કે એ અગ્નિ પેલી અંગુઠીની સહાયતાથી કશી ઇજા કરી શકશે નહિ. કોઇ પણ પ્રકારનો ભય રાખ્યા વિના એ અગ્નિકુંડમાં ઝંપલાવવાથી અગ્નિ આપોઆપ હોલવાઇ જશે તથા તે કુંડમાંથી એ બાણ તથા લોઢાનું એક ધનુષ મળી આવશે તે વસ્તુઓને માયા નષ્ટ કરનાર મનુષ્યે તરતજ પોતાની પાસે લઇ લેવી તથા પેલા સ્વારવાળા અશ્વ પર સ્વાર થઇને તેની પીઠ પર હાથ ફેરવવો એથી તે અશ્વ બીજા સ્વાર પાસે જઈ પહોંચશે. એ વખતે ઘણીજ સ્ફૂર્તિની સાથે તે સ્વારના શિર પર લખેલા અગ્નિના અંગારા સમાન ચળકતા ત્રણ સુવર્ણાક્ષરોમાંના મધ્ય અક્ષર પર તથા એક પક્ષી પર પોતાની પાસેના બાણનો આઘાત કરવાથી તે સર્વ તરત જ નષ્ટ થશે. અને તે સાથે આ સર્વ પૈશાચિક માયાનો પણ વિનાશ થશે. આ માયા નગરીના સર્વ દાનવો અથવા પિશાચો બળીને ખાખ થઇ જશે. પરંતુ આ સર્વ કાર્ય કરતી વેળાયે કોઇ પણ પ્રકારની ગફલત ન થઈ જાય તેની ખાસ જરૂર રાખવાની છે. જો ગફલત થઇ જાય તો મરણ સિવાય બીજો કશો પણ ઉપાય જ નથી. માટે માયાના નષ્ટ કરનાર માનવીએ આ સર્વ વિધિને બરાબર લક્ષમાં રાખવાનો છે. ”

મહને એ પત્રને પુનઃ એક વાર બરાબર ધ્યાનપૂર્વક વાંચ્યો અને ત્યાર પછી તેણે પેલી અંગુઠીને પોતાની વધારાની છઠી આંગળીમાં પહેરી લીધી તથા તે પત્રમાં બતાવેલો સર્વ વિધિ તેણે શરૂ કરી દીધો. જ્યારે તેણે છેવટે પેલા સ્વારના મસ્તક પરના સોનેરી અક્ષર તથા પક્ષી પર નિશાન તાક્યું ત્યારે પેલો પિશાચપતિ તથા તેના

અનેક સોબતી પિશાચો સળગતા સળગતા મારો—કાપો; પકડો, છટકી ન જાય એવા એવા અનેક પ્રલાપો કરતા મદન પાસે આવી પહોંચ્યા. પરંતુ મદન તેમને જોવા છતાં પણ લેશ માત્ર પણ વિચલિત ન થયો. તે નિડરતાની સાથે હૃદયમાં એક પ્રકારના અદ્ભૂત સાહસને ધારણ કરી ઉગ્ર સ્વરૂપથી તે સ્થળે જ ઉભો રહ્યો. જેવું મદને તે પક્ષીને પોતાના બાણથી વીંધી નાખ્યું કે, તરત જ એક પ્રબળ ઝંઝાવાત ઉત્પન્ન થયો, આકાશ કંપવા લાગ્યું, વીજળી પડવા લાગી અને ભયંકર શબ્દો સંભળાવા લાગ્યા. આ ભયાનકતાના યોગે મદન તથા તેના સર્વ ઐયારો અજાયબીમાં આવી પડયા અને થોડા સમયમાંજ તેઓ બધા બેભાન થઇને પૃથ્વીપર ગબડી પડયા. તેમને આ ભયંકર દૃશ્ય જોવાનું ભાન પણ ન રહ્યું.

બે ચાર ઘડી વીત્યા પછી મદને ભાનમાં આવીને જોયું તો તેને જણાયું કે, તે પિશાચપૂરી તથા તેમાં વસતા કાળા, કુટિલ, ભયંકર કુરૂપ પિશાચો બળીને ભસ્મ થઇ ગયા હતા અને તેમનું નિશાન પણ કોઇ પણ સ્થળે જોવામાં આવતું નહિ. જે સ્થળે પિશાચપૂરીના મહા પ્રચંડ મહાલયો જોવામાં આવતાં હતાં તે સ્થળે અત્યારે શૂન્યતા સિવાય અન્ય કશું પણ જોઇ શકાતું નહોતું. અત્યારે પિશાચનો તે મનોહર બગીચો, ભયંકર કારાગૃહ અને વિશાળ મહાલય આદિ સર્વ અદૃશ્ય થયેલાં જણાતાં હતાં. મદને જોયું કે અત્યારે તે તે પિશાચપૂરીને બદલે પોતાની સહાયક઼ા ઐયાર મોહિનીના તિલસ્મીગઢથી છ સાત કોસ દૂર આવેલા એક નિર્જન વનમાં આવી પહોંચ્યો છે.

# પ્રકરણ ૨૫ મું

## એક અજ્ઞાત વ્યક્તિ

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહિ,
અજા જુથ માંહેરે, સમરથ ગાજે સહી—તરણા.
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગરાજન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન;
દધિ ઓથે ધૃતજ રે, વસ્તુ એમ છુપી રહી—તરણા.

ધીરા

રાત્રિના દશેક વાગ્યાનો સુમાર થવા આવ્યો હતો. ચારે તરફ અંધકારની છાયા છવાઇ ગઇ હતી. આકાશ તારાઓનાં ઝુમખાંના ઝુમખાં અતિશય મનોહર ભાસતાં હતાં અને તે જાણે મખમલપર સોનેરી વેલીઓ તથા બુટ્ટાઓને ગુંથવામાં આવ્યા હોયની ! એવો ભાસ કરાવતા હતા. રાત્રિ રમણીએ દિનનાયક પ્રતિ કોપ પ્રકટાવીને ચંદ્રના મુખને અંધકારની નીલરંગી સાડીથી છુપાવી દીધું હતું.

અનેક પ્રેમિક પ્રેમિકાઓ આ વિહારની બહારમાં એ રાત્રિને આનંદની રજની માની રહ્યાં હતાં. તથા અનેક વિયોગી યોગીઓ ઇંદ્રિયોને કાબુમાં કરી તથા મનના વિકારોને દબાવી દઇ કોઇ એકાંત સ્થાનમાં પોતાનાં પ્રિયજનોનું સ્મરણ કરી રહ્યા હતા. વૃદ્ધ મનુષ્યોનાં કંઠમાંથી નીકળતો જીર્ણ અથવા ક્ષીણ સ્વર નવીન તરુણોને એક પ્રકારનો અનુભવ કરાવી રહ્યો હતો. કેટલેક સ્થળે દીપક સળગી રહ્યા

હતા તથા કેટલાક રસિક જનોના ગૃહમાં નવયૌવના અંગનાઓના કંઠમાંથી નીકળતા સંગીતના મનોહર શબ્દો સંભળાતા હતા. કેટલીક રસિક લલનાઓ તે અંધકારમયી રાત્રે ગાઇ રહી હતી:—

" વિકટ વિષમ અંધકાર આ દશ્ય શું દેખાડયું;
વિધુ વિરહથી રજની વ્યાકુળ કરી
યુવતી—કુમુદિની મન કાં કરમાવ્યું. વિકટ.
રમ્ય અલૌકિક ઉજાસ વિદારી,
શાંતિ તણી સર્વ સત્તા સંહારી,
રૂપ અતિ ભીષણ આ શું તેં ધાર્યું. વિકટ.
પતિ શૂન્ય વિભાવરી આ કરી,
કોપ કરાળ અતિશય ધરી,
મન મુગ્ધ માનિની કેમ તેં માર્યું. વિકટ.

કેટલીક રમણીઓ પોતાના પ્રિયતમ સાથે અપૂર્વ પ્રકારનો મધુર વાર્તાલાપ કરી અનુપમ આનંદનો ઉપભોગ કરી રહી હતી. કેટલીક પતિ પ્રેમઘેલી પ્રમદાઓ પતિના આગમનની પ્રતીક્ષા કરી રહી હતી તથા કેટલીક અભિસારિકા કુલટા કામિનીઓ પણ સુપ્રસંગ પ્રાપ્ત થવાથી પોતાની ઇચ્છાને તૃપ્ત કરવાનો સમય જોઇ રહી હતી. કેટલીક રમણીઓ પોતાના રમણ સાથે અભિસાર કરવાના ઉદ્દેશથી ગૃહમાંથી બહાર નીકળી પડી હતી. અન્ય સર્વ મનુષ્યો શાંતિમયી આનંદદાયિની નિદ્રાદેવીની ગોદમાં અભિભૂત થઇને આનંદને લૂટી રહ્યાં હતા. સર્વત્ર શાંતિ અને નિઃસ્તબ્ધતાની છાયા છવાયલી જોવામાં આવતી હતી.

ચોર, લૂટારા અને નિશાચરોને યથેચ્છ રીતે વિહાર કરવાનો શુભ નસંગ પ્રાપ્ત થયો હતો. એ સમયે એક ભયંકર તસ્કર કોઇ એક પુરૂષના ઘરની દીવાલપર દોરડું ફેંકીને તે ઘરમાં પ્રવેશ કરવાની કોશિશ કર રહ્યો હતો. અંધકારની કાલીમાના યોગે તેના શરીરના

રૂપ રંગનો યથાર્થ પરિચય મળી શકતો નહોતો. પરંતુ તેમ હોવા છતાં પણ અમે અનુમાનની સહાયતાથી એટલું તો અવશ્ય કહી શકીશું કે, અત્યારે તે પુરૂષ તદ્દન કાળો પોશાક ધારણ કરીને એ સ્થળે આવ્યો હતો. તેની કમરપર કટાર લટકી રહી હતી અને ડાબી બાજૂએ એક પિસ્તોલ પણ તૈયાર હતી. માથાથી તે પગ સુધી તે તદ્દન કાળાં વસ્ત્રથીજ ઢંકાયલો હતો. અત્યારે તે એ ઘરમાં પ્રવેશ કરવા માટે વ્યાકુળ થઇ રહ્યો હતો. પરંતુ તેને તે ઘરમાં પ્રવેશ કરવાનું કારણ શું હશે, તેની કલ્પના સહજમાં કરી શકાય તેમ નહોતી.

એ પુરૂષ દોરડાંની સહાયતાથી તે ઘરમાં દાખલ થયો. જે ઘરમાં તે દાખલ થયો તે ઘરમાં પાંચ મુખ્ય દરવાજા હતા અને તે સર્વ દરવાજાપર લોઢાના મજબુત સળીયા જડી લેવામાં આવ્યા હતા. પ્રથમ તો એ મજબુત દરવાજાઓને જોઈને તે પુરૂષ હિમ્મત હારી ગયો અને ઘરમાં પ્રવેશ કરવાના અનેક વિચારો કરવા લાગ્યો. ઘણી વાર સુધી વિચાર કરવાથી તેના મનમાં એક દઢ નિશ્ચય થઇ આવ્યો તે પુરૂષ ત્યાંથી ખસીને તે દરવાજા પાસે આવ્યો. પ્રથમ તો તેને પહેલો, બીજો, ત્રીજો અને ચોથો દરવાજો બંધ જોવામાં આવ્યો, પણ તેથી તે લેશ માત્ર પણ નિરાશ ન થતાં પાંચમા દરવાજા પાસે જઇ પહોંચ્યો અને ધીમે ધીમે તેને હડસેલીને ખોલવાની કોશિશ કરવા લાગ્યો. આથી તે દરવાજો સહજમાંજ ઉઘડી ગયો અને તે પુરૂષ કોઇ પણ પ્રકારનો ભય રાખ્યા વિના તેમાં દાખલ થયો. પરંતુ જેવો તે તે દરવાજો ઉઘાડીને અંદર પેઠો કે તરતજ તે દરવાજો પાછો બંધ થઇ ગયો અને તે સાથે તેમા બંધ થવાનો એક ભયંકર અવાજ પણ સંભળાયો. પરંતુ આમ થવા છતાં પણ તે પુરૂષનું મન જરા પણ વિચલિત થયું નહિ.

# પ્રકરણ ૨૬ મું

## પ્રયત્નનો પ્રારંભ

"યત્ન થકી ઉદ્ધાર આત્મા, યત્ન ઉદય આયુષ કેરો;
યત્ન વિના અહો મનુષ્ય પ્રાણિમાં, આ ભવમાં ફોકટ ફેરો:
જ્ઞાન તણું એ પ્રધાન સાધન, મોક્ષ માર્ગનો છે છેડો;
યત્ન તણી શી કહું બલિહારી ? દૈવ ઉપર ચાલે ઘેરો;
યત્નદૂત અદ્‌ભુત દાતાનો, ધીરજનોનો વિમળ વિહાર
ભાગ્ય દેવિ પણ પ્રસન્ન સર્વદ યત્ન દેવ નરવર ઉપર.
જ્યમ વશ થાતાં વાર લગાડે, ત્યમ, વીરા, તું ધીરજ ધર;
અંતે જો તે નજર ચુકાવી, ચાલિ જાય બીજા ઘર,
નહિ એ તારી ભાગ્ય દેવિ પણ અભાગ્યની કંઈ માન ખબર;
છતાં ન હઠતો પાછળ યોદ્ધા, બંધ કરી પરિશ્રમનાં દ્વાર;
યત્ન યત્ન જીવનનું વીરા, યત્ન વિના સુનો, સંસાર.

**મલબારી**

એક તરફ સુવર્ણના અતિ સુંદર અને ભપકાદાર પલંગપર મનોહારિણી રમા તથા મન્મથાવતાર મદન વિરાજ્યાં હતાં અને તેમની સામેના એક સામાન્ય હાથીદાંતના પલંગપર માયાવિની મોહિની, સુંદરસિંહ, બાબૂ ચંદ્રગુપ્ત આદિ સર્વ ઐયારો કોઈ એક પ્રકારની ચિંતામાં નિમગ્ન થઈ શાન્ત ભાવ ધારણ કરી બેઠા હતા.

પ્રથમ **મોહિની**એ શાન્તતાનો ભંગ કરીને ગંભીર સ્વરથી કહ્યું:– "મારા વ્હાલા ઐયારો, આજે આપણે સર્વ આ સ્થળે શા કારણથી હાજર થયાં છીએ તેનો ગુપ્ત હેતુ તો તમારા સર્વના જાણવામાં આવી ગયો છે, એટલે એ સંબંધી વિશેષ વિવેચન કરવાની મારી ઇચ્છા નથી. પરંતુ હું અત્યારે કેવળ આપણાપર આવી પડેલી એક ફરજને અદા કરવાનો યોગ્ય ઉપદેશ આપવા ઇચ્છું છું. એ તો તમો સર્વ જાણોજ છો કે. **વીરસિંહ** આપણો એક પ્રબળ સહાયક છે અને તેની સહાયતાથી આપણે ઘણાં ઘણાં કાર્યોમાં સફળતા પણ મેળવી છે. **વીરસિંહ**ના ઉપકાર તળે આપણે સર્વ દબાયલાં છીએ. અત્યારે તે ઉપકારનો બદલો વાળી આપવાની આપણને એક અતિ અમૂલ્ય તક મળી છે. આજે દશ બાર દિવસ થયાં **વીરસિંહ** મંત્રીને ફસાવવાના ઉદ્દેશથી અહીંથી બહાર નીકળી પડયો છે. પરંતુ હજી સુધી તેનો કશો પણ પત્તો મળી શકયો નથી. અરે તેના તરફથી કશા સમાચાર પણ આવ્યા નથી. આવી સ્થિતિમાં આપણે સહુએ તેની સંભાળ લેવી એ આપણું સર્વથી મુખ્ય કર્ત્તવ્ય છે. મારી ઇચ્છા હવે તેને જેમ બને જલ્દી અહીં લઇ આવવાની છે."

**મદને** કહ્યું:—"મોહિની! તારી આ ધારણા બરાબર છે. મારી એવી જ માન્યતા છે કે, હવે તેને ગમે ત્યાંથી અહીં લાવવોજ જોઇએ. તેના વિના આપણને એક ક્ષણ પણ ચાલે તેમ નથી. પણ હા જો તે કદાચ કોઈ ઐયારના સપાટામાં સપડાઇ ગયો હશે તો તેને છોડાવવાનું કામ ઘણુંજ મુસ્કેલી ભરેલું થઇ પડશે."

**સુંદરસિંહે** કહ્યું:–"એમાં મુસ્કેલી શાની? જ્યારે પોતાના મનુષ્યને છોડાવતી વેળાયે મુસ્કેલીનો વિચાર કરવામાં આવે ત્યારે પછી ઐયારી અથવા ઠગાઇનો ધંધોજ શા માટે કરવો જોઇએ? ગમે

તે ઉપાયે અને ગમે તે જોખમે **વીરસિંહનો** પત્તો મેળવવા જ જોઇએ. આવાં કામોમાં નિરાશા તથા આળસ કરવી નકામી છે. તમારા જેવા બહાદુર માણસો પણ જ્યારે હિમ્મત હારી જશે તો પછી આવાં કાર્યો થશે જ શી રીતે !"

આ સાંભળીને બાબુ **ચંદ્રગુપ્તે** કહ્યું:—"મારી માન્યતા પ્રમાણે આ કાર્યનો ભાર **સુંદરસિંહને** સોંપવામાં આવશે તો તે તેમાં સત્વર ફળીભૂત થઇ શકશે. સુંદરસિંહ પણ કાંઇ જેવા તેવા સામાન્ય ઐયાર નથી. તેઓ **વીરસિંહને** છોડાવવામાં પોતાના પ્રાણની પણ પરવાર રાખશે નહિ, એનો મને સંપૂર્ણ વિશ્વાસ છે."

**મોહિનીએ** કહ્યું:—"બાબુસાહેબની વાત વિચારવા યોગ્ય છે. હું પણ તેમની વાતને અનુમોદન આપું છું."

**મદને** કહ્યું:—"વારુ ત્યારે સુંદરસિંહ ! સર્વાનુમતે આ મહાન કાર્યને માટે તમનેજ યોગ્ય ગણવામાં આવ્યા છે, તો જાઓ, તમે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના **વીરસિંહનો** પત્તો મેળવીને સત્વર પાછા આવો. આ કામમાં જો તમે તમારી બહાદુરી બતાવી આપશો તો હું તેના બદલામાં તમને યોગ્ય પુરસ્કાર આપ્યા વિના રહી શકીશ નહિ. મને આશા છે કે તમારા જેવા ચલાક પુરુષ આપણા એ એક અતિ અગત્યના પુરુષનો શોધ કર્યા વિના કદાપિ પાછા આવશે નહિ."

**સુંદરસિંહે** કહ્યું:—"તમો સર્વની આજ્ઞાને શિરપર ચઢાવી હું હવે **વીરસિંહના** શોધ માટે રવાના થાઉં છું. કદાચ મારા આવવામાં વિલંબ થાય તો તેથી તમે લેશ માત્ર પણ ચિંતા કરશો નહિ કારણ કે, ઐયારીની બાજી જ એવી વિચિત્ર હોય છે કે, તેમાં ધાર્યું કામ કદાપિ યોગ્ય સમયે થઇ શકતું નથી. એક કામની પાછળ વર્ષોના

વર્ષોનો ભોગ આપવો પડે છે. મારો જીવ આપીને પણ હું વીરસિંહને શોધી લાવીશ એ વિષયમાં તમો સર્વ નિશ્ચિંત રહેજો. હું સહજમાં દુશ્મનોના પંજામાં સપડાઇશ નહિ, એ પણ ચોક્કસ માની લેજો, લો, બસ, હું હવે મારા કાર્યમાં આરંભ કરવામાં પ્રવૃત્ત થાઉં છું.”

આમ કહી સુંદરસિંહ ત્યાંથી ઉઠીને સીધે સીધો એક ઓરડામાં ચાલ્યો ગયો. ત્યાં જઇને તેણે તે ઓરડાનાં દ્વાર અંદરથી બંધ કરી લીધાં અને એક કુર્સીપર બેસીને તેણે પોતાનો પોશાક બદલી એક ચોકીદારનો પોશાક ધારણ કરી લીધો. વાદળી રંગનો કોટ પહેરી, લાલ સાફો બાંધી હાથમાં એક કડીઆળી લાકડી ધારી, બગલમાં એક પુસ્તક મૂકી છે છેલબટાઉનું રૂપ ધારણ કરી ત્યાંથી બહાર જવા માટે નીકળી પડ્યો.

એ સમયે દિવસના આઠ વાગ્યાનો શુમાર થવા આવ્યો હતો. સુંદરસિંહ જે સમયે સભામાં ગયો. તે પહેલાં મંત્રીના મંદિરપર પણ જતો ગયો. મંત્રી તે સમયે ભોજનાદિ ક્રિયાઓથી નિવૃત્ત થઇને વસ્ત્ર પહેરી સભામાં જવાની તૈયારી કરી રહ્યો હતો. મંત્રીના ઘરના દ્વાર પર એક પહેરેગીરે બીજા એક માણુસને કેદ કરી રાખ્યો હતો અને તેનો ઈન્સાફ કરાવવા માટે તે મંત્રીની વાટ જોતો ઉભો હતો. થોડીવાર પછી જ્યારે મંત્રી ઘરમાંથી બહાર નીકળ્યો, ત્યારે સુંદરસિંહે દૂર ઉભા રહી પહેરેગીરની પેઠે નમ્ર થઇને તેને ઘણી જ અદબની સાથે પ્રણામ કર્યાં.

એ જોઇને મંત્રીએ પૂછ્યું:—“ કેમ, ક્યાંથી આવ્યો છે ? ”

સુંદરસિંહે જવાબ આપ્યો:—“ હજૂર ! મને અહમદઅલી કોટવાળે આપની પાસે મોકલ્યો છે. ”

"મંત્રીએ કહ્યું:—"તારે જે કાંઇ કહેવું તે જલ્દી કહી નાખ. વિના કારણ વિલંબ ન કર. કહે તારે શું કામ છે?"

સુંદરસિંહે રૂપિઆની એક થેલી તથા એક પુસ્તક આપીને કહ્યું:—"આ રૂપિયા તથા પુસ્તક તેમણે મને આપની સેવામાં હાજર કરવાણી આજ્ઞા આપી છે. આપ આનો સ્વીકાર કરો."

મંત્રીએ કહ્યું:—"આ બધું તેમણે શા માટે મોકલાવ્યું છે વારૂ?"

સુંદરસિંહે જવાબ આપ્યો:—"સરકાર! આ રૂપિયા આપને મોકલાવ્યા છે તથા તે મોકલવાનું કારણ આ પુસ્તકમાં લખેલું છે. આપ વાંચશો તો બધી હકીકત સ્પષ્ટ જણાઈ આવશે."

મંત્રીએ તે પુસ્તક ઉઘાડીને જોવા માંડયું, પરંતુ તેનાં સઘળાં પાનાં એટલાં બધાં ચીકણાં હતાં કે જે સહજમાં ઉઘાડી શકે તેમ નહોતું. એથી મંત્રી થૂંક ચોપડી ચોપડીને તેને ઉઘાડવા લાગ્યો. પચાસપાનાં સુધી તો તેને તે પુસ્તકમાં એક અક્ષર પણ જણાયો નહિ, પણ એકાવનમાં પાના પર એક સ્થળે લખ્યું હતું કે:—"બુરા કામનું બુરૂં ફળ મળે છે અને સારા કામનું સારૂં મળે છે. મનુષ્યે આ વાર્ત્તાનું કદાપિ વિસ્મરણ કરવું જોઇએ નહિ."

મંત્રી હજી આ વાકયો વાંચી પણ રહ્યો નહોતો એવામાં તો બેભાન થઇને તે બિચારો નીચે ગબડી પડયો. એ અરસામાં સુંદરસિંહે એકદમ મંત્રીના પહેરેગિર પર ધસી જઈ તરવાર ઉગામીને એવો તો સખત આઘાત કર્યો કે જેના યોગે તે બિચારાના શરીરના બે ટુકડા થઈ ગયા. તેનું મસ્તક તથા ધડ વિખૂટાં પડીને જમીનપર આમ તેમ આળોટવા લાગ્યો. ત્યાર પછી સુંદરસિંહે તે કેદીને બંધનથી મુક્ત કરી જોયું તો તેને તરત જ જણાઈ આવ્યું કે, તે કેદી

અન્ય કોઈ નહિ, પણ પોતાનો સોબતી ઐયાર વીરસિંહજ હતો. એ જોઈને સુંદરસિંહના આનંદનો અવધિ જ ન રહ્યો. તેણે વીરસિંહને છોડાવ્યા પછી મંત્રીને મજબુત રીતે બાંધી લીધો. એ દરમ્યાન વીરસિંહે તે મરેલા પહેરેગીરની લાશને પાસેના કૂવામાં ફેંકી દીધી. આ બધાં કામોને ક્ષણવારમાં પતાવી દીધા પછી સુંદરસિંહ તથા વીરસિંહ બેભાન મંત્રીના શરીરને બરાબર બંધન યુક્ત કરી પોતાની સાથે લઈને ત્યાંથી એકદમ કોઈ ન જાણી શકે તેવી રીતે ચાલી નીકળ્યા.

## પ્રકરણ ૨૭ મું.

### પરિવર્ત્તન.

" જે ગમે જગતગુરૂ દેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઈ નવ સરે, ઉગરે એક ઉદ્વેગ કરવો;
હું કરૂં, હું કરૂં, એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે, સર્વ એણીપેરે, જોગી જોગેશ્વરા કોઈક જાણે;
નીપજે નરથી તો, કોઈ ન રહે દુ:ખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાયને રંક કોઈ, દૃષ્ટે આવે નહીં, ભવનપર ભવનપર છત્ર દાખે.
ઋતુ લતા પત્ર ફળ ફૂલ આપે યથા, માનવી મૂર્ખ વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં, જેહને જે લખ્યું, તેહને તે સમે તેજ પહોંચે. "

નરસિંહ મહેતા.

દિવસના સાત આઠ વાગ્યા હતા. સૂર્યનારાયણનાં પ્રચંડ કિરણોથી પીડાતાં મનુષ્યોએ એમનું આગમન થતાં પહેલાં જ પોતાના નિયમિત કાર્યોમાંથી નિવૃત્તિ મેળવી લીધી હતી. અલ્પ સમયમાં બાર વાગવાનો શુમાર પણ થઇ ગયો. મનહર મહાલયોમાં બેસી વ્યજન વાયુનો આસ્વાદ લેતાં મનુષ્યો પણ ઉષ્ણતાના અતિરેકના યોગે અકળાઇ ગયાં: તેમનાં સુકોમળ શરીરોમાંથી પ્રસ્વેદની ધારાઓ વહેવા લાગી. સિંહ શ્રૃગાલ, પન્નગ–સાપ, મહિષી આદિ જંગલી જંતુઓ તથા જાનવરો વનમાં આમ તેમ ભટકતાં ફરતાં તરસના માર્યાં જળના શોધમાં લાગી ગયાં. આવા ઉકળાટના સમયમાં પ્રાણી માત્રના જીવનનો મુખ્ય આધાર જળ જ ગણાય છે. તેથી જો તેઓ સર્વ જળના શોધમાં પ્રવૃત્ત થાય તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. અનેક પ્રવાસીઓ માર્ગના પરિશ્રમને દૂર કરવાના હેતુથી વૃક્ષોની શીતળ છાયાની અથવા તો શીતળ સલિલ તપાસમાં ગુંથાઇ ગયા હતા. વાસ્તવિક રીતે જેઠ માસની ગરમી સર્વ કોઇને દુઃખદાયક જ થાય છે, પરંતુ એવા જનોની વાત નિરાળી છે કે જેમના હૃદયમાં સહન શીલતાનો સમાવેશ થયેલો છે તથા જેઓ સંસારના સર્વ સુખ દુઃખોને, તાપ કે ઠંડીને, તથા શાંતિ અને અશાંતિ સમાન રીતે સહન કરતાં આવે છે એવાં પ્રાણીઓને માટે તદ્દન જુદી જ વાત છે. તેઓ તો કુદરતની સર્વ વસ્તુઓને વિહારનું વિશાળ સ્થાન જ સમજે છે! ધન્ય છે! તેવા ઉદારાશય જનોને અનેકવાર ધન્ય છે!"

ખેતી કરી રાત્રિ દિવસ પરિશ્રમ કરનારા ખેડુતો, મકાન બનાવનારા કડીયા તથા મજુરો અને તેવાંજ બીજાં નિર્ધન મનુષ્યો ઉન્હાળાની આવી સખ્ત ગરમીને પણ શીતળતાની ભ્યાજ માની લે છે, તેમના બિચારા મનમાં ગરમીની કલ્પના પણ આવતી નથી. કદ-

કડતી ઠંડીના પણ તેઓ ખ્યાલ કરતા નથી, કેવળ પરિશ્રમ અથવા ઉદ્યોગ એજ તેમના જીવનનું મુખ્ય ધ્યેય છે. તાપ–ટાઢ આદિ સર્વને તેઓ આલિંગન આપી કુદરત માતાના નિયમોને માનપૂર્વક વધાવી લે છે. પરંતુ જેઓ લક્ષ્મીના ગુલામો છે, લક્ષ્મી પ્રાપ્ત કરવી એજ જેમના જીવનનું મુખ્ય વ્રત છે; તેઓજ પ્રકૃતિના વિધાનોનું પરિવર્તન કરવા ઇચ્છે છે, કૃત્રિમતાથી પોતાના શરીરની રક્ષા કરવા માગે છે. ખેડુતો તથા મજુરોના હૃદયમાં સહનશીલતાનો વિશાળ વારિધિ ઉછળી રહ્યો છે, ત્યારે ધનવાનોના હૃદયમાં તેનો અંશ માત્ર પણ નથી.

અનેક રાજ્ય કર્મચારિયો ભોજનાદિ આવશ્યક કાર્યો કરી ઘણીજ ઉતાવળની સાથે રાજદરબાર ભણી જઇ રહ્યા છે અને ઉદ્યમ કરનારા દુકાનદારો પોતપોતાની દુકાનો તરફ જઈ રહ્યા છે.

વાંચકવર્ગ ! તમો આજે આ નગરીના લોકોના મુખપર આનંદની છાયા છવાયલી નથી જોતા, તેનું કારણ એજ છે કે, સર્વ જનોના મનમાં ભૂતપૂર્વ વીરસિંહની ઐયારીનો આવિર્ભાવ થયો છે. આજે એક નાનામાં નાના બાળકથી લઇને ઠેઠ વૃદ્ધ પુરુષોનાં મન પણ ડોલમડોલ થઈ રહ્યાં છે. સર્વ જનોનાં મન શોકના સમુદ્રમાં ગોથાં ખાઇ રહ્યાં છે. વિશાળાપૂરીમાં બાળક, વૃદ્ધ, યુવાન અને સ્ત્રી –પુરૂષ આદિ સર્વ એ વિષયનીજ ચર્ચા કરી રહ્યાં છે કે, જોરાવરસિંહ એ કોઈ મહા પરાક્રમશાળી અને કાર્યનિપુણ પુરૂષ છે. આવો સાહસિક પુરૂષ અત્યાર સુધી અમારા જોવામાં આવ્યો નથી. એ વીર ઐયારની બહાદુરી જોઈને અમારા રાજાનાં ગાત્ર પણ ગળી ગયાં છે. એના સપાટામાંથી બચી શકાય તેવો એક પણ ઇલાજ જણાતો નથી.”

એ સમયે એ રાજ્યનો મંત્રી રાજધાનીના સરિયામ રસ્તાપરથી દમામની સાથે ચાલ્યો જતો હતો. તેની પાછળ એક નોકર છત્રીનો

ઊંચો કરી ધીમે ધીમે ચાલતો હતો. મંત્રીએ મસ્તકપર લાલ રંગનો રેશમી સાફો બાંધ્યો હતો તથા એક પહોળું રેશમી પહેરણુ અને રેશમી સુરવાળ પહેર્યો હતો. તેનો રંગ શામળો હતો, મુખ ગોરૂં અને ગોળાકાર હતું, આંખો નાની પણ લાલ હતી. લલાટ વિશાળ હતું અને મૂછો લાંબી તથા મરોડદાર જણાતી હતી. આજે સર્વ જનો મંત્રીને કુશળ સમાચાર પૂછી રહ્યા હતા. કોઇ કોઇ કર્મચારીઓ તેને રસ્તામાંજ પૂછતા હતા કેઃ—"કેમ મંત્રિજી! આપ કાલે કેમ પધાર્યા નહોતા? રાજા સાહેબ ઘણીજ ચિંતામાં પડી ગયા હતા. કહો; આપના તબિયત તો સારી છે ને?"

જવાબમાં મંત્રી જણાવતો હતો કેઃ—"હા, ભાઇ! કાલે મારા માથાથાં ઘણીજ વેદના થતી હતી. તેથી હું રાજસભામાં આવી શક્યો નહોતો. પણ આજે કાંઇક આરામ હોય એમ જણાય છે." આ પ્રમાણે જવાબ આપતો આપતો મંત્રી રાજસભામાં જઇ પહોંચ્યો અને મહારાજની પાસેના પોતાના આસનપર બેસી ગયો. થોડીવારમાં સર્વ સભાસદો સભામાં હાજર થઇ ગયા અને તે સાથે મહારાજા નરેન્દ્રસિંહની સ્વારી પણ દોરદમામ સાથે ત્યાં આવી પહોંચી. બધા લોકોએ ઉઠી તેને પ્રણામ કર્યાં.

નરેન્દ્રે સિંહાસન પર વિરાજી સભાસ્થાનમાં એકત્ર થયેલા સર્વ સભાસદો પ્રતિ એકવાર દૃષ્ટિપાત કર્યાં પછી મંત્રીને ઉદ્દેશીને પૂછ્યું "કેમ મંત્રીજી! આજે તો તમારી તબિયત સારી છે ને! કાલે તપાસ કરાવતાં મને માલૂમ પડયું હતું કે, તમારા મસ્તકમાં અતિશય વેદના થવાથી તમો સભામાં આવી શક્યા નહોતા.

મંત્રીએ જવાબ આપ્યોઃ—"જી હા, આજે તો આપની કૃપાથી કુશળ છું."

નરેન્દ્રે ચિંતાપૂર્વક કહ્યું:—" શું કહું ? તે સ્વારને હું એક ક્ષણને માટે પણ વિસરી શકતો નથી. તેની ભયાનક મૂર્તિ રાત્રિદિવસ મારી આંખો આગળ તર્યા કરે છે. તે અહીં હાજર નથી હોતો, છતાં પણ મને ધીરજ રહેતી નથી. મારા સમજવામાં નથી આવતું કે, રણધીર આવો અભાગી કેમ નિવડયો. એક તરફથી પ્રજાના પોકારો આવ્યા કરે છે કે, તેમને તે સ્વારે લૂંટવા માંડયા છે અને બીજી તરફ તે આપણી સભામાં આવીને આપણને ભૂલથાપ ખવડાવી જાય છે. હમણાં તો તેણે જુલ્મની હદજ કરી છે. પ્રજાનાં ઘરબાર સળગાવી તે ભયંકર જોરાવરે તેને પીડવા માંડી છે. અરે એટલુંજ નહિ પણ હમણાં હમણાં તો તે લોકોની વહુ દીકરીઓને પણ ઉપાડી જાય છે. રણધીર ગફલતમાં પડયો રહે છે. હજી સૂધી તેના એક પણ પ્રયત્નનું પરિણામ બહાર આવ્યું નથી. હવે શું કરવું, એનો કશો પણ નિશ્ચય કરી શકાતો નથી. પ્રધાન ! તમે આ વિષયમાં તમારી શી સલાહ આપો છો વારૂ ? "

મંત્રીએ હાથ જોડીને નમ્રતાભર્યા સ્વરથી કહ્યું:—" મહારાજ ! એ વિષયમાં હું કાંઇ પણ કહી શકતો નથી. "

નરેન્દ્રે પૂછ્યું:—" કેમ ? તમે શા માટે કાંઇ પણ કહી શકતા નથી ? "

મંત્રીએ કહ્યું:—" મેં એક નવી વાત સાંભળી છે. "

નરેન્દ્રે પૂછ્યું:—" શી વાત સાંભળી છે ! "

મંત્રીએ જવાબ થીાપ્યો:—" અત્યારે રમા આપના અંતઃપુરમાં હાજર નથી. "

" એ તો હું જાણુંજ છું. "

"ત્યારે રમા હમણાં ક્યાં છે?"

"ભાવનગરમાં."

"ના."

"ત્યારે?"

"રણધીરના હાથમાંથી પણ છટકી ગઈ છે?"

"ત્યારે શું તે મદનની પાસે છે?"

"ના. ત્યાં પણ નથી."

"ત્યારે ક્યાં છે?"

"તે સમાચાર ઘણાજ બેદભરેલા છે!"

"શો ભેદ છે એ સમાચારમાં?"

"આપ તેને બરાબર ધ્યાનપૂર્વક સાંભળશો ખરા કે?"

"હા. જલ્દી કહો. મને એ સાંભળવાની ઘણીજ આતુરતા છે."

મંત્રીએ કહ્યું:—"ત્યારે મહારાજ, હું જેકાંઇ કહું તે બરાબર ધ્યાનપૂર્વક સાંભળો. 'રણધીર રમાને આ શહેરની પૂર્વ દિશામાં આવેલા એક ત્રીસ કોશના નિર્જન વનમાં આવેલા એક ન્હાના સરખા તિલિસ્મી ગઢમાં લઇ ગયો હતો અને ત્યારપછી તેણે રમાની સાથે લગ્ન કરવાની ઇચ્છા પ્રકટ કરી હતી. પરંતુ રમાએ તેની તે પાપમયી યાચનાનો અસ્વીકાર કરીને તેનું અપમાન પણ કર્યું હતું. એ અપમાનના યોગે રણધીરે રમાપર ક્રોધિત થઇને કેદખાનામાં કેદ કરી લીધી. એ સમયે મદનના બે ઐયારોએ એ બધી ઘટનાને બરાબર જોઇ લીધી હતી. ત્યાર પછી રણધીરના ચાલ્યા જવા પછી તેમણે રમાને કેદમાંથી છોડાવીને ત્યાંથી નાસવાની તૈયારી કરી હતી. પણ એ અરસામાં અચાનક રમા રસ્તામાંથીજ ક્યાંક અદૃશ્ય થઇ ગઇ હતી અને તે રણધીર અથવા મદન બેમાંથી કોઇના પણ હાથમાં આવી

શકી નહોતી. જ્યારે મદનને એ વાતનો પતો મળ્યો ત્યારે તે ધીર વીર નરે પોતાના જીવના જોખમે રમાને શોધી લાવવાનું બીડું ઝડપ્યું અને તે રમાના શોધમાં લાગી ગયો. મદને પોતાનું લોહી રેડીને પણ રમાને મેળવી લીધી અને અત્યારે પણ તે મદનના અધિકારમાંજ છે.' આ બધી વાર્તા મેં મારી પાસે ઇન્સાફ કરાવવા માટે આવેલી એક સુશીલા નામની વેશ્યાના મુખથી સાંભળી છે. મેં આજે એ વેશ્યાને સભામાં બોલાવી છે. તે સભામાં આવીને રણધીરની દગાબાજી, લમ્પટતા તથા કારસ્થાનાના બધા ભેદોને વિસ્તાર પૂર્વક કહી સંભળાવશે અને પોતાનો ઇન્સાફ પણ આપ સમક્ષ કરાવશે.

હજી મંત્રી આ વાર્તાને પૂરી કહી શકયો પણ નહોતો એવામાં દરવાને રાજસભામા આવી મંત્રી તથા રાજાને પ્રણામ કરી સુશીલા નામક વેશ્યાના આવવાના સમાચાર આપ્યા તથા તેને અંદર દાખલ થવા દેવાની આજ્ઞા માગી. ત્યાર પછી રાજા સાહેબની આજ્ઞાનુસાર સુશીલાને રાજસભામાં દાખલ કરવામાં આવી. આ સમયે સુશીલા પ્રથમ જણાવેલો અતિ મનોહર પોશાક ધારણ કરી મનુષ્ય મનને મોહાવનારી મનોહારિણી માનીના રૂપમાં રાજસભામાં આવી પ્રથમ તો તે રાજાને પ્રણામ કરી ઉભી રહી.

એ જોતાંને રાજા નરેન્દ્રે પૂછ્યું:—"કેમ, તું શું માગે છે?"

સુશીલાએ જવાબ આપ્યો:—"ઇન્સાફ."

નરેન્દ્રે પૂછ્યું:—"વારૂ, તારો વૃત્તાંત કહી સંભળાવ જોઇએ."

સુશીલાએ નમ્ર સ્વરથી કહ્યું:—"મહારાજ! હું આ શહેરની રહેનારી એક વારાંગના છું—વેશ્યા છું. મારૂં નામ* સુશીલા છે. મારે ઘેર રણધીર ઘણા દિવસ થયાં બરોબર આવ્યા કરતો હતો, એ દરમ્યાન મારી અને તેની વચ્ચે પ્રીતિનું દઢ બંધન બંધાઈ ગયું હતું.

અરે એટલે સુધી કે, રણધીર મારા સિવાય એક ક્ષણ પણ રહી શકતો નહોતો; તેને બીજે કોઇ પણ સ્થળે ચેન પડતું નહોતું. આ પ્રમાણે કેટલાક દિવસ સુધી ચાલ્યા પછી છેવટે એક દિવસે મને બંગાળી બ્રાહ્મણની કન્યા જાણીને તેણે મારી સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. મેં પણ એ વિષયનો સ્વીકાર કર્યો. સારા દિવસે અને શુભ ચોઘડીએ રણધીરે પોતાના સર્વ ઐયારો જે સ્થળે રહે છે તે સ્થળે અથવા તો એક નિર્જન વનના કિલ્લામાં મારી સાથે ગાંધર્વ લગ્ન કરી લીધાં અને ત્યાર પછી હું મારો વારાંગનાનો વ્યવસાય છોડી તથા મારા ગૃહનો પરિત્યાગ કરી રણધીરની સાથે તે દુર્ગમાં રહેવા લાગી. પણ અમારાં લગ્ન થયા પછી પંદરમે દિવસે મેં રણધીરના ઐયારો દ્વારા સાંભળ્યું કે, રણધીર એક મુસલ્માન રંડીપર મોહિત થયો છે અને તે વેશ્યાને તનમનથી ચાહવા લાગ્યો છે. પરંતુ તે વેશ્યા કહે છે કે, મારી સાથે ભોજન કરીને મુસલ્માન થઇ જા તો હું તારી સાથે લગ્ન કરવાને તૈયાર છું. રણધીર મુસલ્માન થવાને પણ તૈયાર થઇ ગયો છે. આ સાંભળીને મેં તેને બહુજ ધિક્કાર્યો તથા બે ચાર કડવાં વચનો પણ કહી સંભળાવ્યાં. પરમદિવસે મેં તેના ઐયાર રામનારાયણના મુખથી સાંભળ્યું કે, રણધીર આજે તે વેશ્યાને સાથે લઇને ક્યાંક ન્હાસી ગયો છે.”

નરેન્દ્રે પૂછ્યું:—“રામનારાયણ ઐયાર અત્યારે ક્યાં છે વારુ?”

સુશીલાએ જવાબ આપ્યો:—“તે સભાના દરવાજા પરજ ઉભો છે, જો આજ્ઞા હોય તો તેને બોલાવું?”

રાજા નરેન્દ્રની આજ્ઞાનુસાર રામનારાયણને અંદર લાવવામાં આવ્યો. તે રાજાને પ્રણામ કરી ઉભો રહ્યો.

રાજાએ તેને ઉદ્દેશીને પૂછ્યું:—“કેમ, રામનારાયણ તારું નામ છે કે?”

રામનારાયણે જવાબ આપ્યો:—" જી, હા. આ સેવકનું નામ રામનારાયણજ છે. "

" આ સ્ત્રીને તું ઓળખે છે કે ? "

" જી—હા. ઓળખું છું. "

" એનો વૃત્તાંત તારા જાણવામાં આવ્યો છે ખરો કે ? "

" જી—હા. ઘણીજ સારી રીતે. "

" એનું નામ શું છે ? "

" સુશીલા. "

" એને રણધીરની સાથે હળતી મળતી જોઇ છે ખરી કે ! "

" હળતી મળતી તો શું પણ તેના ઘરમાં રહેતી પણ મેં એને જોઈ હતી એ તો એની સ્ત્રીજ છે. "

" ત્યારે એનો સર્વ વૃત્તાંત વિસ્તારપૂર્વક કહી સંભળાવ જોઇએ. "

રામનારાયણે સર્વ વૃત્તાંત સુશીલાના કહેવા પ્રમાણેજ કહી સંભળાવ્યો.

નરેન્દ્રે કાંઇક વિચાર કર્યા પછી કહ્યું:—" સુશીલા ! તારા અને રણધીરનાં લગ્ન થયાં હોય, એવું કોઈ પણ પ્રમાણ તારી પાસે હાજર છે ખરૂં કે ? પ્રથમ પ્રમાણ મેળવવાની ખાસ જરૂર છે. "

સુશીલાએ કહ્યું:—" નામદાર ! પ્રમાણ એક નહિ પણ અનેક છે. પ્રથમ તો આ રામનારાયણ ઐયારની સાક્ષીજ પ્રમાણભૂત છે અને બીજું—" આમ કહી તેણે પોતાની ચોળીના ખીસામાંથી એક પ્રતિજ્ઞાપત્ર કાઢી રાજાના હાથમાં આપી કહ્યું:—" રણધીરની સહીદસ્કત વાળું આ પ્રતિજ્ઞાપત્ર પણ તૈયાર છે. મહારાજ ! આનાથી વિશેષ પ્રમાણની શી આવશ્યકતા છે ? આ રણધીરના પોતાનાજ હસ્તાક્ષરો છે, એટલે હું ધારૂં છું કે, બીજા વિશેષ પ્રમાણની કશી પણ જરૂર પડશે નહિ. "

મહારાજા નરેન્દ્રસિંહે તે પ્રતિજ્ઞાપત્રને આદિથી અંત સુધી બારીક નજરે ધ્યાનપૂર્વક જોઇ લીધું અને ત્યાર પછી મંત્રીના હાથમાં આપ્યું. મંત્રી પણ તે પત્રને બરાબર લક્ષપૂર્વક જોવા લાગ્યો.

ત્યાર પછી રાજા નરેન્દ્રે કહ્યું:—"સુશીલાનું કહેવું સત્ય જણાય છે. કારણ કે, આ સહી તથા હસ્તાક્ષર રણધીરનાજ છે. કેમ, તમારી સમજમાં શું આવે છે? તમે આ વિષયમાં શો અભિપ્રાય આપો છો?"

મંત્રીએ કહ્યું:—"મહારાજ, રણધીરની બદચાલ વિશે હું ઘણા દિવસ થયાં અફવાઓ સાંભળ્યા કરૂં છું. આજે તે સર્વ અફવાઓ આ પ્રમાણો પરથી સત્ય નિવડી છે. મને ઘણા દિવસ થયાં રણધીરના સંબંધમાં બધો વૃત્તાંત આપની સેવામાં નિવેદન કરવાનો હતો, પરંતુ તેનાપર આપનો અત્યંત અનુગ્રહ જોઇને મેં તેમ કરવાનું સાહસ કર્યું નહોતું. ખરી રીતે આ હસ્તાક્ષર રણધીરના પોતાનાજ છે. મારી માન્યતા પ્રમાણે રણધીર એક ઘણોજ ભયંકર પુરુષ છે. તેને તેની કરણીનું ફળ અવશ્ય મળવુંજ જોઇએ."

નરેન્દ્રે કહ્યું:—"સુશીલે! જ્યારે તે વેશ્યાની સાથે આગ્રહપૂર્વક ભોજન કરવાનો હતો, ત્યારે હવે તો સ્પષ્ટ સમજાઇ આવે છે કે, તે તે વેશ્યાને લઇનેજ અહીંથી ક્યાંક ન્હાસી ગયો હશે."

સુશીલાએ કહ્યું:—"જો કે હું કાંઇપણ નિશ્ચયપૂર્વક કહી શકતી નથી, પણ તેમ છતાં પણ એટલું તો અવશ્ય જણાઇ આવે છે કે, તે વેશ્યાની સાથેજ રણધીર ન્હાસી ગયો હશે."

નરેન્દ્રે પૂછ્યું:—"રમાના સમાચાર તારા જાણવામાં શી રીતે આવ્યા?"

સુશીલાએ જવાબ આપ્યો:—"આ ઐયાર દ્વારા એ સમાચાર મને મળી શક્યા છે. કારણ કે, એ પણ અમારા તથા રણધી-

રના સર્વ કાર્યોમાં સમ્મત હતો. આ ઐયાર મહા ચાલાક ને બુદ્ધિમાન છે. "

નરેન્દ્રસિંહના પૂછવાથી રામનારાયણે પ્રથમની સર્વ વાતોને આદિથી અંત સુધી કહી સંભળાવી. આથી રણુધીર પ્રત્યે નરેન્દ્રસિંહના અનુકંપા ભર્યા સ્વભાવનું તદ્દન પરિવર્ત્તન થઇ ગયું. તે રણુધીરને અત્યંત ધિક્કારવા લાગ્યો તથા તેને કેદ કરી કારાગૃહમાં મોકલી આપવાના નિશ્ચય પર આવી ગયો,

એવામાં રણુધીરના બીજા ચાર નોકરો, સભામાં આવ્યા અને વેશ્યાને લઇને રણુધીરના ન્હાસી જવાના સમાચાર કહી સંભળાવી સુશીલાને વાતોને અનુમોદન આપવા લાગ્યા. હવે નરેન્દ્રસિંહને પૂરેપૂરો વિશ્વાસ બંધાઇ ગયો કે રણુધીર એક અતિ નીચ અને કાપુરુષ છે અને એ કપટી દુરાચારી રમાનો પતિ થવાને કદાપિ યોગ્યજ નથી. એવા પાપાત્માના હાથમાં પુત્રી આપવાથી મહા ભયાનક પાતકનો સ્પર્શ થવાનો સંભવ રહે છે. એવા દુષ્ટાત્માને તો ધરામાંથી નાબુદજ કરવો જોઇએ. "

આ પ્રમાણે વિચાર કરી રાજા નરેન્દ્રે કહ્યું:—"કેમ મંત્રીજી, તમે મદનના વિષયમાં શો અભિપ્રાય છે ? શું તે રમાનો પતિ થવાને યોગ્ય છે ખરો કે ? એનું ચરિત્ર કેવું છે ? જો તેની સાથે રમાનાં લગ્ન કરવામાં આવે તો તેથી જનસમાજમાં આપણી નિંદા થાય એવો કશો સંભવ તો નથી ને ? તમારા મનમાં જે કાંઇ હોય તે સત્યજ જણાવજો, મારાથી છૂપાવશો નહિ. કારણ કે, હું તમને મારા સાચા સલાહકાર ધારીનેજ આ વિષયની સલાહ લઇ રહ્યો છું." *

મંત્રીએ પોતાનો અભિપ્રાય દર્શાવતાં કહ્યું:—" મહારાજ ! વાસ્તવિક રીતે મદન ઘણોજ સાહસી, સુબોધ, સુશીલ અને સુંદર છે.

જાતિકુલમાં પણ તે આપનાથી ઉચ્ચ છે, વળી તે આપના પ્રથમના મંત્રીનો પુત્ર છે. આ સવ કારણોથી એ આપની સાથે સંબંધ બાંધવા યોગ્ય તથા સર્વગુણ સંપન્ન છે. એ ઉપરાંત રમાએ પણ તેને પોતાનું તન, મન, ધન આદિ સર્વ અર્પણ કરી દીધું છે. શું રમાની યોગ્ય કામનાને પૂર્ણ કરવી એ આપનો ધર્મ નથી. જ્યારે માતાપિતાજ પુત્રીનું હિત ન ઇચ્છતાં તે બિચારી કોમળ કુસુમ જેવી કન્યાઓને ગમે તેવા પતિના હાથમાં સોંપી દે, ત્યારે પછી તેને આ દુનિયામાં ક્યાંથી સુખ મળી શકે વારૂ ? માતાપિતાનો ધર્મ પુત્રીનું શુભ પ્રથમ ઇચ્છવાનોજ છે. મારી માન્યતા પ્રમાણે જો મદનની સાથે રમાનાં લગ્ન કરવામાં આવશે તો તે કોઇપણ રીતે અયોગ્ય ગણાશે નહિ. એથી તો સર્વ પ્રજાજનો આપને ધન્યવાદ આપશે અને આપની પુત્રીનું પણ કલ્યાણ થશે. ”

નરેન્દ્રે કહ્યું:—“ આજસુધી હું ભ્રમણામાં ભમતો હતો. મદન જેવા સુપાત્રનો પરિત્યાગ કરી રણધીરના સમાન પાપ પ્રતિમાને મારી પુત્રી આપવાને તૈયાર થયો હતો. પણ હવે જોઉં છું કે. એમાં મારો ભયંકર પ્રમાદજ થયો હતો. હાય ! અફસોસ ! હવે તે સ્વર્ગના નંદનવનની કોમળ લતિકા તથા તે કલ્પવૃક્ષ તુલ્ય મદન મને ક્યાંથી મળી શકે ? મારાથી તેમનો સંયોગ શી રીતે કરાવી શકાય ? મારી સર્વ આશાઓ અત્યારે શુષ્ક થઇ ગઇ છે. હવે શું કરવું એનો કશો પણ નિશ્ચય મારાથી થઇ શકતો નથી. ”

મંત્રીએ કહ્યું:—“ એ સર્વ ચિંતાઓને હવે છોડી દો, કારણ કે,* કેવળ ચિંતા કરવાથીજ કશું પણ વળી શકતું નથી. જો આપ રમા અને મદનના વિવાહ કરવા ઇચ્છતા હો તો, તેમને મેળવવાનો એક સહજ ઉપાય છે. ”

નરેન્દ્રે આતુરતાની સાથે પૂછ્યું:—"એ શું વારૂ?"

મંત્રીએ કહ્યું:—"એ ઉપાય ઘણોજ સરળ છે. આપ આખા શહેરની સડકોપર આ પ્રમાણેની જાહિરખબરો ચોંટાડાવી દો. આમ કરવાથી મદન તથા રમા સહજમાં મળી શકશે. જાહિરખબરમાં આ પ્રમાણે લખશો:—

"ખરી રીતે હું મદનનો દુશ્મન નથી, પરંતુ ભ્રમને વશ થઇને આ સર્વ વિસ્તાર કર્યો હતો, હવે મને જણાયું છે કે, રણધીર દુષ્ટ, કપટી અને પતિત હોવાથી કોઇપણ પ્રકારે રમાનો પતિ થવાને યોગ્ય નથી. માટે મદનની સાથે મળવા ચાહું છું. કારણ કે, મને માલૂમ થયું છે કે, મદને રમાને કોઇ એક ભયંકર આપત્તમાંથી છોડાવી છે. સાહસી મદને હવે કશો પણ ભય રાખ્યા વિના રમા સહિત મને આવી મળવાની આવશ્યકતા છે. હું તેને યોગ્ય ઇનામની સાથે રમા-દેવીનું દાન આપવાને પણ તૈયાર છું."

મહારાજા નરેન્દ્રસિંહ.

નરેન્દ્રે પ્રસન્ન થઇને કહ્યું:—"મંત્રી! તમે આ ઘણીજ ઉત્તમ સલાહ આપી છે. મારી ઇચ્છા એવી છે કે, આ જાહિરખબરની સાથે રણધીરને સજા કરવાની પણ બીજી એક જાહિરખબર બહાર પાડવી જોઇએ. આમ કરવાથી આપણી ધારણા સહજમાંજ પાર પડી જશે."

મંત્રીએ પૂછ્યું:—"આ વિચાર પણ અતિ ઉત્તમ છે, પરંતુ રાજન્! આમ કરવામાં આપનો શો ઉદ્દેશ સમાયલો છે વારૂ?"

નરેન્દ્રે કહ્યું:—"એ જાહિરખબર એવા આશયથી લખવામાં આવશે કે:—

"સર્વ સાધારણ મનુષ્યોને વિદિત કરવામાં આવે છે કે, દુષ્ટ રણધીરને તેની દુષ્ટતાના બદલામાં દેશનિકાલની સજા કરવામાં આવે

છે, માટે જે કોઈ મનુષ્ય તેને પકડીને રાજદરબારમાં હાજર કરશે, તેને રાજ્ય તરફથી રૂ. ૧૦૦૦) એક હજાર ઈનામ આપવામાં આવશે. પરંતુ જો તે પહેલાંજ આ રીતને રાજાજ્ઞા માનીને તે પોતાની મેળેજ અહીંથી છટકીને બીજા કોઇપણ અજ્ઞાત દેશમાં ચાલ્યો જશે, તો તેના તે ભયંકર અપરાધોની માફી આપવામાં આવશે. આ કાર્યમાં જો તે લેશમાત્ર પણ શિથિલતા દર્શાવશે તો પછી રાજદ્રોહી ગણીને તેનાપર સખ્ત કામ ચલાવવામાં આવશે.

મહારાજા નરેન્દ્રસિંહ

આ કાર્ય પૂર્ણ થયા પછી બીજા કેટલાક ગુન્હેગારોનો ઇન્સાફ કરી સભા વિસર્જન કરવામાં આવી.

---

## પ્રકરણ ૨૮ મું

## વિયોગિની વનિતા

" મુરાદે દિલકી બરાએ તુમ્હારા હોસલા નિકલે,  
કોઇ અહલે કફા ઢુંઢો અગર હમ બેવફા નિકલે;  
જિગોડી ખીંચકર લાઇ તાપકર દીલકી બેતાબી,  
નહીં ઈસમેં ખતા જાલીમ જો હમ ભૂલેસે આ નિકલે.  
મૈં બેતાબીસે દિલકિ ઠોકરેં ખાતા હું ગલીયોંમેં,  
કે શાયદ યા રહે કુચેકા કોઇ રાસ્તા નિકલે;  
અગર કુછ રહમ ભી આયા હયાસે નહીં કહે તે,  
કે પર અરમાનકાભી અરમાન જરા અય બેવફા નિકલે.

પ્રિય વાચક! હવે આપણે ઘણા સમય થયાં ભૂલી ગયેલા કોશલ દેશની યાત્રા કરીએ. હમણાં ગ્રીષ્મ ઋતુના સમયનો અંત આવ્યો હતો. પરંતુ પૂર્ણતયા વર્ષાદેવીનો પણ અધિકાર વ્યાપ્યો નહોતો. ક્વચિત્ ક્વચિત્ સૂર્યનાં કઠિન કિરણો મનુષ્યોને મરણપ્રાય કરી દેતાં હતાં અને ક્વચિત્ ક્વચિત્ વાંદળાની ઘટાઓ પૃથ્વીમંડળને ઘેરી લેતી હતી. કોઇ કોઇ વેળાયે શ્વાનોનો સમુદાય મુખમાંથી જિવ્હા બહાર કાઢી હાંફતો હાંફતો જળાશયની સમીપમાં જઇ પંકજશાયી થતો હતો. મૃગલાંઓ મૃગતૃષ્ણા અને ઝાંઝવાના જળમાં મુગ્ધ થઈ જળ મળવાની આશાથી દોડતાં દોડતાં છેવટે પોતાના પ્રાણ પણ ત્યાગી દેતા હતા. છાયાદેવી પણ નવોઢા વધૂના સમાન પથિકજનો પ્રતિની ઉદારતાનો પરિત્યાગ કરી મોટા મોટા મહાલયો તથા ઉંચા ઉંચા મંદિરોનો આશ્રય લેતી હતી.

ક્વચિત્ ક્વચિત્ આ સર્વ સ્વપ્ન સમાન ભાસતી હતી. ચારે તરફ ઇંદ્રના માતંગ સમાન કાળાં કાળાં વાદળાં ભૂમિમાં ભળી જતાં હતાં તેની સમીપમાંજ મેઘમંડળમાં ચપળ ચપળા ચપળાની સાથે ચમકી જતી હતી અને સોનાની ક્ષીણ રેષાનો ભાસ કરાવતી હતી. સુગંધિત વાયુના હિલ્લોલો નૃત્ય કરતા નવલ નવલાઓના કમળવત્ કપોલોનું ચુંબન કરી ચાલ્યા જતા હતા. ઝીણાં ઝીણાં ઝરણાંઓ ફૂવારાની પેઠે ઝરી રહ્યાં હતાં, મયૂરો પોતાના પૂચ્છ ફેલાવીને નાચી રહ્યા હતા. આજે ખરેખર એક અતિ અલૌકિક અને આનંદદાયક દશ્ય દૃષ્ટિગોચર થતું હતું.

દિવસના દસ અગિયાર વાગ્યા હતા, કૌશલ દેશના નિવાસિયો પોતપોતાના કાર્યમાં ગુંથાઇ ગયા હતા. જ્યાં ત્યાં એક સરખી ધમાલ મચી રહી હતી. નજીકમાંજ એક શરાબવાલા કલાલની દૂકાન હતી

તેમાં એ પુરુષો બેસીને મદોન્મત્ત મદિરાનું પાન કરી રહ્યા હતા. એ ચાર જણાઓ મદિરાપાન કરી ગપ્પાં બાજીમાં ગુંથાઇ ગયા હતા અને એક મદિરાદેવીના ભદ્ર ઉપાસક મધુમંદિરના દ્વાર પાસે આવેલી એક મોરીમાં પડયા પડયા ઘણાજ આનંદની સાથે એક ગાયન ગાઇ રહી હતી.

ગ.જ.લ.

" તુહી જબ સાથ ન દે ફિરહો ભરોસા કિસ્પર !
છોડે જાતા હૈ મુઝે એૈ દિલેશૈદા કિસ્પર ?
જુલ્મ કરતે હો પર ઇતના તો બતાદો મુઝકો;
સબ્ર મેરે દિલે મુ.જતર કા પ.ડેગા કિસ્પર ?
કહતે હૈં હો ગયા ગિર્દાવરે મહશર ભી ઉધર;
હશ્રમેં કીજેગા ફિર ખૂનકા દાવા કિસ્પર ?
માગતા હૂં જો દિલ અપના તો વો બુત કહતા હૈ:
કબકે ભૂલે હો યે કરતે હો તફા.જા કિસ્પર ?
ફિર ગયા દિલસા વફાદારહી જબ ફુર્કતમેં;
ફિર કરે કોઇ જમાનેમેં ભરોસા કિસ્પર ?
મુજરતખિ દેખકે બોલે વો જલાને કો મેરે;
સચ બતાદો કિ દિલ આયા હૈ તુમ્હારા કિસ્પર ?
મુફતમેં કરતે હો કયોં અપ્ની જવાની બરબાદ ?
ના જ કુછ ખૈર હૈ તુમ હો ગએ શૈદા કિસ્પર ?

આ સમયે મદિરામંદિરના અગ્રભાગમાં વિરાજેલા મદિરાદેવીના પરમ ઉપાસક તથા લલનાને પ્રાપ્ત કરવાની પ્રબળ ઇચ્છા ધરાવનારા એક સભ્ય સદ્‌ગૃહસ્થ પોતાના ભેંસાસુર જેવા ભીષ્ણુનાદથી આકાશ

મંડળને કંપાવતા તથા પોતાના સોબતીઓને અત્નૈયબીના ઉદધિમાં ગરકાવ કરતાં ઘણાજ આનંદ અને ઉત્સાહની સાથે એક અતિ મનારંજક ગાન ગાવા લાગ્યા:—

" જાકે ગુલ્જારસે સઇયાદ ફીરા યા ઉલટા;
ક્યા નસીબા હૂએ તેરા બુલબુલે શએદા ઉલટા;
તને ઉરીઆનીસે બેહેતર નહીં દુનીઆમેં લેબાસ;
યે વોહ જામા હૂએ કે જીસકા નહી સીધા ઉલટા,
ગાલીઆં દેતે હૂએ ઉનસે ખફા હોતે હૂએ;
મેરે ઇઆરોસે વોહ કરતે હૂએ જો શીક્વા ઉલટા. "

એ સમયે એમના સમુદાયના એક અતિ સંભ્રાન્ત—આબરૂદાર સભાસદ મોટેથી લલકારીને ગાવા લાગ્યા.

ગ.જલ:—

ખબર હરફે વફા કુછ ન બતાયા મેરે દિલકો;
અચ્છા સબક એ ઇશ્ક પઢાયા મેરે દિલકો;
કુછ સબ્ર બી એ ખાલિકે અકબર દિયા હોતા;
મસકન જો બલાઓં કા બનાયા મેરે દિલકો. "

એવામાં મદીરાના પાત્રને કરમાં ધારણ કરેલા એક વીર પુરુષ મદિરાને ઉદરમાં પધરાવતા ગાવા લાગ્યા:—

" ઐસે બે દર્દી કે ના જૈહોં બાલમ,
લાખન ગારી દિવાય ગયો રે.
સોતી થી મૈં અપને મહલમેં,
કચ્ચીસી નીંદા જગાયે ગયો રે.
હાં—હાં કચ્ચીસી નીંદા જગાય ગયો રે—
ઐસે બે દર્દી કે ના—"

એ વખતે જે એક યુવક ગાદીપર બેસીને શરાબની બોટલ ભરી રહ્યો હતો તે ત્યાંથી જ બોલી ઉઠ્યો.

" દિલમત તરસા, ગોરે મુઁહસે ઘૂંઘટ ખોલ;
આધી ગુજરાઇ લાજ શરમમેં અબ તો હંસ બોલ;
દિલમત તરસા બસ ગોરે મુઁહસે ઘૂંઘટ ખોલ;
શરીર પિયાકો રાજી કરદે મત ઇસમેં વિષ ઘોલ;
દિલમત તરસા, ગોરે મુઁહસે ઘૂંઘટ ખોલ. "

એ સર્વ સભાસદોમાં કેવળ એક સભાસદ ગાયા વિના બાકી રહી ગયા હતા. તેઓ પણ પોતાના મનનો વેગ ન દબાવી શકવાથી ઘણા જ જોરથી ગાવા લાગ્યોઃ—

ગઝલઃ—

યારબ ઉલટ ન ક઼ાબકા પર્દા કિસી તરહ;
દેખૂં રુખે હબીબ કા જલ્વા કિસી તરહ;
કર વાયદે વિસાલ કો પૂરા કિસી તરહ;
પહલૂ મેં મેરે એ સનમ આજા કિસી તરહ,
ચલતે હૈ જાન બૂઝકે મસ્તાના ચાલ વહ;
મંજૂર હૈ કિ ફિતના હો બર્પા કિસી તરહ;
ઇસ દિલકો ખ઼ાકસારી હૈ મગૂબ ઇસલિયે;
હસ્તકા જામા તાકિ હો મૈલા કિસી તરહ;
તસ્કીં ન હોગી નામા ઔ પૈગામ સે મુઝે;
તૂ કાસિદા ઉસીકો બુલાલા કિસી તરહ;
જાને ખુદા કરે કહીં જુલ્ફે બુતાંકી યાદ;
સરસે હમારે દૂર હો સૌદા કિસી તરહ.

જબ તક હુઆ ન વસ્લ બુતે જમાલ સે;
સાબિર હમીં કો સબ્ર ન આયા કિસી તરહ."

આ સમયે એક નવીન આગંતુક સજ્જન હાથમાં માદિરાનું છલ-કાતું પાત્ર ઝાલી આનંદના માર્યા પૃથ્વીને કંપાવતા તથા મદિરા મંદિરને ગજાવતા ગાવા લાગ્યાઃ—

"બાર વરસકી નવલ દુલ્હનિયાં હાથ કંગન નહીં છૂટારે;
શીશકી બેંદાગિરી પલંગપર ગલેકાહાર મોરા ટૂટારે;
ભલીકી મોરી બાંકીરે અંગિયા બાંકે બને બેલ બટારે.
ઘર રસિયા મસકાઇ ડગરમેં ઐસોનિડર નંદછોટા રે.
મોરા જગાકે જોબન લૂટારે—

પ્રિય વાંચક ! આ સર્વ મદિરા ઉપાસક ભદ્રપુરુષોમાંના બે પુરુષો કે જેઓ મદિરાનું અત્યંત પાન કર્યા પછી એકાંતમાં એક બેંચ પર બેઠા હતા, તેઓ બન્ને કદમાં તથા આકારમાં એક સરખા જ હતા. અત્યારે તેમણે એટલી બધી મદિરા પીધી હતી કે હવે તેમને વધારે પાન કરવાની ઇચ્છા પણ રહી નહોતી. તે ઉભય ગૃહસ્થો કોઈ પણ ત્રાહિત વ્યક્તિ ન જાણી શકે એવા હેતુથી ધીમે ધીમે આ પ્રમાણે વાતચીત કરી રહ્યા હતા તથા વચ્ચે વચ્ચે હાસ્યનો ધ્વનિ કરી નવીન મનુષ્યોના મનને પોતાના તરફ ખેંચતા હતા.

પ્રથમ પુરુષે પોતાના બીજા સોબતીને ઉદ્દેશીને કહ્યું:—"રામરાય, મારો તો એ મધુરી મેના જેવી મોહિનીને જોતાંની સાથે જ જીવ પણ ગભરાઇ જાય છે. અહાહા ! તે કેવી સુંદર છે. એના જેવી મજાની માનિની મેં મારી આખી જીંદગીમાં કદાપિ જોઇ જ નથી. હાયરે ! રૂપ ! હાયરે ! સૌન્દર્ય ! "

રામરાયે કહ્યું:—"હા. કિશોર ! તમારૂં કહેવું બરાબર છે. એ અંગના ખરેખર ઘણી જ સુંદર છે. અરે એની સુંદરતા પાસે તો બિચારી કામદેવની રતિને પણ પાણી ભરવું પડે તેમ છે. અહા ! તે કેવું મીઠું મીઠું બોલે છે ! જાણે નંદનવનમાં કોયલ જ ટહુકાર કરતી હોયની ! પણ તમે તેને હસતી બોલતી જોઇ છે ખરી કે ? તેની સાથે પરિચયમાં આવવાનો અથવા વાતચીત કરવાનો તમને પ્રસંગ મળ્યો છે ખરો કે ?"

કિશોરે જવાબ આપ્યો:—"તે મદભરી મોહિની હસી બોલીને જ આખો દિવસ વીતાડે છે. મૂઢની પેઠે મૌન ધારી બેસી રહેવાની તેને ટેવ જ નથી. એક દિવસ તે એક બાપૂસાથે કાંઇક છૂપી છૂપી વાતો કરી રહી હતી, એ સમયે અચાનક હું ત્યાં જઇ ચઢયો હતો. એ જોઇને તે ઘણી જ શરમાઇ ગઈ હતી. મેં તે બુલબુલ જેવી બાળાને જ્યારે કોઇપણ પ્રકારનો સંકોચ ન રાખવાનો આગ્રહ કર્યો, ત્યારે તેણે મારી સ્હામે નયનકટાક્ષ કરી મારા હૃદયને એવું તો જખ્મી કરી નાખ્યું હતું કે, પછી મારામાં બોલવાની શક્તિ પણ રહી નહોતી. ભાઇ ! સ્ત્રીઓની આંખમાં કોણ જાણે કેવો જાદુ સમાયલો છે કે, પુરુષો બિચારા તેના ગુલામ બની જાય છે, મારી પણ એવી જ દશા થઈ ગઇ હતી. એ ચાલાક ચતુરાએ ઘડીના છઠ્ઠા ભાગમાં મારી બોબડી બંધ કરી દીધી હતી. વાહરે નખરાળી નારીની ચાલાકી !"

રામરાયે કહ્યું;—"બચ્ચા, હું તને સારી રીતે ઓળખું છું, તું મારી પાસે તારા ભેદને શા માટે છૂપાવે છે જ્યારે તું ગાડી જોડી તેમાં તે મધુરીને બેસારી બહાર ફરવા લઇ જાય છે, ત્યારે તેની સાથે ઘણી ઘણી મીઠી વાતો કરી લે છે. મારાથી તારી એક પણ વાત અજાણી નથી. તમારી બન્નેની આંખો આજ કાલ લડી રહી છે.

અરે ! વધારે શું કહું તું તેના પ્યારમાં પડયો છે અને એ તારાપર આફરીન થઇ રહી છે. પણ બચ્ચા ! બુલબુલનો શિકાર બાજ થતાં પહેલાં બાણ વાગવાનો ભય બહુજ રાખજે. જો ગફલતમાં રહીશ તો બાબુસાહેબના હાથથી માર્યો જઇશ. એ ભોળી ભામિનીને ભરમાવીને તારી પ્રેમિકા બનાવતાં પહેલાં તેનું પરિણામ કેવું વિષમ મળશે, એના ખ્યાલને છેક ન ભૂલીશ."

કિશોરે કહ્યું:—"રામા ! જરાં વિચારીને બોલ. આવી વાતોમાં ખૂન ખરાબી સમાયલી છે, એનો પૂરતો ખ્યાલ કર. વગર વિચાર્યું ન બોલ. આવી જૂઠી વાત પણ જો કોઈના સાંભળવામાં આવી જાય તો તેથી મારી તથા તે બિચારી નિરપરાધી બાળાની ખાનાખરાબી થઇ જાય તેમ છે. કોઇના પર જૂઠા દોષનું આરોપણ કરવું યોગ્ય નથી. મારે અને તે બાળાને કશો પણ સંબંધજ નથી."

રામરાયે ગુસ્સે થઇને કહ્યું:—"કિશોર ! વાતો બનાવવી છોડી દે. શું હું અત્યારે જે કાંઇ કહી રહ્યો છું, તે સર્વ જૂઠુંજ છે ? ના—કદાપિ નહિ. એ વાતમાં અસત્યનો અંશ માત્ર પણ નથી. જ્યારે તે દિવસે રાત્રે તું તે રૂપવતી રમણીને ઘેર ગયો તે દિવસે બાબૂ અથવા તો તે રમણીનો સ્વામી તારી પત્ની પાસે ગયો હતો. તેં બાબૂની પત્ની પાસેજ રાત્રિ વીતાડી હતી અથવા તો એ મોહિનીના પ્રણયનો ઉપભોગ કર્યો હતો તથા બાબૂએ તારી સ્ત્રીના શયનભવનમાંજ રજનીનો અંત આણી વિવિધ પ્રકારની રતિક્રીડા કરી હતી. આ બધો બનાવ મેં મારી નજરોનજર જોયો છે, માટે હવે મને જૂઠો કરાવવાની તું કશી પણ કોશિશ કરીશ નહિ. બાબૂની પત્નીને અને તારે જેવો ગુપ્ત સંબંધ છે, તેવોજ તારી પત્ની સાથે બાબુસાહેબનો પણ ગુપ્ત સંબંધ જોડાયલો છે. કહે, આનાથી વધારે પ્રમાણો મેળવવાની

તારી ઇચ્છા છે ખરી કે ? જો હોય તો જલ્દી કહે, એટલે હું સત્વર એનું નિવારણ કરૂં. ”

કિશોરે શરમાઇને તે વાતને ઉડાવી દેવાના ઉદ્દેશથી કહ્યું:—
“ યાર ભાઇ, તું જેમ કહે તેમ કબૂલ કરૂં છું પણ તેં એક કહેવત નહિ સાંભળી હોય કે, ધનવાનોના પુત્રોને નોકરી કરવાનો તથા નોકરોના છોકરાઓને ગાદીપર બેસવાનો પણ ઘણીવાર પ્રસંગ આવે છે. દુનિયામાં એવો જ પ્રકાર સર્વદા ચાલ્યા કરે છે. ધનવાનોના ઘરના ભવાડા ભયંકર હોય છે. બહારથી દમામ દેખાય છે, પરંતુ અંદર તો એટલો બધો સડો હોય છે કે જેનું વર્ણન પણ થઈ શકે તેમ નથી. વ્યભિચારના ઉત્પાદકો, કાળાં કામના કરનારાઓ, ગરીબોનાં ગળાં રેંસનારાઓ, પ્રપંચ વિદ્યાનો પ્રચાર કરનારાઓ મુખ્યત્વે ધનવાનો જ છે. તેમનાં સંતાનો પણ તેમનાં પોતાનાં હશે કે કેમ એનો પણ સંદેહ જ રહ્યા કરે છે. કારણ કે; તેઓ કામવિકારને આધીન થઇને પોતાની પત્નીના પ્રેમને ચૂર્ણવિચૂર્ણ કરી વારાંગનાઓ અથવા વેશ્યાઓમાંજ લુબ્ધ રહે છે અને એના યોગે છેવટે તેઓ પોતાના અમૂલ્ય મનુષ્યત્વને પણ ગુમાવી બેસે છે. ”

રામરાયે કહ્યું:—“ આજે સાંભળ્યું છે કે, રાજાસાહેબની કન્યા પણ કાંઈક બિમાર પડી છે. ”

કિશોરે કહ્યું:—“ હા, મેં પણ સાંભળ્યું છે. રાજા બાપૂએ પાણીની પેઠે પૈસા ખર્ચવા માંડયા છે. હજારો વૈદ્યો તથા હકીમોને તેડાવ્યા છે, પરંતુ કોઇ પણ રીતે તેને આરામ જ થતો નથી. ’

રામરાયે કહ્યું:—“ ભાઈ, એ રોગ ઘણોજ ભયંકર અને અસાધ્ય છે. હકીમો અથવા વૈદ્યોથી મટી શકે તેવો નથી. કારણ કે,

એ પ્રેમનો વ્યાધિ છે અને એ વ્યાધિ પ્રેમિક વિના કદાપિ ઓછો થતો નથી."

કિશોરે કહ્યું:—"તું કાંઈક અતિ વિશ્વાસી છે. ગમે તેવા રોગોને હકીમો નાબુદ કરી શકે છે: મક્કાપીરની શક્તિ કાંઇ જેવી તેવી નથી. તેની કૃપાથી સર્વ રોગો નાબુદ થઇ શકે છે."

રામરાયે કહ્યું:—"રામ–રામ! આ શું બોલ્યો? હિન્દુઓના બધા દેવો ઉઠી ગયા છે કે તું પીર પયગંબરનું નામ બોલી રહ્યો છે. શું તને જરા શર્મ પણ નથી આવતી? તોબા! એ મિયાંસાહેબ! એ મદારબાબા! એ ગૂંગાપીર! હે ગાજીગર્દ! બાળબચ્ચાં પર કૃપા રાખજો!"

કિશોરે કહ્યું:—"મૂર્ખા! પીરની પણ ટીકા કરે છે? તે ધારે તો ઘડીવારમાં સર્વ સારૂં કરી શકે છે!"

રામરાયે કહ્યું:—"ગમાર! તું મૂર્ખ છે! આમાં તારો શો દોષ દઉં? આ કળિકાળજ એવો વિચિત્ર છે! મનુષ્ય માત્રને પોતાના દેવપરથી આસ્થા ઉડી ગઇ છે અને પરાયા દેવને પૂજવા લાગ્યા છે! જો તું ખરો હિંદુ હોત તો, કાળી, દુર્ગા, ભદ્રકાળી, મહાકાળી, અંબા બહુચરા, મેલડી, સિંકોતર, હનુમાન આદિ દેવ દેવીઓનાં નામ ભૂલીને પીરપયગંબરનાં નામ લેવાનું કદાપિ પસંદ કરત નહિ. પણ હાય! જમાનો જ એવો જુલ્મી આવી ગયો છે કે કોઈ કોઇની વાત કહેવા જેવું રહ્યું નથી. કોઇએ ખરૂં જ કહ્યું છે:—

"અબ સાંચહુ કલિયુગ આયો;
પૂત કહ્યો બાપકો ન માનત, કરત આપનો ભાયો;
બેટી બેંચત શંકન આનત દિન દિન મોલ બઢાયો.

કબર ઘૌહરે મસ્જિદ પૂજૈં પીરન કો શિરનાયો:
મિયાંકા સેહરા હાય ચઢાવત કુલકો ધરમ ગંવાયો:
જિન મારી હજારહાં ગઉવૈં તિનકો માથ નવાયો;
ગાજી મરદ કે વ્હૈ મુરીદ તુમ અપનો નામ ધરાયો:
ધિક ધિક તુમ્હરી કઠિન કુમતિકો નિજ દેવહિ વિસરાયો;
ધરત તાજિએ પીટત છાતી માતા પિતૈ લજાયો:
હા હુસેન! કહિ રોવત મૂરખ યહ કુપંથ મન ભાયો:
શરબત ઉનકે નામ પિયાવત લેત પ્રસાદ સવાયો;
ઋષિ સન્તતિ વ્હૈ પૂજહુ મુરદન જ્ઞાનહિ કહાં ગંવાયો:
ચેતહુ ચતુર ચિતૈ અપની તન ભારત નામ નસાયો.

"વળી બીજા એક વિદ્વાને કળિકાળનો આબેહુબ ચિતાર આપતાં વર્ણવ્યું છે કેઃ—

"એવો કલયુગ હવે આવ્યોરે, દુનિયામાંથી ઘટીરે દયા—
એવા મોટા મોટા મહાજનરે, લખોપતિ લોભી થયારેજી.
ધરતીમાંથી ધરમ ગયો ને, પાપનું વધી ગયું પૂર:
પર જન તો પીગળા થઇને વરશે, મેદની થઇ ચકચૂર:
એવું કલયુગનું કારણુરે, વાવ્યા કણ વણસી ગયા રે—
શૂરાનું શૂરવીરપણું ગયું ને, ગયું સતીનું સત્ય:
વેદી ભેદી પંડિત પુરાણી, સરવેની મટી ગઈ મત;
એવું કલજુગનું કારણ રે, લોભમાં લાગી રહ્યા રે જી—
પૃથ્વીમાં પાખંડ પુજશે ને, વીપ્ર કરે વેપાર;
સંન્યાસી ધન સાંચવા લાગ્યા ને, નહિ પતિવ્રતા નાર;
એવા કપટ કરે મોટા રે, અસતિયાના ઓઘ થયારેજી—"

આ સાંભળીને રામરાયે કહ્યું:—આ તો તું આર્ય સમાજીઓની વાતો સાંભળી સાંભળીને મોટો પંડિત થઈ ગયો છે ને શું ? પણ શું ત્યારે, અમારાં માતા પિતા મૂર્ખ હતાં કે, તેઓ ભવાની તથા મિયાં પીરને માનતાં હતાં તથા વારંવાર જાત્રાએ જતાં હતાં વારૂ ?

કિશોરે કહ્યું:—"બેશક, તેઓ મૂર્ખ હતાં, અજ્ઞાન હતાં. બુદ્ધિહીન ગમાર હતાં.

રામરાયે કહ્યું:—"તું મૂર્ખ છે, તારો બાપ મૂર્ખ છે. તું બુદ્ધિહીન ગમાર છે અને તારો બાપ પણ ગમાર છે."

આ પ્રમાણે વાતચીત થતાં થતાં મામલો ગંભીર રૂપ પર આવી ગયો. મદિરાદેવીના ઉપાસક સજ્જનોમાં મારામારીનો વ્યવસાય પણ શરૂ થઇ ગયો. થોડી વારમાં મદિરામંદિરના અધ્યક્ષ સાહેબે આવી તે ઉભય ગૃહસ્થોને પોલિસ બહાદુરને સ્વાધીન કર્યા. પોલિસ તેમની અનુપમ ઇજ્જત અથવા આબરૂનો કશો પણ ખ્યાલ રાખ્યા વિના તરત જ તેમને ગૅટપર લઈ ગયા અને ત્યાર પછી તે સદ્‌ગૃહસ્થોને સારી રીતે પુષ્પાંજલિ આપી, અને તેમના શુદ્ધિમાં આવતાં સુધી ચતુર્ભુજ કરી—પાંચવડીયાં બાંધીને પોલિસ મહાશયોએ તે ભદ્ર પુરૂષોનાં સર્વ કોઇ દર્શન કરી શકે એવા ઉદ્દેશથી તેમને ચોકીપરજ રાખી મૂકયા,

પ્રિય વાચક ! આવા શુષ્ક વિષયના વાંચનથી તને કદાચિત્ અણગમો ઉત્પન્ન થાય તો ક્ષમા કરજે. કારણ કે, જ્યારે નવલકથાના લેખકે દુનિયાના સર્વ વિષયો દર્શાવવાનું કાર્ય પોતાના શિરપર વ્હોરી લીધું છે, ત્યારે તેને મનુષ્ય સ્વભાવના વિચિત્ર ભાવો વિશ્વ સમક્ષ પ્રકટ કરવાની ખાસ ફરજ પડે છે. એક સારામાં સારી અને ઉચ્ચમાં ઉચ્ચ આદર્શવાદી વાર્તામાં પણ જ્યારે લેખકને મનુષ્ય મગજની

વિકૃતિઓનું દિગ્દર્શન કરાવવું પડે છે, ત્યારે આવા સામાન્ય પુસ્તકમાં તો સર્વ પ્રકારનાં દશ્યો અવશ્ય દેખાડવાં જ જોઇએ. વ્યસની જનોની અવસ્થા કેવી ભયંકર હોય છે તથા તેઓ શિષ્ટાચારને કેટલી સીમા સૂધી વિસરી જાય છે, એ વસ્તુ દર્શાવવા સિવાય અમારો બીજો કશો પણ ઉદ્દેશ જ નથી. વ્યસન અતિ ભયંકર વસ્તુ છે અને એના યોગે મનુષ્ય પોતાના મનુષ્યત્વથી વર્જિત થઇને ગમે તેવાં કુકર્મોમાં પણ લિપ્ત થઇ જાય છે. તેમને પોતાના દેહનું પણ ભાન રહેતું નથી. પણ હવે અમે એ મદિરામોહક માનવોને પોલિસની સ્વાધીનમાં રાખીને અફીણના ઉપાસકો તરફ અમારા વાચકોનું ધ્યાન ખેંચીશું. એક સડકના કિનારાપર આવેલા સાધારણ માટીના ઓટલા પર બિરાજેલા બે અફીણીઓ મુખમાં હુક્કાની નળી ધાલી ગુડ ગુડ શબ્દના ધ્વનિથી શહેરને કંપાવતા તથા ધુમાડાના ગોટેગોટથી આકાશ મંડળને આચ્છાદિત કરતા ખરલમાં સહજ પાણી તથા અફીણ નાખી બરાબર ઘોળીને કસુંબો કરવાની તૈયારી કરી રહ્યા હતા તથા વચ્ચે પોતાના ગપાટા પણ મારતા હતા.

પ્રથમ એક વૃદ્ધ અફીણીએ પોતાના સોબતીને ઉદ્દેશીને કહ્યું:— “ભાઈ! આજકાલ ગોળનો તો ભાવજ ન પૂછો. સાડા નવ પૈસાનો એક શેર ગોળ થઈ ગયો છે! અરે! એટલા પૈસા ખરચવા છતાં પણ જો માલ સારો મળતો હોય તો મ્હોં બળ્યું પૈસાનું? પણ માલમાંજ મૂળ મીંડું ક્યાં છે? કાલે મીઠા ચોખા બનાવ્યા અને એક શેર ચોખામાં પોણોશેર ગોળ નાખ્યો, છતાં ચોખા તો તદ્દન મોળાજ રહ્યા. કહો, આવી સ્થિતિમાં માણસ બિચારાં શું ખાય? જૂઓ તો ખરા, જમાનો કેવો અજબ આવ્યો છે.”

આમ કહી તે જમાનાના માટે મોટેથી લલકારીને કહેવા લાગ્યો:—

"અજબ ગજબ આ જમાનો અદ્દભુત આવ્યો;
સર્વત્ર પોકાર અતિ બીષણ એણે મચાવ્યો;
ધરતી વિશેથી રસ ચૂસીને ઉત્પાત અરે જગાવ્યો;
ધન–ધાન કર્યું સહુ મોંઘું એણે કાળો કૅર વર્તાવ્યો."

આ સાંભળીને બીજા અફીણી ગૃહસ્થે એને અનુમોદન આપતાં જણાવ્યું:—"હા, ભાઇ, તમે જે કહો છો, તે અક્ષરે અક્ષર ખરૂં છે. આજે ત્રણ મહિના થયાં મારા આ પેટને મીઠાઈનો એક કકડો પણ મળ્યો નથી. ઘણી વાર દાઢ ડળકી આવે છે. પણ દસ આને શેર પેંડા અને બાર આને શેર મગજની વાત સાંભળીને મારા તો છક્કાજ છૂટી જાય છે. દિવસમાં બાર ચૌદ આના કમાઇએ તે તો નશા પાણીમાંજ ચાલ્યા જાય, પછી નાસ્તાની તો વાતજ શી કરવી? બજારમાં જઈએ કે, 'આજ કાલ તો મોંઘવારી ચાલે છે, પહેલાના ભાવ બમણા થઈ ગયા છે.' આવાં વચનો સાંભળીને જે કાંઇ લેવાની ઇચ્છા થાય છે તે પણ મટી જાય છે."

પહેલાએ કહ્યું:—"યા અલ્લાહ, બિસ્મિલ્લાહ! મોંઘવારીએ તો કસાઇની જ ગરજ સારી છે. બધી ચીજો વિના ચલાવાય છે, પણ સાલું અફીણ વિના એક ઘડી પણ ચાલી શકતું નથી. પહેલાં રૂપિયાનું જેટલું અફીણ મળતું હતું તેના છઠ્ઠે ભાગે પણ અત્યારે મળતું નથી. અરે માલમાં પણ ઘણો ફેરફાર થઇ ગયો છે. આમ કહેવા છતાં પણ આપણાથી ચાલી શકે તેમ નથી. અફીણ એ એક જાદૂ ભરી ચીજ છે. એના માટે કરોડો રૂપિયા કુરબાન કરવામાં આવે તો પણ ઓછા છે. અહાહા! શી તેની લ્હેજત છે!"

બીજાએ કહ્યું—"મિયાં, મેં એક મૌલ્વી પાસેથી સાંભળ્યું છે કે, ખુદાએ આ દુનિયા બનાવી છે ત્યારે દુનિયાના લોકોને લ્હેજત આપવા

ખાતર આ અફીણને પણ સાથેજ મોકલી આપ્યું છે. એની મજા, એની ખુમારી અને એની મધુરતાનાં જેટલાં વખાણ કરવામાં આવે તેટલાં ઓછાં જ છે. દુનિયામાં એના જેવી લ્હેજતદાર ચીજ બીજી એક પણ નથી, હાયરે અફીણ! તારી બલિહારી!

પહેલાએ કહ્યું:—" ખરૂં છે, બડા મિયાં! આ વાત મારા માનવામાં આવી ગઈ છે. અફીણ સ્વર્ગનો દૂત છે, અરે ખુદાનો ફિરસ્તો છે. જેના પર એની મહેરબાની થાય છે તેનો બેડાપાર થઇ જાય છે."

બીજાએ કહ્યું:—" મિયાં સાહેબ! સમજદાર મરદોની વાતજ જૂદી છે. જેઓ ખરા અક્કલમંદ હોય છે, તેઓજ અફીણ જેવી ઉમદા ચીજની કીંમત આંકી શકે છે. મૂર્ખાઓથી એનું મૂલ્ય અંકાતું નથી."

પહેલાએ કહ્યું:—" મીયાં આ કાળો કૂતરો તમારૂં મ્હોં ચાટી રહ્યો છે કે શું?"

બીજાએ કહ્યું:—" જરા ઉઠીને જોઇ લોને. મારે વળી ઉઠવાની તકલીફ કોણ લે?

પહેલાએ જરા આઘા ખસીને કહ્યું:—" હા, એ કૂતરોજ હતો, એની પૂછડી મારા હાથમાં આવી હતી. એ કૂતરો તમારૂં મ્હોં ચાટી રહ્યો હતો."

બીજાએ કહ્યું:—" હશે, ખેર, ચાટવા દો. એમાં શું નુકસાન થવાનું હતું. મારે મ્હોં ધોવાની તકલીફ મટી. એ બિચારા જીવે મારા પર દયા કરી છે, માટે એને ટુકડો રોટલો નાખવાની જરૂર છે."

પહેલાએ કહ્યું:—"વાહરે! તમારી આ અકલને પણ ધન્યવાદ ઘટે છે."

બીજાએ પૂછ્યું:—"ત્યારે શું તે કૂતરોજ હતો!"

"હા, જરૂર કૂતરોજ હતો!" બીજાના સવાલનો પહેલાએ જવાબ આપ્યો.

બીજાએ પૂછ્યું:—"અને તે મારૂં મ્હોં ચાટી ગયો છે?"

"હા." પહેલાએ કહ્યું.

"ચાલો પંચાત મટી."

"પંચાત શાની?"

"ધોવા કરવાની."

"તમે આજે કાંઇક મીઠાઇ ખાધી હશે, તેથીજ તેણે તમારૂં મ્હોં ચાટી લીધું હશે. પણ ફિકર નહિ. એમાં કાંઇ ભારે નુકસાન થયું નથી. લો હવે, કસૂંઓ તો પીઓ."

બીજાએ કસૂંઓ પી લીધા પછી હુક્કો પીતાં પીતાં કહ્યું:—"મેં કાલે સાંભળ્યું છે કે, શાહજાદી સાહબા બીમાર પડયાં છે, તો શું તે વાત ખરી છે? તમે એ બાબતમાં કાંઇ પણ સાંભળ્યું છે ખરૂં કે?"

"તેના કશા સમાચાર જ ન પૂછો. તે બિચારીની દશા ઘણી જ માઠી બેઠી છે."

"શું થયું, મને તો જરા કહી સંભળાવો."

"તેના પર કલુવા વીર આશક થયા છે."

"ઓય બાપરે."

પહેલાએ કહ્યું:—"શાહજાદી સિંહણ જેવી બની ગઈ છે."

બીજાએ પૂછ્યું:—"કેમ, સિંહણ જેવી શી રીતે બની ગઈ છે?"

"તે જિનનો તેના શરીરમાં પ્રવેશ થવાથી."

"ઑહ! મારૂં તો કાળજું કંપી ઉઠે છે!"

"અત્યાર સુધીમાં તે પંદર નોકરોને તો મારી ચૂકી છે. તેને રોજ એકસો બકરાં ખાવા જોઇએ છે તથા તે એકસો નેવું શરાબની બૉટલો ઉડાવી જાય છે. રાક્ષસીથી પણ તે ભયંકર બની ગઈ છે."

"ત્યારે તો ખરેખર કલુવા વીરનો જ પ્રભાવ છે."

"તે દિવસ મેં મારી નજરોનજર મહેલની પાછળની ખડકીમાંથી કલુવા વીરને શાહજાદીની મુલાકાતમાટે જતો જોયો હતો. હાય!! તેનું કેવું વિકરાળ સ્વરુપ હતું."

"તમે ખરેખર સાચું જ કહો છો."

"વારૂ, તે હવે સાજી ક્યારે થશે?"

"જો મને એ કામ સોંપવામાં આવે તો હું હમણાંજ તેને સારી કરી શકું તેમ છું."

"તો પછી તમે રાજા સાહેબના મહેલપર જઇને શા માટે કહેતા નથી?"

"રાજાને સો વાર ગરજ હોય તો મારી પાસે આવે અને મને પગે લાગીને લઈ જાય તથા જ્યારે શાહજાદી સારી થાય ત્યારે મારી સાથે શાદી કરવાનું વચન આપે તોજ હું તેને સારી કરૂં, નહિ તો મને એવી કાંઇ પડી નથી કે રાજાની ખુશામત કરતો તેના પગમાં જઇ પડું."

"તમે દવા શી કરશો વારૂ?"

"નવટાંક અફીણ આપીશ કે તરતજ તે સારી થઇ જશે."

" ખરેખર એથી સારી થઈ જશે. અલ્લાહ, અફીણનો એક અકસીર ઇલાજ છે.

" વારૂ, ચાલો ત્યારે હવે હલવાઇને ત્યાંથી મીઠાઇ લઇને નાસ્તા પાણી કરીએ."

" હવે તો તડકો થઇ જવા આવ્યો છે, માટે થોડીવાર કોઈ ઠંડી જગામાં જઇને સુઇ રહીએ. નાસ્તોપાણી વગેરે જે કાંઇ કામ કરવાનું છે, તેને સાંઝપરજ મુલ્તવી રાખીએ. મારી પાસે હજી એક કલદાર રૂપિયો હાજર છે, એટલે કાંઈ ચિંતા કરવા જેવું નથી."

" વારૂ, ત્યારે તમારા કહેવા પ્રમાણેજ કરીએ."

" મીર સાહેબ! જો મહેરબાની કરીને કોઇ અચ્છી ગ઼જલ ગાઓ તો જરા મજા આવે અને રસ્તો પણ જલ્દી ખૂટી જાય. તમે ગ઼જલ ગાવામાં કમાલ કરો છો, માટે એકવાર તો જરૂર થાવા દો."

" મને જેવું જોઇએ તેવું સરસ ગાતાં તો આવડતું નથી. પણ જ્યારે તમારો આટલો બધો આગ્રહ છે, ત્યારે લાચારીથી મને જેવું આવડે તેવું ગાંડુંઘેલું હું તમને ગાઇ સંભળાવું છું. સાંભળો:—

### ગ઼જલ

" ન બોસા દેના આતા હૈ ન દિલ બહલાના આતા હૈ;
તુઝે તો બેમુરવ્વતે કાફ઼િર ફ઼કત તરસાના આતા હૈ;
બિછાકર દામગેસૂ રુખ પૈ વહ સૈયાદ યોં બોલા;
યે ફ઼ન્દા વહ હૈ જિસમેં મુર્ગેદિલ બેદાના આતા હૈ,
દિખાકર દસ્તરંગી બામપર વહ યોં બગા કહને,
અરે હટ જા સરક જા દૂર હો દીવાના આતા હૈ;
જો તુમ હઁસને મેં હો પૂરે તૌમેં રોનેમેં હૂં કામિલ;
તુમ્હેં બિજલી ગિરાના હમકો મેહ બર્સાના આતા હૈ;

ગલેમેં તૌક બેડી પાંવમેં લડકે લિયે પત્થર;
અજાયબ ઢંગ સે તેરા ચલા દીવાના આતા હૈ. "

પહેલાએ કહ્યું:—"વલ્લાહ. કયાહી શીરીં આવાજ હૈ! અહાહા!

બીજો સલામ કરીને બોલ્યોઃ—એમાં બીજું કશું પણ નથી. ફક્ત આપણે કોની દુઆજ છે."

પહેલાએ કહ્યું:—"તમે તો બડી બડી રંડિયોને માત કરો તેવા છો."

આ પ્રમાણે વાર્તાલાપ કરતા એ બન્ને અરીણીઓ એક ઘટાદાર વનમાં છાયાવાળાં ઝાડો તહે જઇ પહોંચ્યા અને તે સુંદર છાયામાંજ લાંબી સોડ તાણીને સૂઈ ગયા.

શહેરમાં મોટાં મોટાં મહાલયો અથવા ઉંચાં ઉંચાં મંદિરો પર્વતરાજ હિમાલયની સ્પર્ધા કરી રહ્યાં હતાં. ઝરૂખામાંથી નીકળતા સુગંધિત ધુપના ધુમાડા આજુબાજુની ગલિયોને સુગંધિત કરી રહ્યા હતા. સ્હામેના એક રાજભવનમાં ત્રિભુવનની સામગ્રી એકત્ર કરી રાખવામાં આવી હોયની, એવો ભાસ થઇ આવતો હતો. તેની સુવર્ણ તથા રત્નજડિત દીવાલો ઝળહળી રહી હતી. એ મહાલયના એક અતિ મનોહર કક્ષમાં બેઠેલી નલિની સ્પષ્ટ શબ્દોમાં આપોઆપ વિચારી રહી હતી કેઃ—

"પ્રેમ! પ્રેમ! એ બે અક્ષરોમાં કેવો જાદુ છે? કયા એ અક્ષર! પ્રે–મ! એ પ્રેમની લીલા અપરંપાર છે. કોઇએ સત્યજ કહ્યું છે કેઃ—

રૈનદિના ધુટિબો કરૈં પ્રાન ઝરૈં અખિયાં દુખિયાં ઝરનાસી;
પીતમકી સુધિ અન્તરમેં કસકૈ નિત જ્યોં પંસુરીનમૈં ગાંશી;

ચૌચંદ ચારુ ચવાઇન કે ચહું ઓર મચૈ બિરચૈ કરિ હાંસી;
યોં મરિયે ભરિયે દુઃખ ક્યોં? સુપરોજનિ કાહૂકે પ્રેમકી ફાંસી. ”

વળીઃ—

“ છે પ્રેમને આધીન નભમાં જગમગાતી તારિકા;
છે બોલતી વનમાં લગનવશ કોકિલા શુક સારિકા;
છે પ્રેમ સન્ચાલક સમીરણનો વિદિત સંસારમાં;
છે નભમાં શશિ રવિ ભ્રમણ કરતા શુદ્ધ પ્રેમ પ્રચારમાં;
કરિ ભેદ ગિરિવર ગાત્રને, અવિચલ અલૌકિક ટેકથી;
જાતી જલધિની ઓર નદિયો પ્રેમના ઉદ્રેકથી;
ઘન—અંકમાં વિજળી સમાતી પ્રેમના ઉચ્છ્વાસથી;
શોભા વધારે ગુલ્મદ્રુમની પ્રેમના આભાસથી. ”

ત્યાર પછી આમતેમ જોયા પછી પુનઃ કહેવા લાગીઃ—“ અત્યારે મનનો ભાર ઓછો કરવાનો સારો પ્રસંગ મળ્યો છે. ત્યારે શું મેં જે ઉપાય ધારી રાખ્યો છે તેનોજ આધાર લેવો પડશે ? અરે અત્યારે આટલામાં મારી સખી પણ દેખાતી નથી. તેમના ધ્યાનમાં મારૂં રૂંવાં ઉભાં થઇ જાય છે. હું ભૂલું છું, અવશ્ય ભૂલું છું. શું મને પ્રથમથીજ એમ માલૂમ નહોતું કે,—

“ અતિ ખીન મૃનાલકે તારહુ તે ત્યહિ ઉપર પાંવ દૈ આવની હૈ;
સુઇ બેહકો બેધિ સકૈ ન તહાં પરતીતિ કી ટાંડાલ દાવની હૈ;
કબિ બોધા અની ઘની નેજહુતે ત્યહિ ઉપર પાંવ દૈ આવની હૈ;
યહ પ્રેમકો પંથ કરાર હૈરી તરવારકી ધારકો ધાવની હૈ. ”

હા—જ્યારે પ્રેમની ભયાનકતાને—પ્રબળતાને હું પ્રથમથીજ જાણતી હતી, ત્યારે પછી એ માર્ગમાં મેં શા માટે પગ મૂક્યો ? હવે તો

જે પગલાં ભર્યાં છે, તેનું ફળ અવસ્ય ભોગવવુંજ જોઇએ. શિર પર જે જે વીતે તે સર્વને આંખો પર ઉઠાવી લેવું જોઇએ. હાય ! પ્રેમ ! પ્રેમ ! ઓ મધુર પ્રેમ ! તેં મનુષ્ય માત્રને યુગોનાં યુગો સુધી ઠગ્યાં છે. તારો પ્રભાવ અલૌકિક છે. તારૂં રહસ્ય જાણવાની મારામાં શક્તિ-જ નથી. હું બાલ્યકાળથી પ્રેમ પ્રેમ, ના પોકારો કરતી આવી છું. યૌવનમાં પ્રેમની પૂજા કરવાનો દૃઢ નિશ્ચય કર્યો છે. છતાં પણ હું પ્રેમનો ગંભીર મર્મ જાણુતી નથી. સાગરના સલિલને ઉથલાવીને મનુષ્ય રતિને પ્રાપ્ત કરી શકે છે, ગિરિની કન્દરાઓને ભેદી હીરાને પ્રાપ્ત કરી શકે છે. પરંતુ હું હજી સુધી એ પ્રેમમણિને મેળવી શકી નથી. ખાણુના અંધારાવાળા ગર્ભમાંથી સુવર્ણ સહજમાં પ્રાપ્ત થઇ શકે છે, પરંતુ પ્રેમ અનેક યત્નો કરવા છતાં, અને સમસ્ત જીવન વીતાડવા છતાં પણ મળી શકતો નથી. પ્રેમ વસ્તુ શું મારા માટે આકાશ કુસુમનું સ્વરૂપ ધારણ કરી મારી પાસે જન્મી હશે ? આ ધરામાં પ્રેમનાં લક્ષણો શાં છે ? પ્રેમનો આરંભ અથવા અંત પણ ક્યાં છે ? પ્રેમના સ્વરૂપને કોઈ પણ માનવી ઓળખી શકતું હશે ખરૂં કે ? ના—હું—સમજી શકી નથી—જાણી શકી નથી. જોઇ શકી નથી—અનુભવી શકી નથી—સ્વાર્થ નામની એક ન જીતી શકાય તેવી ભયંકર વસ્તુએ મને અધંકારમાં ધકેલી દીધી છે. હું જોવા છતાં પણ એના રહસ્યને જાણી શકી નથી. શિખવા છતાં પણ શીખી શકી નથી. ”

“ જ્યાં સુધી મનુષ્યના મનમાં પ્રેમનો બોધ ઉત્પન્ન થતો નથી. ત્યાં સુધી તેની પ્રતિભા, બુદ્ધિ કે જ્ઞાન પણ કશા ઉપયોગમાં આવી શકતાં નથી. પ્રેમનો બોધ ન થવાથી પ્રકૃતિનો બોધ. ધર્મનો બોધ અને નીતિનો બોધ કોઇ પણ પ્રકાર માનવના જાણુવામાં આવી શકતો

નથી. આજે હું જાણી શકી છું કે, મારા કરતાં એક બે વરસનું બાળક પણ વધારે ઉન્નત છે, કારણ કે, તે પ્રેમથી હસે છે, પ્રેમથી રડે છે, પ્રેમથી બોલે છે અને પ્રેમથી નાચે છે. તેનું સૌંદર્ય અનુભનીય છે. સકળ જ્ઞાનીઓનું જ્ઞાન, સકળ કવિઓનું કવિત્વ, સકળ પુણ્યાત્માઓનું પુણ્ય સરોવર તે સ્થળે આનંદપૂર્વક ઉછળી રહ્યું છે. પરંતુ હું એક પાષાણ જેવી કઠિન છું. એક 'વિપુલાશ્વાર' ની પેઠે નિશ્ચલ છું, કર્મના જ્ઞાન વિનાના મનુષ્ય જેવી પામર છું, જડવત જગતના એક ખૂણામાં પડી પડી આ સર્વ વિચારો—ક્ષુદ્ર કલ્પનાઓ કરી રહી છું. અપ્રેમિકાના પ્રલાપો સાંભળીને જગતના લોકો હસે અથવા મારો ઉપહાસ કરે તો કરવા દો, તેની મને કશી પણ સ્પૃહા નથી. મને માત્ર એટલીજ સ્પૃહા છે કે, હું ખરા સત્ય પ્રેમને સંપાદિત કરી શકું. આજકાલ પ્રેમનો પોકાર કરનારાં માનવીઓ બહુજ વધી પડયાં છે, પરંતુ તેના ખરા રહસ્યને કોઇ પણ જાણતુંજ નથી. પ્રેમના મર્મથી માનવી સમાજ અજ્ઞાત છે. વળી

" જગતના સર્વ લોકોમાં પ્રણય—ઉન્માદ ભારી છે;
સકળ સંસારવાસીએ પ્રણયથી હાર ધારી છે;
પ્રિયા કાજે તજે પ્રેમી દઇને પ્રાણ પોતાના;
તથા પ્રેમી તણા પ્રેમે જીવો જાયેજ જાયાના;
છતાંયે શોક એ છે કે પ્રણયને કોઇ ના જાણે;
બધા જીવો બની મુગ્ધો પ્રણયનો પાસ છે તાણે.
પ્રણયનો મર્મ ના જાણે છતાંયે થાય છે સંગી;
ગુમાવી સ્થાન તે સારૂં બને છે પાપના રંગી;
ધરે છે પ્રેમમાં જેઓ સદાયે સ્વાર્થના ભાવો;
નહિ છે પ્રેમ એ સાચો, જગતની છે જૂઠી વાતો;

થઇ નિષ્કામ, ત્યાગી ને પ્રણયમાં પાય જે મૂકે;
ખરો એ ધર્મ છે સાચો પ્રણયના દેવને રૂચે. "

એ પ્રણય રૂપ પુષ્પમાં અનેક કંટકો છે, એ પ્રણય વૃક્ષનાં અમૃત તુલ્ય ફળો મેળવવા અતિ દુષ્કર છે. એ પ્રેમરૂપી મેવો એવો સુમિષ્ટ છે કે જેના સ્વાદનો અવધિજ નથી. એ પ્રેમરૂપી ઉદ્યાનમાં વિહાર કરતાં માનવીઓનું મન કદાપિ તૃપ્તજ થતું નથી. પ્રેમરૂપી શાખાનાં પલ્લવો એવાં તો મનોહર છે કે જેતું અવલોકન કરવાથી મનુષ્યના હૃદયમાં તૃપ્તિજ થતી નથી. પ્રેમિકાના હૃદયોદ્યાનમાં વિહાર કરવાથી સાક્ષાત્ સ્વર્ગનોજ અનુભવ મળે છે. પરંતુ સ્વાર્થની ભાવના રાખનાર મનુષ્યને માટે એ પ્રેમ વિષની ગરજ સારે છે. એ. એવો અગ્નિ છે કે સળગતા અગ્નિને પણ સળગાવી શકે છે. એ એવી નદી છે કે જેમાં ડુબેલાંનો પારજ આવતો નથી. એ એવો પત્થર છે કે જેણે હજારો સુકુમાર હૃદયોની પીસી નાખ્યાં છે, કચડીને છૂંદી નાખ્યાં છે, એ એ કટારી છે કે, જેનો જખ્મ કદાપિ રૂઝાતોજ નથી. એ એ શેતરંજ છે કે, જેની બાજી સમજવામાંજ આવી શકતી નથી. એના યોગે ક્ષુધા, તૃષાનું વિસ્મરણ થઇ જાય છે, તે આખો દિવસ આંખમાં આંસૂ વહેવડાવે છે, ખેદનો ખોરાક તથા અશ્રુનું પાન કરાવે છે. હાય ! સ્વાર્થીય પ્રેમીઓની કેવી ખરાબી છે, કેવી ભયંકર દુર્દશા છે ? એવાં પ્રેમીકાને રડવા છતાં પણ શાંતિ મળી શકતી નથી. મને હસવું આવે છે કે એવા મૂર્ખાઓને ક્યા વૈદ્યોએ—મહા મૂર્ખ હકીમોએ પ્રેમિક તરીકેનું પ્રશંસાપત્ર લખી આપ્યું હશે ? એવા માયાવી પ્રેમની ઉત્પતિ કોણે કરી હશે ? હાય ! મારાથી તો કાંઇ પણ સમજી શકાતું નથી. "

" મારા પ્રેમ વ્યાધિને જાણ્યા સિવાય જગતના જૂઠા લોકો

મને ઉન્માદિની બનાવી રહ્યાં છે. અરે કેટલાક બુદ્ધિહીનો તો વળી કાંઇક જૂદુંજ બતાવે છે. જે જેના મુખમાં આવે છે તે બકી નાખે છે. ખરા રોગને તો કોઈ પણ જાણતું નથી અને સર્વ મનમાન્યાં ગપ્પાં ઉડાવે છે. અફસોસ! કોઈ મેલડીનો વળગાડ વળગ્યાનો આરોપ મૂકે છે, કોઇ મકનાદેવની છાયામાં આવી જવાનું કહે છે, કોઇ ગૂંગા પીરનો કોપ થવાનું સૂચવે છે, કોઇ કલુવાવીરને મારાપર મોહિત થયેલો ઠરાવે છે, કોઈ જન કે પ્રેતનો મારા શરીરમાં પ્રવેશ થવાનો આક્ષેપ કરે છે, કોઈ કાળી માતાનો કોપ થવાનું જણાવે છે; ત્યારે કોઈ સવા શેર સાકર અને સવા રુપિયાનાં શ્રીફળ ચઢાવી સર્વ દેવદેવતાંઓને તૃપ્ત કરવાની માતા પિતાને સૂચના કરે છે, કોઇ પીરને ચાદર ઓ-ઢાડવાની, કોઈ દેવીને બકરાં કે પાડાનું બલિદાન આપવાની, કોઈ બ્રાહ્મણો જમાડવાની તો કોઇ પરી કરવાની સલાહ આપે છે. પરંતુ જગતના મિથ્યા પ્રપંચી માનવોને ક્યાં ખબર છે કે, મારા હૃદયપર જે દેવે પોતાનો અધિકાર વિસ્તાર્યો છે, તે કદાપિ નષ્ટ થવાનોજ નથી. મૂર્ખ વૈદ્યો ક્ષયરોગનું બ્હાનું બતાવે છે. અહા! વિશ્વ! કેવું વિચિત્ર છે! સહુ પોતપોતાનાં દેવદેવતાઓનો પક્ષ ખેંચી બલિદાન આપવા પ્રસાદ આપવાની ભલામણ કરી રહ્યાં છે. આવા ક્ષુલ્લક વિષયોમાં પણ તેમની સ્વાર્થની ભાવના લેશ માત્ર ઓછી નથી. તે બિચારા પામરો પ્રણયના યથાર્થ સ્વરૂપને શી રીતે જાણી શકે? જે પ્રેમહીન છે, તેના મગજમાં પ્રેમના ભયંકર વ્યાધિની કલ્પના પણ ક્યાંથી આવી શકે? દુનિયા અજાયબ છે, એમાં વિવિધ સ્વભાવવાળા મનુષ્યો વસે છે. સર્વ પોતપોતાના મનમાં બૃહસ્પતિનું અભિમાન ધરાવી જગતમાં સર્વથી ઉચ્ચ, સર્વથી વિદ્વાન, સર્વથી બુદ્ધિમાન તથા સર્વથી કુશળ પોતાને ઠરાવવાનોજ પ્રયત્ન કરે છે! પરંતુ મા-

યાના મદમાં અંધ થયેલાં મનુષ્યો પોતે એટ ક્ષુદ્રમાં ક્ષુદ્ર જીવ છે, એમ પણ જાણી શકતા નથી. રાજ્યના ભૂપતિઓ પણ જ્યારે ધરાનો ત્યાગ કરી વિલા મ્હોંએ ચાલ્યા ગયા છે, ત્યારે સામાન્ય શક્તિધારક મનુષ્યની તો વિસાતજ શી ગણાય? કોઇ એક વિદ્વાને ખરૂંજ કહ્યું છે કે:—

"રાજા રાણા અક્કડ શેના? વિશાત શી તમ રાજ્ય તણી;
કઈ સત્તા પર કૂદકા મારો? લાખ કોટિના ભલે ધણી;
લાખ તો મુઠી રાખ બરાબર, ક્રોડ છોડશે સરવાળે;
સત્તા સૂકા ઘાસ બરાબર, બળી આસપાસે બાળે;
ચક્રવર્તિ મહારાજ ચાલિયા, કાળચક્રની ફેરીએ;
સગાં દીઠાં મેં શાહઆલમનાં, ભીખ માગતાં શેરીએ.
ક્યાં છે રાજ્ય રાજન આગળના? દિવ્ય કહું જે દેવસ્થાન;
શોધ્યાં ન મળે સ્થાન દશા કે, ન મળે શોધ્યાં નામ નિશાન;
લેવા દાખલો ઇરાનનો, જે પૂર્વ પ્રજામાં પામ્યું માન;
ચોગમ જેની ધજા ઉડી રહિ—રૂમ, શામને હિન્દુસ્તાન;
હાલ બિહલું વેરાન ખંડિયર, શોક સાડિ શું પ્હેરીએ.
સગાં દીઠાં મેં શાહઆલમનાં, ભીખ માગતાં શેરીએ.

આમ હોવા છતાં પણ મિથ્યાભિમાની અને આડંબરી મનુષ્યોને ક્યાં ખબર છે કે કાલેજ પોતાને કાળના ચકતળે છુંદાઈ જવાનું છે? મનુષ્ય જાતિ જેવી નિર્દય—નિષ્ઠુર અને પ્રપંચમયી અન્ય એક પણ જાતિ નથી. મનુષ્યમાં દ્વેષ છે, દગો છે, ત્યારે અન્ય પ્રાણીઓમાં તે નથી. પણ હવે મારે એવા બળાપા કરવાની કશી જરૂર નથી. કેવળ મારા બાપાથીજ કશું પણ વળવાનું નથી."

"હાય! જે પ્રેમે મારા મનોમંદિરમાં પ્રકટ થઈને ભયંકર

ઉત્પાત મચાવ્યો છે, તેનું ખરૂં કારણ હજી સૂધી કોઇ પણ જાણી શકયું નથી. પ્રણયના પવિત્ર રોગનો વ્યાધિ કાંઇક નિરાળોજ છે. કોઇએ ખરૂંજ કહ્યું છેઃ—

"જાય ન યંત્રતે મંત્રતે તંત્રતે જાન કહી નહીં હોય યથા હૈ;
સૂખ્યો કરૈ તન ભૂલ્યો ફિરૈ મન લોગ કહૈં ભઈ બૌરી તથા હૈ;
હાય દઇ! જનિ કાહુકે હોય ભયે રઘુનાથ જૂહીય મથા હૈ;
બૂઝૌ કકા, અનબૂઝો ભલી, યહ પ્રેમ વ્યથાકી કથા અકથા હૈ."

"હાય! હવે તો મારૂં મસ્તક ફરવા માંડયું છે. શરીરમાં અચૈતન્યનો આવિર્ભાવ થવા લાગ્યો છે.

"ગળે છે ગાત્ર આ મારાં ચડે છે ચિત્ત ચકડોળે;
તનુમાં તાપ લાગે છે, હૃદય આગાર છે ડોલે;
મનોવીણા તણા તારો તૂટીને ત્રાસ આપે છે;
સકળ શાંતિ હરીને તે વિષમ આભાસ આપે છે."

અહા! આ મુદ્રિકાપર લખેલું નામ કેવું મજાનું છે. પણ તે નામ કોનું છે? મારા પ્રિયતમનું—મારા મનોમંદિરના આરાધ્ય દેવતાનું—મારા હૃદયાગારના સર્વાધિકારીનું મ—દ—ન નું. અહા કેવું સુંદર નામ છે? એના નામનો ઉચ્ચાર કરતાં મને તૃપ્તિજ નથી. મનથાં એવું એવું થાય છે કે, હૃદય ભરીને તેનો જપ કરૂં. તેની પ્રતિમાને ઉરમંદિરમાં સ્થાપું! હા. એમાં હાનિ પણ શી છે?" આમ કહી ચારે બાજૂએ જોઈ તેણે પુનઃ કહ્યું:—"પણ આટલામાં કોઇ છુપાયું તો નથી ને? ના. કોઇજ નથી. મદન—મદન—પ્યારા મદન! હા. મારા મનોરા મદન—મારા વ્હાલા મદન—મારા પ્રાણાધિક મદન—તું અત્યારે ક્યાં છુપાયો છે. નિર્દય મદન! તને આ તારી મોહિનીપર દયા પણ નથી આવતી? કઠોર મદન! કપટી મદન! ચિત્તચોર મદન! તન

મન ધન મદન ! પ્રાણાધાર મદન ! જીવનનાથ મદન—તું અત્યારે ક્યાં છે ? જ્યાં હોય ત્યાંથી—"

આમ કહેતાં કહેતાં તે સુકુમારી બાલિકાની આંખમાં આંસુ ઉભરાઈ આવ્યાં. એનો કંઠ પણ અટકી ગયો. શરીરમાં પરસેવો સ્ફુરી આવ્યો. તેની ગુલાબી સાડી ભીંજાઇ ગઇ અને આખું શરીર પણ કંપવા લાગ્યું. તે બિચારી જડની પેઠે બેભાન થઈ ગઇ. પ્રિયવાચક ! હવે પ્રેમનો પ્રભાવ કેવો પ્રબળ હોય છે, એની કલ્પના તારા મનમાં આવી શકી હશેજ ? ધન્ય છે નિશ્ચળ પ્રેમ તને સહસ્રવાર ધન્ય છે ! તારો મહિમા અપરંપાર છે. પરંતુ આજકાલ આપણને આશક—માશૂકના જે પ્રલાપો સાંભળવામાં આવે છે, તે ખરો પ્રેમ નથી. માનિનીના રૂપમાં મુગ્ધ થઇ મનુષ્ય પોતાનું સર્વસ્વ અર્પણ કરે અથવા તો મનુષ્યપર—પુરૂષપર મોહિત થઇને પ્રમદા પોતાનું અંગ આપે, એનું નામ સત્ય પ્રેમ નથી. એ સર્વ સ્વાર્થ છે. સ્વાર્થી પ્રેમ ધરાવનારાં મનુષ્યો આજકાલ આપણા ભારતવર્ષમાં વધી ગયાં છે સત્ય પ્રેમનો સર્વથા લોપજ થયો છે. શું પ્રેમ એનું નામ છે કે, કોઇની સ્ત્રીપર કુદૃષ્ટિ કરવી ? પરદારામાં લંપટ થવું ? ના—એનું નામ પ્રેમ નથી પણ પ્રેમના પવિત્ર નામને કલંક લગાડનાર એક પ્રકારનો વ્યભિચારજ છે. કોઇ કોઇ સ્ત્રીનું સર્વસ્વ હરવામાં પ્રવૃત્ત થાય, તેની માલમિલ્કત ઉડાવવામાં સામેલ થાય અને ઉપર ઉપરથી મીઠાં વચનો બોલી તેનું બધું ફોલી ખાય, એવા પ્રેમિકા—પ્રેમિક નથી, પણ પિશાચો છે. સત્ય પ્રેમ તો એ કહેવાય તે કે, જેમાં પોતાના સ્વાર્થનો અંશ માત્ર પણ હોતો નથી. જે પુરૂષ જગતના સર્વ જીવોને ઇશ્વરનાં સંતાનો ગણીને પોતાનાં બંધુબાંધવ ગણતો હોય, સમાનતાથી સર્વને જોતો હોય તેજ ખરો પ્રેમિક છે. કોઇને ફસાવવામાં અથવા દગો

કરવામાં પ્રેમ સમાયલો નથી. પ્રેમ ઇશ્વરનું સ્વરૂપજ છે. પ્રેમ જગતનો આધાર છે. અને એટલા માટેજ વિદ્વાનોને આટલું બધું મહત્વ આપી કહે છે કેઃ—

" જે કલ્પના, જે લાલસા, જે ક્ષોભ મોદ વિચાર છે;
માનવ હૃદયની માંહિ ઉગતા પ્રેમના ઉદ્દગાર છે;
છે પ્રેમ જગનો આદિ કર્તા સૃષ્ટિનો એ સાર છે;
છે વિશ્વનો પોષક સમર્થક ઇશનો આકાર છે.
પ્રેમ છે વેદાન્તનો સિદ્ધાન્ત, સિદ્ધ વિચારથી;
શુદ્ધ થાયે છે હૃદય સત્પ્રેમના સંચારથી;
પ્રેમ માનવ ધર્મ છે, સત્કર્મ, સદ્વ્યવહાર છે;
પ્રેમ પ્યારો પતિત પાવન શાન્તિનો આધાર છે;

જો જગતમાં પ્રેમનું અસ્તિત્વ ન હોત, તો આ જગતનો પ્રલયજ થઇ જાત. પ્રેમથી પ્રાણી જીવે છે અને પ્રાણીઓના યોગે પૃથ્વી પ્રલય થતી અટકે છે. પ્રેમથીજ જગતની ઉત્પત્તિ છે. જો પ્રેમ ન હોત તો આ જગતની ઉત્પત્તિ પણ ન હોત. વિશ્વ પ્રેમમય છે, સ્વર્ગ પ્રેમમય છે, ઇશ્વર પ્રેમમય છે. પ્રેમશૂન્ય પદાર્થ પણ નથી. જો પાંચ તત્વોમાં પ્રેમ ન હોત તો કોઇ વસ્તુજ બની શકત નહિ. પ્રેમ તો ગોપીઓનોજ હતો. જૂઓ, તેમના પ્રેમમય વચનોને તેમના પ્રેમી હૃદયના ભાવોને સાંભળોઃ—

" પૂરવ તે પૂનિ પશ્ચિમ ઓર કિયો સુર આપગ ધારન ચાહૈ;
તૂલન તીપિ કૈ જ્હૈ મતિમન્દ હુતાશન દંડ પ્રહારન ચાહૈ;
દાસજૂ સેવિ કલાનિધિ કાલિમા દૂરનતે છિલિ ડારન ચાહૈ;
નીતિ સુધાયકૈ મો મનતે નંદલાલકો નેહ નિવારન ચાહૈ;

કાનન દૂસરી નામ સુનેં નહિ એકહિ રંગ રંગ્યો યહ ડોરો;
ધોખેહુ દૂસરો નામ કહૈ રસના મુખબાંધિ હલાહલ બોરો;
ઠાકુર ચિત્તકી વૃત્તિ યહી હમ કૈસહૂ ટેક તજૈં નહિં ભોરો;
બાવરી વે અંખિયાં જરિ જાહિં જે સાંવરો છોડિ નિહારતી ગોરો;
નાઉં કનાઉં ધરૈં પલમેં બલિ લોગ લવાર બુરે બજમારેં;
નેક કિશોરકી ઓર નિહારત બાત અનેક રચૈં બદકારે;
કૌનસે નૈન બિગૂચે હમૈં અબ જીતે સખૈ હમતે હમ હારે;
આન હમારે ન હૈં હમ આનકે હૈં હમ કાન્હકે કાન્હ હમારે.

નલિની વિધુ બીચકો ઓટ કરૈ? જુગ ફેરિ જુરાયકે ઉડાવહિકો;
બિધિ ચુમ્બક બીચકો લોહો ભયો તહૂ દૂસનો રૂપ દિખાવહિ કો;
કબિ શંભુ સનેહકી રીતિ યહૈ બિછુરે જલમીન જિયાવહિ કો;
ગુનવારે ગોપાલકી આંખિન તે અરૂઝી અંખિયાં સરૂઝાવહિ કો.

અખિયાં હમારી દઇમારી સુધિ બુધિ હારિ,
મોહૂ તે જુ ન્યારી રહૈં દાસ અબ કાલ મે';
કૌન ગહે જ્ઞાનૈ કાહિ સૌંપતિ સૈયાને,
કાન લોકલીક જાનૈં યે નહીં હૈં નિજ હાલમેં;
પ્રેમ પગિ રહીં માયા ગોહમેં ઉમંગિ રહીં,
ઠીક ઠગિ રહીં લગિ રહીં બન માલ મેં;
લાજકો અંચૈ કૈ કુલ ધરમ પચૈ કૈ,
બિથા બંધન સચૈ કે ભયે મશન ગોપાલમેં.

આહાહા! ગોપીઓના પ્રત્યેક અક્ષરમાંથી જાણે અનન્ય સાત્વિક પ્રેમની ધારા વહી રહી છે. પ્રત્યેક અક્ષર સુવર્ણના સમાન ઝળકી રહ્યો છે! હૃદયના અનુપમ ભાવોની પ્રસાદી ગોપીઓ હજી સુધી

વિશ્વનાં મનુષ્ય સમાજમાં ઉદારતાપૂર્વક વહેંચી રહી છે. પોતાની આદર્શ ભક્તિના પ્રભાવથી તેઓ વિશ્વને વિમોહિત કરી રહી છે. ધન્ય છે ! વ્રજનિવાસિની મહિલાઓ ! તમને સહસ્ત્રવાર ધન્ય છે ! વાસ્તવિક રીતે ગોપીઓ ધન્યવાદને પાત્ર છે. પ્રશંસાને પણ પાત્રજ છે. આ સર્વ પરથી મનુષ્ય માત્રને એટલો આશય તો અવશ્ય મળી શકે છે, કે મનુષ્ય અવતાર સર્વ સાધારણ પ્રાણીઓ પ્રતિ પ્રેમ તથા અનુકંપા દર્શાવવા માટેજ ઈશ્વરે આપેલો છે. પરંતુ એ પ્રેમ સાત્વિક તથા નિષ્કપટ અને સ્વાર્થહીનજ હોવો જોઇએ. કારણ કે, સ્વાર્થી પ્રેમથી તો શત્રુતા પણ સહસ્ત્રવાર ઉત્તમ છે. આ વાર્તાનું કોઇ પણ મનુષ્યે વિસ્મરણ થવા દેવું જોઈએ નહિ.

# પ્રકરણ ૨૯ મું

## આનંદોત્સવ

હું ગાન દુનિયાનાં સુણું અવલોકું સારી ખલ્કને;
જાણી લઉં છું ભેદ સઘળો ત્હોય તેમાં ના મઝા;
જીગર વિના તનહા કરૂં તેથી ન આવે રે ! મઝા;
આ ઈશ્ક વિણુ રોતું ન માને દિલકું ક્યાંઇ મઝા.

લલિત.

આજે વિશાલપુરીનો વૈભવ કાંઇક અપૂર્વ પ્રકારનોજ થઈ ગયો હતો. તેની આજની અપૂર્વ સુંદરતા જોઇને ઇંદ્રની અમરાવતી તથા કુબેરની અલકાપૂરીને પણ લજ્જાનો ભાવ ધારણ કરવો પડે તેમ હતો. રાજધાનીના પ્રવેશ દ્વારપર કલ્યાણની કામનાથી સુવર્ણના કળશોને જળથી ભરી રાખવામાં આવ્યા હતા. તથા તેની શોભાને વધારવાના ઉદ્દેશથી પંચપલ્લવ અને વિવિધ પ્રકારના દીપકો સળગાવી અત્યંત શોભાયમાન કરવામાં આવ્યા હતા. રાજમાર્ગને એવા તો સુસજ્જિત તથા સ્વચ્છ કરાવવામાં આવ્યા હતા કે તેઓ પ્રત્યક્ષ દર્પણનો આભાસ કરાવતા હતા. વિકસિત મુખવાળા વિશાલાપૂરીના નિવાસી જનો કોઇ એક પ્રકારની વિશિષ્ટ અભિલાષાથી ઇતસ્તતઃ ભ્રમણ કરી રહ્યા હતા. હજારો મૃગનયની, પિકવયની, ગજગામિની કામિનીઓ રત્નાલંકારોથી વિભૂષિત થઇ મનોહર મહાલયોની અગાસીઓ પર બેસી, હંસણીની પેઠે ગર્દન ઝૂલાવી એકાગ્ર દૃષ્ટિથી એ સર્વ દશ્યો જોઈ રહી હતી.

અસ્ત્રશસ્ત્રથી મંડિત થયેલા સૈનિક અશ્વારોહીઓ રાજધાનીના પ્રવેશદ્વારથી મહાલયના પ્રવેશદ્વાર સુધી પોતાની અનુપમ અશ્વોને નૃત્ય કરાવતા, કૂદાવતા પહેરો ભરી રહ્યા હતા. આજે નગરના સર્વ નિવાસીઓ એક પ્રકારના આનંદના સાગરમાં નિમજ્જન થઇને અપૂર્વ ઉપભોગ કરી રહ્યા હતા. સર્વ જનો આજે અત્યંત આનંદિત અને ઉલ્લાસિત જણાતા હતા.

દિવસનો ચતુર્થ પ્રહર પ્રાયઃ વ્યતીત થવા આવ્યો હતો. ભગવાન ભાસ્કરનાં પ્રચંડ કિરણો વૃદ્ધ પુરૂષોની ઇન્દ્રિયોની પેઠે શિથિલ થઇ જવા આવ્યાં હતાં. ચંડાશુનું ચંડમંડળ અસ્તાચલમાં અર્ધ મગ્નાવસ્થામાં ઉદિત થઈ ચૂક્યું હતું. અત્યારે ભાનુ દેવતાનાં ઝાંખાં

સોનેરી કિરણો ગગનચુંબિત મંદિરોની દીવાલોપર પ્રતિબિંબિત થઈને એક પ્રકારની પ્રાકૃતિક શોભાનો વિસ્તાર કરી રહ્યાં હતાં.

બગીચાઓમાં પણ બહાર વરસી રહી હતી. વૃક્ષોની શાખાઓ ફૂલોના ભારથી નીચી નમીને ભગવતી વસુંધરાના વક્ષનું ચુંબન કરવાની આકાંક્ષા કરી રહી હતી. તથા તે પુષ્પોમાં લુબ્ધ થઇને ગુંજારવ કરતા ભોગી ભ્રમરો પણ તે શાખાઓના સાથ પૂરાવી પૃથ્વીદેવીના ચરણોમાં મસ્તક નમાવી કૃતાર્થ થવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. રાજોદ્યાનની સુષમામાં સુષમા ટપકી રહી હતી. ફૂલોના સુગંધની બહાર, સુંદર સુકુમાર અનેક પક્ષિયોનો પોકાર અને કૈલાસ પર્વતની પ્રતિસ્પર્દ્ધા કરનાર સંગેમરમરના મનોહર મહાલય આદિ સર્વનું અવલોકન કરતાં મનુષ્યનું મન સહજમાંજ વિમોહિત થઇ જાય તેમ હતું. તે વાટિકાનું નિરીક્ષણ કરનાર પ્રત્યેક મનુષ્યને તેમાં વિહાર કરવાની ઇચ્છા થઇ આવતી હતી. મદનના આગમનના સમાચાર સાંભળી તેના પ્રિય અનુચર વસંતે તેના વિહારની સર્વ વસ્તુઓ પ્રથમથીજ તે ઉદ્યાનમાં તૈયાર કરી રાખી હતી.

કોઈ કોઇ સ્થળે બાહોશ ઘોડેસ્વારો વાયુગામી અશ્વપર સ્વાર થઇ હાથમાં ખુલ્લી તલવાર તથા કમરપર કટાર ધારણ કરી, શિરપર સફેદ સાફા બાંધી, અન્ય સર્વ સફેદ વસ્ત્રો પહેરી રાજધાનીની રક્ષા તથા વ્યવસ્થા કરી રહ્યા હતા. કેટલાક સૈનિકોના સાફાપર સોનેરી અક્ષરોમાં રાજધાનીના અધિશ્વર મહારાજા નરેન્દ્રસિંહનું નામ પણ લખવામાં આવ્યું હતું.

તે સર્વ સૈનિકોના સાથમાં અથવા તો મધ્ય ભાગમાં આજે મદન પણ પોતાના વિવિધ વેશધારીઓ—ઐયારો સહિત શોભી રહ્યો હતો. મદનની ડાબી બાજૂએ અતિ સુંદર પોશાકથી સજ્જિત થયેલો

વીરસિંહ એક ઉમદા ઘોડીને નચાવતો ચાલી રહ્યો હતો. તથા જમણી બાજૂએ અતિ મનોહર વસ્ત્રાલંકારોથી ભૂષિત થયેલો, હાથમાં પિસ્તોલ ધારણ કરેલો સુંદરસિંહ એક અરબ્બી ઘોડાપર સ્વાર થઇ મદનની રક્ષા કરતો ચાલ્યો જતો હતો. બાકીના ચાર વેશધારીઓ મદનના અશ્વની પાછળ રહી હાથમાં નાગી તલ્વાર ધારણ કરી વિશાળ ભાલમાં ભસ્મ લગાવી, લાલ રેશમી સાલ બાંધી તથા સુંદર પોશાક પહેરી મદનનું રક્ષણ કરવાના ઉદ્દેશથી ઘણી જ સાવચેતીની સાથે ચાલ્યા જતા હતા. તેમના મસ્તકપરના સાફાપર પણ સોનેરી અક્ષરમાં મદનનું નામ લખવામાં આવ્યું હતું. સર્વથી અગ્ર ભાગમાં મદન સાક્ષાત્ મદન અથવા કામદેવનું સ્વરૂપ ધારણ કરી પોતાના અલૌકિક રૂપથી વિશાલાપુરીને વિમોહિત કરતો ચાલ્યો જતો હતો. તેના સુંદર મણિબંધો સુવર્ણના કંકણોથી શોભી રહ્યા હતા. કંઠમાંની અતિ અમૂલ્ય ગજમુક્તાની મનોહારિણી માળાઓ એક પ્રકારની અલૌકિક શોભાનો વિસ્તાર કરી રહી હતી. મસ્તકપર ધારણ કરેલા મનોહર મુકુટની આસપાસ અપૂર્વ હીરા, માણિક્ય, મોતીથી જડાયલી એક ઝાલર ઝળકી રહી હતી. અમલ કમલ સમ મંજુલ મુખના મધુર અધરોપર સ્વાભાવિક જ એક પ્રકારની લાલાશ આવી વસી હતી અને તેમાં વળી તાંબૂલના રસનું મિશ્રણ થવાથી તેની શોભાનો કશો અવધિ જ રહ્યો નહોતો. મોટાં મોટાં તેજસ્વી નયનોથી મદન જે દિશામાં દૃષ્ટિ દોડાવતો તે દિશામાં સેંકડો સ્ત્રી પુરુષો એકઠાં થઇને તેનું અવલોકન કરવામાં તન્મય બની જતાં હતાં. તે સમયે સર્વ કોઇના મનમાં સ્વાભાવિક જ મદનનો સંચાર થઈ આવતો હતો. મદનના શરીરપર અતિ મૂલ્યવાન મખમલનો હીરા–રત્ન જડિત એક સુંદર જામો શોભી રહ્યો હતો. મદનનું મનોહર રૂપ જોઇને સર્વજનો એકી અવાજે

બોલી ઉઠતાં હતા કેઃ—"મહારાજ નરેન્દ્રસિંહના આજી મંત્રીને ત્યાં સાક્ષાત્ કામદેવે જ અવતાર ધારણ કર્યો છે." બાળક, વૃદ્ધ કે યુવાન આદિ સર્વના મુખમાંથી આવાં વચનો સંભળાતાં હતાં કેઃ—"વાહ–વાહ! એ અલબેલાનું રૂપ કેવું અલૌકિક છે. એનું શરીર પણ કેવું સુકુમાર છે? વાહરે સૌન્દર્ય! ધન્ય છે વિધાતા! તારા ચાતુર્યને ધન્ય છે! વાસ્તવિક રીતે મદન જ રમાનો પતિ થવાને યોગ્ય છે. રમા તથા મદનના સંમિલનથી સુવર્ણમાં સોહાગનો ઉદ્દભવ થવાનો સંભવ છે, એ દંપતિનું રૂપ, ગુણ, બુદ્ધિ આદિ સર્વ સમાન જ છે!"

છેવટે મદનરાજ પોતાના સર્વ વેશધારીઓ સહિત રાજદ્વારપર પણ સુંદરતા વરસી રહી હતી. તેના દ્વારના ઉંચા ઉંચા કાંગરાપર કૃત્રિમ સ્વારોને હારબંધ ગોઠવી દેવામાં આવ્યા હતા. તથા પ્રકાશને માટે પ્રત્યેક સ્વારના હાથમાં એક એક સળગતો દીપક આપવામાં આવ્યો હતો. દ્વારપરના દ્વારપાળોને પણ તેવાજ સુંદર પોશાકથી શૃંગારવામાં આવ્યા હતા.

એ સમયે મદને પોતાના વેશધારી સહાયક વીરસિંહને અનુલક્ષીને કહ્યુંઃ—"વીરસિંહ! આપણે રાજદ્વાર પર આવી પહોંચ્યા છીએ. આજે આપણા સન્માનમાં રાજા નરેન્દ્રસિંહે રાજધાનીને શૃંગારવામાં કોઇ પણ પ્રકારની ન્યુનતા રહેવા દીધી નથી. જો રાજમંદિરના દુર્ગપર એટલી કોમલાંગી કામિનીઓ પુષ્પની વૃષ્ટિ કરી આપણને આશીર્વાદ આપીને વધાવી રહી છે. અહા! મને રાજાનરેન્દ્રસિંહ આવો દમામ કરશે એની કશી કલ્પના જ નહોતી. વિધાતાએ આજે મને પરમ સુંદર પ્રસંગ પ્રાપ્ત કરાવ્યો છે."

વીરસિંહે કહ્યુંઃ—"હા–મહારાજ! આજે નરેન્દ્રસિંહે ઇન્દ્રની ઇન્દ્રાપૂરીની સર્વ શોભાને લૂટી લાવીને પોતાના પૂરમાં જ બંદીવાન

બનાવી છે. જૂઓ, સ્હામેના બગીચાના ચબુતરા પર રાજા નરેન્દ્રસિંહ પણ પોતાના સર્વ સભાસદો સહિત આપણી અભ્યર્થના કરવાના ઉદ્દેશથી ઉભેલા જણાય છે."

મદને કહ્યું;—"અને તેમની સાથે આપણા બાબુસાહેબ પણ મંત્રીના વેશમાં ઉભા રહી, આપણી સ્હામું જોતા મંદ મંદ હસી રહ્યા છે. તેમણે તો ખરેખર કમાલજ કરી છે. જો તેમણે પોતાની ચાલાકી ન લડાવી હોત તો આજે આવી ધામધૂમથી રમાની સાથે મારાં લગ્ન થવાનો પ્રસંગ કદાપિ આવત નહિ."

આ પ્રમાણે વાતચીત કરતા તે લોકો રાજદ્વારપર આવી પોત પોતાના અશ્વોપરથી નીચે ઉતરી પડયા. મદનને જોઇને રાજાનરેન્દ્ર-સિંહ તેને ભેટી પડયો, મદન પણ તેની સાથે ભેટયો, રાજા નરેન્દ્ર-સિંહે મદનને પરમ પ્રેમપૂર્વક ઉઠાડીને પોતાના આસનની ડાબી બાજૂએ બેસાડયો તથા સર્વ વેશધારીઓ પણ રાજાને પ્રણામ કરીને યથાસ્થિત સ્થાનપર બેસી ગયા. પરસ્પર કૂશળ સમાચાર પૂછ્યા પછી રાજા નરેન્દ્રસિંહ, તથા મદનની વચ્ચે આ પ્રમાણે વાતચીત થવા લાગીઃ—

પ્રથમ નરેન્દ્રસિંહે પ્રેમ પૂર્વક પૂછ્યું:—"પુત્ર! અહીંની જે કાંઇ સ્થિતિ છે, તે તો તને વિદિત જ હશે, એટલે એ વિષયમાં હું તને કાંઇ પણ વિશેષ જણાવવા ઇચ્છતો નથી."

મદને કહ્યું:—"હા, મહારાજ! મને એ બધો વૃત્તાંત થઇ ગયો છે."

નરેન્દ્રે પૂછ્યું:—"રમા ક્યાં છે?"

**મદ**ને જવાબ આપ્યો:—"રમાની પાલખીને મેં અન્તઃપુરમાં મોકલી દીધી છે.."

**નરેન્દ્રે** કહ્યું:—"રમાના ગુમ થવાના તથા પાછા મળવાના સર્વ સમાચાર મને કહી સંભળાવ."

**મદ**ને શરૂઆતથી લઇને છેવટ સુધીની બધી હકીકત તથા પિશાચપુરીમાંથી રમાના મળી આવવાના સમાચાર પણ રાજા **નરે-ન્દ્ર**સિંહને કહી સંભળાવ્યો.

**નરેન્દ્ર**સિંહે કહ્યું:—"વારૂ. મારી સભામાં આવી વારંવાર મને સતાવી જનાર તે **વીર**સિંહ કોણ હતો ? જે હોય તેની સાથે મારો પરિચય કરાવી આપો, તેની મુલાકાત કરવાની મને તીવ્ર ઇચ્છા છે. હું તેના અપરાધની ક્ષમા આપું છું કે, કારણ કે, તેણે જે બહાદુરી બતાવી છે તે જોઇને હું અત્યંત પ્રસન્ન થયો છું."

**મદ**ને આંગળીનો ઇશારો કરી કહ્યું:—"આ વીરપુરુષ જ તે **વીર**સિંહ છે."

**નરેન્દ્રે** કહ્યું:—"ધન્ય છે, **વીર**સિંહ, તમારી વીરતા તથા ચાતુર્યને અનેકવાર ધન્ય છે !"

**વીર**સિંહે હાથ જોડીને કહ્યું:—"મહારાજ ! હું આપના પ્રતિ કરેલા મારા અપરાધોની ક્ષમા માગું છું."

**નરેન્દ્રે** અજાયબીની સાથે કહ્યું:—"મેં તો પ્રથમથી જ તારા અપરાધની ક્ષમા આપી દીધી છે. પરંતુ **ચંદ્ર**સેન તથા જગમોહન ક્યાં છે, એ સંબંધમાં તમો કાંઇપણ જાણો છો ખરા કે?"

**વીર**સિંહે જવાબ આપ્યો;—"અમે તો તેમને આજથી લગભગ આઠ દિવસ પહેલાં અમારા કબ્જામાંથી મુક્ત કરી દીધા છે. શું હજી સુધી તેઓ અહીં આવ્યા નથી?"

એવામાં દ્વારપાળના વેશમાં ઉભેલા બે પુરુષો મહારાજ **નરેન્દ્ર** સમક્ષ આવ્યા અને પ્રણામ કરી ઉભા રહ્યા. ત્યાર પછી તેમણે પોતાનો પોશાક બદલી નાખ્યો, એટલે તેઓ **ચંદ્રસેન** તથા **જગમોહનના** રૂપમાં બદલાઇ ગયા. અચાનક તેમને આવી ચઢેલા જોઇને સર્વ સભાસદો અજાયબ થયા.

એ જોઇને **નરેન્દ્રે** અજાયબીથી કહ્યું:—" તમે આજ દિવસ સૂધી કયાં ગયા હતા ? અહીં શા માટે આવ્યા નહોતા. "

જગમોહને જવાબ આપ્યો:—" મહારાજ, અમે લજ્જાના માર્યા આપની સમક્ષ અમારૂં મુખ બતાવી શકયા નહોતા, પરંતુ આજે આવો સુઅવસર જોઇને આપના દર્શન કરવાનું અમે સાહસ કર્યું છે."

**નરેન્દ્રે** કહ્યું:—" વારૂ. જાઓ, યોગ્ય સ્થાનપર બેસી જાઓ."

બન્ને જણા યથાયોગ્ય સ્થાનપર બેસી ગયા. એવામાં અકસ્માત્ એક સો હથિયારબંધ પહેરેગિરો કે જેઓ પહેરો ભરી રહ્યા હતા, તેઓ **મદન** તથા તેના વેશધારીઓ—ઐયારોપર તૂટી પડયા. આ અદ્‌ભુત લીલા જોઇ **મદન** પણ પોતાતા વેશધારીઓ સહિત તેમનાં ટોળામાં જઇ મળ્યો. હજી દસ સિપાહીઓજ ઘાયલ થયા હતા, એવામાં રાજા **નરેન્દ્રે** મદનને ઉદ્દેશીને કહ્યું કે:—

" પુત્ર, **મદન** ! આ લોકોની વિના કારણ હત્યા ન કર, એમણે મારા કહેવાથીજ તારાપર આક્રમણ કર્યું હતું. મેં કેવળ તારા સાહસની પરીક્ષા લેવા માટેજ આ કાર્ય કર્યું હતું. હવે તું કોઇ પણ જાતના દગા અથવા પ્રપંચની શંકા ન કર. તારી બહાદુર તલ્વારને હવે અટકાવી દે, મ્યાન કરી દે. "

**મદને** સાહસની સાથે કહ્યું:—" મહારાજ ! ક્ષત્રિયોને સમરમાં

શંકા શાની ? જ્યાં સુધી અમારા શરીરમાં પ્રાણ હશે; ત્યાં સુધી અમે કાળથી કદાપિ ભયભીત થઇશું નહિ.”

નરેન્દ્રે કહ્યું:—“ શાબાશ, પુત્ર ! હું તારા સાહસ પર પ્રસન્ન થઇને પારિતોષિક અથવા ઇનામ તરીકે મારી આ દેવદુહિતા તુલ્ય રમાને તારા કરકમળમાં સુપ્રત કરૂં છું.”

મદને કહ્યું:—“ પ્રથમ મને મારા કાકા તથા માતાની મુલાકાત કરી આવવા દો. આપ ઘણું કરીને જાણતાજ હશો કે, મારા અને રમા વચ્ચે બાલ્યાવસ્થાથીજ અત્યંત પ્રેમ હતો. કારણકે, અમે બન્ને સાથેજ રમતાં કૂદતાં હતાં. ખાતાંપીતાં હતાં તથા સુતાં બેસતાં હતાં. જ્યારે મારી અવસ્થા આઠ વર્ષની થઇ ત્યારે, મારા પૂજ્યપાદ પિતાશ્રી સ્વર્ગવાસી થયા અને આપના મંત્રીના પદપર અન્ય એક વ્યક્તિ નિયુક્ત થઇ. મારૂં અંતઃપુરમાં આવવું જવું બંધ થયું. કારણ કે, આપની રાજધાનીમાંથી નીકળીને મારા કાકાએ ચાલીસ કોસપર દૂર આવેલી ભદ્રાપૂરી નામના શહેરમાં નિવાસ કર્યો. દૂર રહેવાથી તથા સંબંધ તૂટી જવાથી અમે બન્ને એક બીજાને મળ્યા વિના ઘણાંજ દુ:ખી થવા લાગ્યાં. થોડા દિવસ પછી મેં સાંભળ્યું કે, રમાનાં વિવાહ રણધીરસિંહની સાથે નિશ્ચિત થઈ ગયાં છે. એ સાંભળીને મારા હૃદયપર વજ્રનો આઘાત થયો અને રમાને મળવાની મને એક પણ આશા ન રહી. મારી સર્વ આશાઓ માટીમાં મળી ગઈ. છેવટે ઘણીજ મુશ્કેલીથી ચિત્તને કાબુમાં રાખી મેં એક નવીન સાહસ ખેડયું તથા મોહિની નામક એક મહા ચાલાક ચપળા કે જે વેશ પરિવર્તનના કાર્યમાં તથા રમલવિદ્યામાં મહા કુશલ ગણાય છે તેની તથા તેના ઐયારોની—વેશધારીઓની સહાયતા લઇને રમાનું હરણ કરી

રણધીરના લગ્નમાં વિઘ્ન નાખ્યું. દૈવયોગે આજે મને એવો શુભ પ્રસંગ પ્રાપ્ત થયો છે કે, આપ રમાની સાથે મારાં લગ્ન કરવાને તત્પર થયા છો. હવે હું મારા કાકાને મળવાની ઇચ્છા ધરાવું છું. જ્યાં સુધીમાં હું તેમને મળીને પાછો આવું ત્યાં સુધીમાં આપ સઘળી તૈયારી કરાવી લો. લગભગ બે વરસ થયાં હું મારી માતા તથા કાકાને મળ્યો નથી, માટે પ્રથમ તેમની મુલાકાત કરવાને મને અવસર આપો. વળી બીજી આપને એક વાર્તા કહેવાની છે કે, મેં દેશ નરેશ ઇન્દ્રવિક્રમસિંહની ભયા નલિની સાથે, જે સમયે રમાનાં લગ્ન થાય, તે સમયે લગ્ન કરવાની પ્રતિજ્ઞા કરેલી છે. એથી એને પણ સૂચની દેવાની મારી મુખ્ય ફરજ છે. ”

નરેન્દ્ર કાંઇક વિચાર કરીને કહ્યું:—“પુત્ર ! આ સર્વ કાર્યોને હું તારી ઇચ્છા પરજ અટકાવી રાખું છું. તને જેમ યોગ્ય લાગે તેમ કરવાની હું તને છૂટ આપું છું. ”

મદને કહ્યું:—“ આપ મહાન પુરૂષ છો, તેથીજ આવી અપૂર્વ ઉદારતા દર્શાવો છો. આપની સમ્મતિ અને આજ્ઞા વિના એક પણ કાર્ય કરવાની મારી ઇચ્છા નથી. ”

ત્યાર પછી મહારાજની આજ્ઞા લઇ મદન પોતાના વેશધારીઓ સહિત સંધ્યા સમયની શહેરની શોભાનું નિરીક્ષણ કરતો મોહિનીના પ્રથમ જણાવેલા તિલસ્મી દુર્ગમાં જઇ પહોંચ્યો અને મહારાજ નરેન્દ્રસિંહ પણ સભા વિસર્જન કરીને અંતઃપુરમાં સિધાર્યા.

---

# પ્રકરણ ૩૦ મું

## અન્ત:પુરની અલકાઓ

ગુલમત તોડે અરે બાગબાં ગુલસે ગુલકા મિલને દે;
મૈં ગરીબ બુલબુલ મેરા ઇસ ગુંચેમેં ઘર બસને દે;
જિન કલિયોંકા તું તોડે હૈ બડે કઠિનસેં હૈં પાલી;
સૈર કીજે ખીલેગે ફુલ ઝુકેંગી સબ ડાલી;
ઝુંઝલાકે બોલી અય બુલબુલ કયા ગુલમેં ગાયબ હે માલી?
યે વો બાગ હૈ જિસકી કુછ નહીં કરતે રખવાલી.

અલબેલી, નવેલી, મદઘેલી, મનોમોહિની મોહિનીઓ ષોડષ પ્રકારના શૃંગાર તથા વસ્ત્રાલંકારો ધારણ કરી મહારાજ નરેન્દ્રના અન્ત:પુરમાં ઇતસ્તતઃ એક બીજીના ગળાપર હાથ નાંખીને મૃદુ મંદ હાસ્ય કરતી વિચરી રહી હતી. સેંકડો દાસીઓ પોતપોતાના કાર્યમાં ગુંથાઇ ગઇ હતી. સર્વના મુખપર અસીમ અથવા અપૂર્વ આનંદની છાયા છવાઇ રહી હતી. ઉદાસિનતાનું ક્યાંય નામ નિશાન પણ જોવામાં આવતું નહોતું.

રમા—માનવ મનમોહિની રમા હોવાની પરમ પ્રિયા સખીઓ સાથે અન્ત:પૂરના ઉદ્યાનમાં ફરી રહી હતી. અહા! અત્યારે તેના અંગપર કેવી સુંદર રૂપરેખા ઝળકી રહી હતી? કોઇ મતિમાન અથવા બુદ્ધિમાન કવિએ એનું યથાર્થ વર્ણન કર્યું છે. અમે આ સ્થળે એ કવિની કવિતાને તેના તેજસ્વરૂપમાં અમારા વાચકોને દર્શાવીએ છીએ.

"ભૂપર કમલયુગ ઉપર કનક ખંભ
 બલ કીસી ગતિ મધ્ય સૂક્ષ્મ અનિંદીવર;
તાપર અનૂપ રૂપ કૂર્વપૈ નરંગૈ ખીંચૈ
 શ્રીફલ યુગુલ માઘ મિલિત મિલિંદીવર;
તાપૈ તરુબલ્લી વિધિ ડોલતી
 સપ્રલ્લવ પ્રકાશ પુંજ તામૈ જગમગૈ જ્યોતિ બિંદીવર;
ઇંદિરાકે મંદિરમેં ઉદિત અમંદ ઇન્દુ
 આનન ઉદિત ઇન્દુ મંદિરમૈં ઇંદિવર."

---

"કૃષ્ણ વાળજાળ સુંદર અતિશય શોભે છે;
યુવક દલના મનડાં એતો સહજે લોભે છે;
ભાલ વિશાળ અતિશય સુંદર ભાવ બતાવે છે;
નયન યુગલની શોભા ન્યારી કમળવત કોમળ ભાસેછે;
બિંબાધરદ્વય પ્રવાલ સમાન, વળી લાલ જણાયે છે;
યુવતી તણું રૂપ અનુપ રતિસમ લલના લજાવે છે."

તે મદિરાક્ષી માનિનીના નયનોને કદાચિત કમળની ઉપમા આપવામાં આવે તો તે પણ અનુચિતજ છે. કારણ કે, કમલ સદાને માટે પ્રફુલ્લિત રહેતું નથી. પ્રભાકરના પ્રયાણની સાથેજ એની પ્રફુલ્લતાનો અંત આવે છે અને એને બિચારાને કરમાઈ જવું પડે છે. વળી જો મૃગ અથવા મીનનાં ચક્ષુઓ સાથે એમાં લોચનોની સરખામણી કરવામાં આવે તો તે પણ અસ્થાનેજ છે. કારણ કે, પશુઓની સાથે એવી દેવાંગનાનાં લોચનોની સરખામણી કરવી એ અમારી શક્તિની બહારની વાત છે. જો તેનાં નેત્રોને મદિરાની તુલનામાં મૂકવામાં આવે તો તેથી પણ તેનું યથાર્થ વર્ણન થઇ શકે તેમ નથી. તેથી

છેવટે એની અનુપમ અક્ષીઓને નિહાળીને અમારે લાચારીથી માત્ર એમજ કહેવું પડે છે કેઃ—

" ઉબીસી રહત અરબિંદનકી આભા—
મહણુખી મૃગછીનનકી છામ કરિયત હૈ;
દૂબી બનબીથન ચકોર ચારુતાઇ—
મનસૂબી તુરગનકી તમામ કરિયત હૈ.
ડૂલી જલ જોરનસોં માન બરજોરી—
શોભ ભૌંર મગરૂરી બદનામ કરિયત હૈ.
દેખિ દેખિ અંખિયાનકી અજૂબી પ્યારી—
ખૂબી ખંજરીટન કામખામ કરિયત હૈ.

અહા ! તેની મુખમુદ્રા તો સર્વથા વિલક્ષણ પ્રકારનીજ છે ! જો અમે તેને ચંદ્રમાની કક્ષામાં મૂકીએ, તો તેથી અમારી કેવી મહાન ભૂલ થાય, એનો વિચાર કરવાનું કાર્ય અમે અમારા વાંચકોનેજ સોંપીએ છીએ. શું ચંદ્રમા એના મુખની તુલનામાં સ્થાન મેળવી શકે ખરો કે ? એના મનોહર મુખની સ્પર્ધા કરી શકે ખરો કે ? ના—કદાપિ નહિ. કારણ કે તે કલંકી છે અને આ નિષ્કલંક છે. એ ઉપરાંત તેની ગતિ વધતી ઘટતી છે, ત્યારે આ મુખ સદા એક સરખુંજ રહે છે વળી ચંદ્રમા દિવસે મલિન રૂપ ધારણ કરી લે છે, ત્યારે આ સદા પ્રકાશયુક્તજ રહે છે, તેમાં કોઇ પણ વેળાયે કશું પરિવર્તન થતું નથી. આ સર્વ કારણોથી એની અને તે નિશાનાથ ચંદ્રની તુલના કદાપિ થઇ શકે તેમ નથી. કોઇ એક હિંદી કવિબાંધવે યોગ્યજ કહ્યું છે કેઃ—

સુંદર બદન પ્યારો ! શોભાકો સદન,
તેરો બદન બનાયો આરિમદન બનાયકે;

તાકી છબિ લેવેકો ઉદિત ભયો રૈનપતિ,
રાખ્યો મતિ મૂઢ નિજકર બગરાયકૈ;
કહૈ કવિ ચિન્તામણિ તાહિ નિશિચોર,
જાનિ દઇ હે સજાય પાકશાસન રિસાયકૈ;
નિત નિશિ કરૈં અમરાવતી કે આસપાસ,
મુખમેં કલંક મિસ કારિખ લગાયકે.

સુધાથી પણ સરાસ વીણાના સમાન વાણી સાંભળીને પ્રવીણા વીણાધારિણી વાણી પણ આશ્ચર્યચકિત થઇને વીણા વગાડવાનું વિસરી ગઇ. કારણ કે;

"મીઠી અનૂઠી કહૈં બધીયાં સુનિ સીલિનકી છતિયાં દરકી પરૈં;
કોકિલ કૂકનિકી કા ચલી કલહન્સનહૂકે હિયે ધરકી પરૈં:
પ્યારી કે આનન તે રવ કઢૈ ત્યહિકી ઉપમા બ્રિજકો ફરકી પરૈં;
ધાર સુધાર સુધા ધરતે સુમનો વસુધામૈં સુધાં ઢરકી પરૈં."

તેની વક્ર ભ્રકૃટિનું તો વર્ણનજ શું કરવું? તે સેંકડો પુરૂષોના હૃદયને સહજમાંજ ઘાયલ કરવાને શક્તિમાન હતી. કોઇએ ખરૂંજ કહ્યું છે કે:—

"નાસા મોરિ મરોરી દગ કરી કકાકી સોંહ:
કાંટેસી કરકત હિયે ગડી કટીલી ભોંહ."

---

"નાસિકા ઉપર ભૌંહનકે મધ્યિ કુંકુમ બિન્દુ મૃગમદકો કનુ:
પૂંછ તે પંખ પસારિ ઉડયો મુખ ઓર લગા લખિ મોતિકો મનુ:
દેવકે નૈન તુલાન પલા ધરિ ભાગ સોહાગ કે તાલ તટી તનુ:
નારિ હિયે ત્રિપુરારી બંધે લખિ હારિ કૈ મૈન ઉતારિ ધર્યો ધનુ.

અથવા તો અન્ય એક વિદ્વાનના શબ્દોમાં કહીએ તો;—

ચે બિન પનિચ બિન કરકી કસીસ બિન,
ચલત ઈશારેમેં હરત બેગિ પ્રાન હૈ;
આંખિન અરત આય ઉરમેં કરતધાય પરત,
ન દેખી પીર કરત અમાન હૈ:
બંક અવલોનકી બાનિ ઔરઇ બિધાન,
કજ્જલ લસત જિમિ જહર સમાન હૈ;
તાસોં બરબસ બેધેં મેરે ચિત ચંચલકો,
પ્યારી તેરી ભોં હૈં કૈસી કહર સમાન હૈ. ”

જો તેના સમ્પૂર્ણ રૂપની અમે સમાલોચના કરવા બેસીએ તો એક આખું પુસ્તક લખાય તો પણ તેની યથાર્થ સમાલોચના થઈ શકે જ નહિ. કારણ કે, કેવળ એનાં નેત્રો જ એવી તીવ્ર શક્તિ ધરાવતાં હતાં. કે, જેના તરફ કોઇ પણ વર્ણન કરનારથી એકાગ્ર દૃષ્ટિથી વધારે વાર જોઈ શકાતું નહોતું. સારાંશકે, તે એક અતિ સુંદર લલના હતી. એના રૂપની પ્રશંસા કરવાની અમારામાં શક્તિ જ નથી. છતાં એટલું તો અમે અવશ્ય કહી શકીશું કે;—

“ ચિનગી ચમકૈ બિચ અંચલ, સોનલતા કે પતા ભટકે રહિગે;
દ્યુતિ દૌરૈકી દામિનિ ઔરૈકાઉ ગતિ ચોરૈ ખરેખટકે રહિગે;
સબ અંગ લખે બિનકા કહિયે ગુણ સેવક સૌહટ કે રહિગે;
જિત જાઈપરે તિતહી કે ભયે દગમેરે ટકે અટકે રહિગે.
બિહંસે દ્યુતિ દામિનિસી દરસૈ તનજોતિ ઉન્હાઇ ઉઇસીપરૈ;
લખિ પાંયનકી અરુણાઈ અનૂપ લલાઈ જપાકી જુઇસી પરૈ;
નિકરૈસી નિકાઇ નિહારે નઇ રતિરુપ લુભાઇ તુઇસી પરૈ;
સુકુમારતા મંજુ મનોહરતા મુખચારુતા ચારુ ચુઇસી પરૈ: ”

* * * * * *

આ સમયે રમા તથા તેની સહચરીઓ વચ્ચે આ પ્રમાણે વાર્તાલાપ ચાલી રહ્યો હતો.

પ્રથમ ચમ્પાનામક એક સહચરીએ કહ્યું:—" પ્યારી રમા ! તું અમો સખીઓને અમારાથી વિખૂટી થયા પછી કોઈ પણ વખતે યાદ કરતી હતી ખરી કે ? "

રમાએ જવાબ આપ્યો:—" હાય ! તમારી યાદગીરીએ તો મારી બુરી દશા કરી દીધી હતી. "

એ સમયે ચપલા નામક એક ચાલાક સખીએ કહ્યું:—" હા—બ્હેન ! એક પ્યારા મદનનો વિયોગ; બીજું મદનનું જોર અને ત્રીજી અમારી યાદગીરી એ ત્રણે વસ્તુઓ એક સાથે આવી મળી, એટલે તારી બુરી દશા થાય, એમાં કશી નવાઈ જ નથી. મદનનો પ્રભાવજ જાદૂભર્યો છે. "

નિર્મળાનામની ત્રીજી સખીએ કહ્યું:—" ચપલા ! તું તો સદા આવીને આવી જ રહી શું આપણી વ્હાલી સખી આપણને નહિ સંભારતી હોય, એમ માને છે ? ના—એને આપણા વિના એક ઘડી પણ રૂચતું નહિ. પણ હેં રમા બ્હેન ! પિશાચરાજના પરમોત્તમ ભવનમાં ગયા પછી તું અમને કોઇ પણ વખતે યાદ કરતી ખરી કે નહિ વારૂ ? જો સાચે સાચું કહેજે, જૂઠું બોલીશ નહિ. "

રમા સહજ ચીડાઇને કહ્યું:—" તમે બધી આજે એક સાથે મને આમ વિના કારણ શા માટે સતાવી રહી છો ? મેં તમારો શો અપરાધ કર્યો છે ? મેં તમને એકવાર તો કહી દીધું કે, તમારા વિના મને એક ક્ષણ પણ ગોઠતું નહોતું. છતાં અત્યારે આમ જીવ શામાટે ખાઇ રહી છો ? "

નિર્મળાએ કહ્યું:—" અમે તને શામાટે સતાવીએ ? શું તું અમારી કાંઇ માશૂક છે કે, અમે તારો જીવ ખાઇએ ? જો તારી પાછળ પડવું હશે તો તે પિશાચ પડશે, અમારી તો બલાય પાછળ પડશે નહિ. "

રમાએ કહ્યું:—" મુઓ એ પીટયો પાપી પિશાચ, એનું રોયાનું નામ બાળોને ! "

ચંપાએ કહ્યું:—" એનો સત્યાનાશ કરવા છતાં, એ બિચારા પર વિનાકારણ આમ ગાળોનો વરસાદ શા માટે વરસાવી રહી છે ? હવે એ તારી પાસે ક્યાં આવવાનો છે? આમ ડરે છે શા માટે ? "

રમાએ હસીને કહ્યું:—" ત્યારે હવે તમે તમારી લવારીને નહિજ અટકાવો ? મેં નહોતું ધાર્યું કે, તમે અત્યારે એકઠી થઇને મારી આવી છેડછાડ કરશો. જો મને પ્રથમથીજ તમારા આ કાવત્રાંની ખબર પડી હોત, તો હું તમારી સાથે આ બગીચામાં ફરવા માટે પણ આવત નહિ. "

ચપલાએ તેની વાતને ટોલ્લે ચડાવીને કહ્યું:—" રમા, મારાથી તો તારા જેવું સાહસ કરી શકાય તેમ નથી. શું પોતાને તનમનથી ચાહનારનો વિનાશ કરવો, એ નીતિનું કામ ગણાય ખરૂં કે ? "

ચંપાએ કહ્યું:—" ચપલા, હવે એ વાતોને છોડી દે અને બીજી કાંઈક સારી વાતો કહી સંભળાવ. "

ચપલાએ કહ્યું:—" હા, હવે તેમજ કરીએ. રમા બ્હેન ! હવે તારી કામના પૂર્ણ થઇ છે, માટે અમારાં મ્હોં મીઠાં કરાવ. "

રમાએ પૂછ્યું:—" કયી કામના ? "

ચપલાએ કહ્યું:—" અહા ! જાણે હજી છેક નાની બાલિકાજ હોયની ! એવી ભોળી બની ગઇ છે ને શું. "

રમાએ કહ્યું:—" પણ, તારા મનની વાતને હું શી રીતે જાણી શકું ?"

ચપલાએ કહ્યું:—" હા–વ્હેન ! તું ક્યાંથી જાણે ? તું કાંઇ આ દુનિયામાં થોડીજ વસે છે ?"

ચંપાએ કહ્યું—" ત્યારે રમા વ્હેન ! હુંજ ખુલાસો કરી દઉં તો કેમ ?"

રમાએ કહ્યું:—" ઘણીજ ખુશીની સાથે કરી દે. એમાં ચોરી કોની છે ? તારે જે કાંઇ કહેવું હોય, તે કોઇનો પણ સંકોચ રાખ્યા વિના સત્વર કહી નાખ; વિલંબ ન કર."

ચંપાએ કહ્યું:—" સાંભળ ત્યારે, તેં ઘણા દિવસ પહેલાં લતા-કુંજમાં કહ્યું હતું કે, જો પ્યારા મદનનાં મને દર્શન થશે તો હું તમારાં મ્હોં મીઠાં કરાવીશ."

ચપલાએ કહ્યું:—" દર્શન શાનાં ? હવે તો એ તેની અર્ધાંગના, પ્રિયતમા, પ્રાણેશ્વરી થવાની છે. માટેજ આપણે એની પાસેથી મીઠાઇ લેવાનો આગ્રહ કરી રહ્યાં છીએ."

સ્વર્ણલતા નામની ચોથી સખી બોલી:—" પણ તમારે જરા વાર સબુર કરવી જોઇએ. જ્યારે તે ઉત્સવની રાત્રિ આવે, ત્યારે તમો તમારી ઇચ્છામાં આવે તેટલી મીઠાઇ માગી લેજો."

ચંપાએ કહ્યું:—" ત્યારે તો અમારી વાતને એ લક્ષમાં પણ શાની લાવે ?"

સ્વર્ણલતાએ કહ્યું:—" જો એ લક્ષમાં નહિ લાવે તો હું પોતે આપીશ."

ચંપાએ કહ્યું:—" બહુ સારૂં, ત્યારે તારી વાત પરજ વિશ્વાસ રાખીએ છીએ."

ચપલાએ રમાને ઉદ્દેશીને કહ્યું:—" વારૂ વ્હાલી! તારા લગ્ન દિવસ ક્યારે આવે છે?"

રમાએ સહજ ગુસ્સે થઇને કહ્યું:—" મને શી ખબર? શું આજે તું ગાંડી થઇ ગઇ છે?" ત્યાર પછી લજ્જાને લીધે આંતરિક આનંદ છુપાવવા માટે તેણે તે વાતને ઉડાવીને કહ્યું:—

" સ્વર્ણલતા, ચાલ મારી સાથે ચાલ, આપણે જરા લતાકુંજની સહેલ કરી આવીએ."

ચંપલાએ કહ્યું:—" હા-હા-આમ કરવાનું કારણ હું સમજી ગઇ. તું મારી વાતને ઉડાવવા માટેજ સહેલ કરવાનું બહાનું બતાવી અહીંથી છટકી જવા માગે છે. પણ ફિકર નહિ. મદનની સાથે જ્યારે ગાંઠ બાંધીને ચાકમાં બેસીશ, ત્યારે હું આનું વૈર વાળીશ. પરંતુ અત્યારે એકલી લતાકુંજમાં જઇશ? અમે કોઇ તારી સાથે આવીશું નહિ. જા, તારે જવું હોય તો ચાલતી થા."

રમાએ કહ્યું:—" કાંઇ નહિ, હું મારે એકલીજ જઇશ."

આમ કહીને રમા લતાકુંજ તરફ ચાલતી થઇ અને ત્યાર પછી સર્વ સખીઓ પણ ધીમે ધીમે વાતચીત તથા હસી મશ્કરી કરતી ચાલવા લાગી.

રમાએ પોતાની સર્વ સખીઓને ઉદ્દેશીને કહ્યું:—" જૂઓ, બ્હેનો! આ ગુલાબના પુષ્પની સુંદરતા કેવી મનોહર છે? વિધાતાએ એમાં સુગંધિને કેવી ઠૂંટી ઠૂંટીને ભરી છે?"

ચંપાએ કહ્યું:—" એ સુગંધના યોગે તો એની આસપાસ અનેક ભમરાઓ ભમી રહ્યા છે."

રમાએ કહ્યું:—" અહા! આ ચમેલીના વૃક્ષને મેં મારા હાથેજ રોપ્યું હતું, તે અત્યારે કેવું ફાલી-ફૂલી રહ્યું છે? થોડા સમયમાંજ

તેનાપર કેવાં અગણિત ફૂલો શોભી રહ્યાં છે? એ ફૂલોના સુગંધે તો મારા અંતરના ઉદ્વેગને પણ અળગો કરવા માંડયો છે."

ચપલાએ કહ્યું:—"પણ, તારી રોપેલી ચમેલી પાસે મારૂં રોપેલું બેલાનું વૃક્ષ કેવું મનોહર રૂપ ધારણ કરીને ઉભું રહ્યું છે. એના રૂપ પાસે તારી ચમેલીને લાચાર જ થવું પડે તેમ છે."

રમાએ કહ્યું:—"મેં તથા તેં બન્નેએ એકી સાથે જ આ બન્ને વૃક્ષો રોપ્યાં હતાં."

નિર્મળાએ કહ્યું:—"વ્હાલી સખી, તમારા બન્નેના અંગોની સુવાસ તથા ઉત્તમતા પણ એક સરખી જ છે. તમારી ઉત્તમતાની પાસે આ સર્વ ફૂલ તુચ્છ છે, મલિન છે."

રમાએ કહ્યું:—"હવે બહુ થયું! વધારે ઉપહાસનું પરિણામ સારૂં આવતું નથી."

નિર્મળાએ રમાના મુખનું ચુંબન કરી કહ્યું:—"એમાં આમ ગુસ્સે શા માટે થાય છે? હું ખરૂં કહું છું કે, જો હું પુરુષ હોત તો તારી સાથે જ લગ્ન કરત. બીજી કોઇ પણ પ્રમદાને સ્વીકારત નહિ."

રમાએ કહ્યું:—"પણ હૂં તારી સાથે લગ્ન કરત નહિ."

ચમ્પાએ પૂછયું:—"કેમ, શા માટે લગ્ન ન કરત વારૂ?"

નિર્મળાએ કહ્યું:—"તને ખબર નથી—એ તો પિશાચપતિની સંપત્તિપર મોહિત થઇ ગઇ છે, એથી મારા જેવાં સામાન્ય મનુષ્ય તેના ધ્યાનમાં શી રીતે આવે? એના સોનાના પલંગપર સૂવાડીને મનમાન્યાં શોખનાં સાધનો શી રીતે આપી શકે?"

રમાએ કહ્યું:—"હવે તો હું તમારાથી છેક કંટાળી ગઈ છું."

ચંપાએ પૂછયું:—"ત્યારે હવે એ કંટાળાને દૂર કરવાનો કાંઇ ઉપાય?"

ચપલાએ કહ્યું:—" એક નહિ પણ એક હજાર ને એકાવન !"

ચંપાએ પૂછયું:—" એમાંનો એક તો બતાવ."

ચપલાએ કહ્યું:—" મનમાન્યા મોહનરૂપ મદનને તો લાવ.

" હમણાં તે અહીં ક્યાં છે ? હું તેને શી રીતે લાવું ?" ચંપાએ પૂછયું.

" ત્યારે, આ છે છેવટનો ઉપાય." આમ કહીને ચપલાએ ફરીવાર રમાના મુખપર ચુંબન કીધું.

આથી રમાએ કૃત્રિમતાજનક ઉગ્ર સ્વરૂપ ધારણ કરી સહજ કોપિત સ્વરથી કહ્યું:—" કેમ, હવે મને અહીંથી વિદાય કરવાનો જ તમે સહુએ નિશ્ચય કર્યો છે ?"

ચંપાએ કહ્યું:—" નારે ના. એમ તે થતું હશે કે ?"

રમાએ કહ્યું:—" જો તમારે મને બેસવા દેવી હોય તો આવો આ હિંડોળાપર બેસીને હિંચકા ખાઓ તથા તેની સાથે કોઇક મધુરું ગાન પણ ગાઇ સંભળાવો."

સર્વ સખીઓએ " જેવી શ્રીમતીની આજ્ઞા." કહીને પોતાના વીણાને પણ લજ્જાવી દે તેવા કોમળ સ્વરથી ગાવા માંડયું:—

" શું નટવર વસંત થેઇ થેઇ નાચી રહ્યો,
નાચી રહ્યો જગ નચાવી રહ્યો.
કોમલ મધુર મુરલી બની છેટે નટવર કાન;
વિરહ ઘેલી ગોપી ઘણું તજી નીકળી અભિમાન.
રસીયા વિનાની બની બાળાઓ બ્હાવરી;
વેણુ વસંત ચિત્ત વીંધી ગયો; શું નટવર.
શીતળ સુખકર પવનની, લ્હેર ઘુમે ચોપાસ;
જાણું રાધા કૃષ્ણજી, રાસ રમે છે ખાસ.

વિધવિધ પંખીના વેણુ ઘુઘરી ઘમકેરે,
મહીં મહીં મેનાના નાદ ઝાંઝર ઝમકેરે,
નવ પલ્લવ વાઘો ધરી, પચરંગી શિર પાઘ;
ફાગ લાગ સાધી રમે, **મદનરાજ** મહાભાગ્ય;
લ્હેરી લીલાથી રમે લલનાઓ લાડમાં,
પ્રીતિ ગુલાલ લાલ છાઇ ગયો. શું નટવર.

આ સાંભળીને રમાએ કહ્યું:—" વાહ—વાહ ! ગાયનકળાની પરમ પ્રવીણા સખીયો ! તમારા આ મોહન ગાનથી અંતરને અતિ આનંદ પ્રાપ્ત થયો છે. પરંતુ મારી ઇચ્છા હજી એકાદ ગાયન સાંભળવાની છે, માટે કૃપા કરી એક ગાયન સંભળાવો. "

ચંપાએ કહ્યું:—" ગાયન ગાવાના મૂલ્યમાં તું અમને શું આપીશ ? "

રમાએ:—" તમે સર્વ જે માગશો તે આપીશ. **સ્વર્ણલતા**, તે દિવસ તું પહેલું હિંદી ગાયન ગાતી હતી, તે આજે આ સર્વ સખીઓના સમુદાયમાં ગાઈ સંભળાવ.

સ્વર્ણલતાએ કહ્યું:—" જેવી રાજબાલાની આજ્ઞા. "

આમ કહીને તે પોતાના કોકિલાના સમાન કોમળ સ્વરથી ગાવા લાગી તથા બીજી સખીઓ તેના ગાયનને ઝીલીને તેનો સંગાથ પૂરવા લાગી:—

રાગ બિહાગ.

" જબતે લખે રાજકુમાર—
નેક સુધિ નહિં તન બદનકી તજે અંગ સંભાર,
સુભગ શ્યામલ બાર રાજત ભૌર કૈસે ભાર.
ભાલતિલક વિશાલ રાજત લસત શોભા અપાર;

વિકટ ભ્રકુટી કમલ દલસે નૈન છબિ આગાર.
કર્ણ કપોલન લોલ કુંડલ શ્રવણસીપ સુઢાર
નાસિકા શુકતુણ્ડકે સમ અધર બિમ્બમંઝાર;
સુભગ ત્રિબલી દન્ત અવલી કુન્દકીસી ડાર;
અંબકીસી ચિબુક, ગ્રીવા કમ્બુ રેખ સુચારૂ,
કામ કરિ કરબાહુ જામૈં તિપુલબલ સંચાર;
લસત આયત ઉર અનુપમ પાનસમ સુખ સાર.
સરિતસી ત્રિબલી મનોહર રોમ રાજિ સેવાર;
નાભિ કૂપ સુકેહરી કટિ જઘન રંભ અનુહાર.

---

અબ નહીં છૂટેગી લાગીં લગન,
ગુઈયાં ચાહે કરે કોઇ લાખ જતન,
બસગયે મેરે નૈનનમેં પ્યારે પિયા,
વાર ચુકીરી મૈં તો ઉનપે તનમન."

આ પ્રમાણે આનંદની બહાર ચાલી રહી હતી, એવામાં એક દાસી આવીને રમાને એવા સમાચાર આપ્યા કે, સંધ્યા સમય થઇ જવાથી મહારાણી સાહેબ તેને અન્તઃપુરમાં બોલાવી રહી છે. આ સાંભળીને રમા તથા ચંપા, ચપલા આદિ સર્વ સખીઓ અન્તઃપુર ભણી વિદાય થઈ.

---

# પ્રકરણ ૩૧ મું

## ભદ્રાપૂરીમાં મદન

છે શું કોઇ માનવી, જીવનો અચેત એવો,
જેને નથી જાગિયા, કદીયે મનમાં ભાવો;
જેણે કદી એહવું, અંતરે કહ્યું નથી કે,—
આ મ્હારી ખુદ, મ્હારી, મ્હારી આ માતૃભૂમિ છે ?
ભમી ભમી પરભોમ કિનારે પ્રવાસી જ્યારે;
નિજ પગલાં નિજ ભોમ ભણી તે વળતી વારે;
જરા, એ ઘેર જવાને અમુલખ અવસર;
છે શું કોઇ એહવો, દાઝયું નવ જેનું અંતર ?

**ન્હાનાલાલ.**

શીતળ મંદમંદ વાયુ મનને મુદિત કરી રહ્યો હતો. કમલની કલિઓ અર્ધ વિકસિત થવા આવી હતી. ચારે તરફથી ભમરાઓનાં ટોળાંને ટોળાં આવીને એકઠાં થવા લાગ્યાં હતાં. અત્યારનો અવસર જોતાં એવોજ ભાસ થઈ આવતો હતો કે, અરુણરંગી પૂર્વ દિશા નહિ, પરંતુ દિવાભિસારિકા નાયિકા હતી અથવા તો અરૂણાનના કોપમંડિતા ખંડિતા નાયિકા હતી અને તેના કમલરૂપી મુખપરથી ઓસરૂપી આંસુને સૂર્ય નાયક ઉદિત થઇને પોતાના કિરણરૂપ હાથોથી લૂછી રહ્યો હતો. સરોવરોમાં કુમુદિનિઓનો સમુદાય પોતાના પરમ પ્રિય પતિ સુધાકરથી વિરહી થઇ પતિ વિરહિણી પ્રમદાની પેઠે નીચું મસ્તક કરી ઉભી હતી. ચારે તરફ પક્ષીઓ કૂજન કરી રહ્યાં હતાં.

દીપકનો પ્રકાશ સર્વથા મંદ થઇ ચૂક્યો હતો. શયનાલયોમાંની પુષ્પ શય્યા શૂન્ય બની ગઇ હતી, અને તેનાં પુષ્પો પણ કરમાઇ જવા આવ્યાં હતાં.

રતિના અતિ આસક્ત જનો હજી શય્યાનો ત્યાગ કરી ઉઠયા નહોતા, તેથી તેમની નવલા પ્રિયતમા પ્રમદાઓ હરિણીની પેઠે ચકિત થઇને તેમના જાગવાની વાટ જોઇ રહી હતી. કોઈ સુંદરી સુરતિજનિત શ્રમથી શ્રમિત થઇને ગાઢ આલિંગન કરી બેભાન અવસ્થામાં સૂઇ રહી હતી કેટલીક લલનાઓ પોતાના પ્રાણાધારની જાંઘોપર મસ્તક મૂકી શ્રમવાળાં કટાક્ષોની સાથે પ્રેમિકની સાથે વાતો કરી રહી હતી. કોઇ પ્રેમિકા રમણી મદન શ્રમના પ્રસ્વેદને સૂકાવવાના હેતુથી મહાલયની બારીઓ ઉઘાડી શીતળમંદ સુગંધિત વાયુનું સેવન કરી રહી હતી. કોઇ કામિની મુખપર વાળની લટોને છૂટીને છૂટીજ વિખરાયલી રહેવા દઈ, ખંડિત અધર સહિત, ફાટેલી કાંચળી ધારણ કરી, બગડેલી અવસ્થામાં આવી પડેલા શૃંગારનેજ શરીરપર રહેવા દઈ, આળસભર્યા લોચનો સહિત, મતવાલા માતંગની ચાલથી ચાલતી, નખથી ઉજરડાયલાં સ્તનો સહિત અકડાતી, ફૂલાતી કેલિભવનમાંથી બહાર નીકળી રહી હતી. લોકો જાગીને આમ તેમ પોતપોતાનાં કામોમાં ગુંથાઇ ગયા હતા. પ્રવાસીઓ પણ ઉઠીને પોતપોતાના માર્ગ ભણી પ્રયાણ કરી રહ્યા હતા. આ સમયે મદન પણ **વીરસિંહ**ની સાથે અશ્વપર સ્વાર થઇ તે શહેરના પ્રવેગ દ્વારમાં પ્રવેશ કરી ચૂક્યો હતો.

એ સમયે **વીરસિંહે** તેને કહ્યું:—" આ શહેર તો ઘણુંજ રમણીય ભાસે છે ને શું ? આવું સૌંદર્ય તથા શોભા મેં **વિશાલા**-પૂરીમાં પણ કદાપિ જોઈ નથી. "

**મદને** કહ્યું:—" હા, અહીંના ભવનો ભણી તો એકવાર દૃષ્ટિ દોડાવી જો ! અહા ! કારીગર લોકોએ પોતાની કેવી અદ્દભૂત કારીગરી દેખાડી આપી છે. જો, પેલા દરવાજા પર કેવું સુંદર કોતર કામ કરવામાં આવ્યું છે ? આ શહેર તો જાણે બીજી અમરાપૂરી જેવુંજ ભાસે છે. "

**વીરસિંહે** પૂછ્યું:—આપના કાકાનું ઘર અહીંથી કેટલુંક દૂર છે?"

**મદને** જવાબ આપ્યો:—" અહથી વધારે દૂર નથી. જો, પેલા મકાનમાં પાંચ દરવાજા દેખાય છે તથા જેના પર સોનાનાં કમાડ શોભી રહ્યાં છે. તે મારા કાકાનુંજ ઘર છે."

આમ કહેતાં કહેતાં **મદન** તથા **વીરસિંહ** બન્ને જણા તે ભવનના દ્વારપર જઇ પહોંચ્યા. **મદનને** જોતાની સાથેજ દ્વારપાળોએ ઝુકી ઝુકીને પ્રણામ કર્યા તથા તેના ઘોડાની લગામ પકડી લીધી. ઘોડાપરથી ઉતરીને **મદન** તથા **વીરસિંહ** ઉભય આગળ ચાલવા લાગ્યા. છેવટે તેઓ અંતઃપુરના દરવાજા પાસે જઈ પહોંચ્યા. ત્યાર પછી તેમણે જેવો તે અન્તઃપુરમાં પ્રવેશ કર્યો કે તરતજ તેમને એક અતિ સુંદર બગીચો નજરે પડ્યો. એ બગીચામાં કેટલાંક રત્નરચિત વૃક્ષોને શોભાને માટે વિવિધ પ્રકારના આધારોમાં ગોઠવી રાખવામાં આવ્યાં હતાં. બગીચાના મધ્ય ભાગમાં સંગેમરમરનો એક અતિ સુંદર મહાલય હતો, તથા તેનાપર ગોઠવી રાખેલાં કૃત્રિમ પશુ, પક્ષીઓ કારીગરની અપૂર્વ કળાનું દિગ્દર્શન કરાવી રહ્યાં હતાં. એ મહાલયની નજીકમાંજ સોનાના તારોથી ગુંથેલું એક મોટું પાંજરૂં પડયું હતું અને તેમાં શ્યામા, કોયલ, ચકોર, મોર, હંસ, ચક્રવાક, લાલમેના, પોપટ આદિ અનેક પક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં હતાં તથા મનુષ્યના મનને સહજમાંજ વિમોહિત કરવાનો પ્રયત્ન કરી રહ્યાં હતાં.

તે મહાલયના દ્વારની સ્હામેજ એક બિલોરી કાચનો અષ્ટકોણ ચબૂતરો હતો તથા તે ચબતરા પર રત્નરચિત ફૂલોથી સુશોભિત ગુચ્છાઓની હારોની હારો તે અષ્ટકોણ આકારમાં ગોઠવેલી હતી તથા તેના મધ્ય ભાગમાં મનુષ્યને બેસવાને માટે ફૂર્સીઓ ગોઠવી રાખવામાં આવી હતી. તે ચબૂતરાની બન્ને બાજૂએ વિદ્રુમમણિના ગોળાકાર બે હોજ બનાવેલા હતા. તથા તે બન્ને હોજપર આવજાવ કરવા માટે નાના નાના બે પૂલો બનાવવામાં આવ્યા હતા, જેથી સર્વ મનુષ્યો સુગમતાની સાથે એક પૂલપરથી બીજા પૂલપર આવજાવ કરી શકતાં હતાં. હોજોમાં સ્વચ્છ જળ ભરેલું હતું તથા તે જળમાં અનેક રંગની લાલ, પીળી, કાળી તથા ધોળી માછલીઓ ઉછળી રહી હતી. એ બન્ને હોજની સાથે સંબંધ ધરાવતા ચબૂતરાપર એક માથું કપાયલો મનુષ્ય પડયો હતો, એ મનુષ્યની પાસેજ બીજો એક સોનાનો માણસ હતો અને તેણે તલ્વારના આઘાતથી પૂર્વોક્ત પુરુષનું માથું કાપી નાખ્યું હતું. એ સૂતેલા માણસની જીભ ખેંચવાથી માથું કપાયલા મનુષ્યના કંડમાંથી રક્તને બદલે ફૂવારો છુટતો હતો.

આ અપૂર્વ શોભાને જોતો મદન વીરસિંહ સહિત મહાલયના અંદરના ભાગમાં ગયો. એ મહાલયના એક અતિ સુસજ્જિત કક્ષમાંજ મદનનો કાકો મોહનરાય એક સોનાના પલંગપર બેઠો હતો. તેની નજીકમાંજ મદનની માતા સરોજિની, કાકી મનોરમા તથા ભગિની મયંકમોહિની હાજર હતાં અને તેની ડાબી બાજૂએ તેના યશવન્ત, તથા બલવન્ત નામક બે પિત્રાઈ ભાઈઓ બેઠા હતા. દાસદાસીઓ આસપાસથી તેમને ઘેરીને ઉભી હતી.

એકાએક મદનને આવેલો જોઇને સર્વ તેને મળવા માટે દોડી ગયાં. સર્વના નેત્રોમાં આનંદનાં આંસૂ ઉભરાઇ આવ્યાં. પ્રિયવાચક!

અમારી ક્ષુદ્ર લેખિનીમાં એટલી શક્તિ નથી કે, અમે એ લોકોના અત્યાચારના આનંદનું યથાર્થ વર્ણન કરી શકીએ. પરંતુ અમે એટલું તો અવશ્ય કહી શકીશું કે, તેમનો તે આનંદ અનુભવને યોગ્યજ હતો. એ અનુપમ આનંદનું મૂલ્ય વિદેશમાંથી આવેલા સહોદરને જોઇને ભગિનીથીજ બરાબર આંકી શકાય છે.

મદને પોતાની માતાને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને ત્યાર પછી તે કાકાના ચરણોમાં ઢળી પડયો. ભાઇઓની છાતી સાથે ચાંપી અપૂર્વ આનંદ પ્રકટાવી તે પોતાની કાકી તથા ભગિનીને જઇ મળ્યો. આ પ્રમાણે યથાયોગ્ય સન્માન સૂચવી મદન પોતાના કાકા પાસે બેસી ગયો. કાકાએ ઘણાજ પ્રેમની સાથે મદનને ગળાં સાથે ભીડી લીધો. મદને વીરસિંહને પણ પોતાની પાસેજ બેસાડી લીધો. બે ચાર ક્ષણ સૂધી સર્વના કંઠ આનંદાશ્રુથી રૂંધાઇ ગયા અને તેઓ કાંઈ પણ બોલી શક્યા નહિ. ત્યાર પછી મદનના કાકાએ અત્યંત મૃદુ સ્વરથી કહ્યું:—

"પુત્ર! તું આમ છેક નિર્દય અથવા નિષ્ઠુર કેમ થઇ ગયો હતો? જો તારા વિયોગથી તારી બ્હેન તથા માતાની કેવી દયાજનક સ્થિતિ થઇ ગઇ છે. કોઇની પણ અનુમતિ લીધા વિના તું ચાલ્યો ગયો હતો, તેથી અમારા સર્વના પ્રાણ કંઠે આવી ગયા હતા. ભાઇ! આજે તને જોઇને અમારી સર્વની આંખો ટાઢી થઈ છે. હવે તું અહીં જ રહે. પરદેશમાં જવાની કશી જરૂર નથી."

ત્યાર પછી મદનની કાકીએ કહ્યું:—"હા—મદન! તું ખરેખર લાગણી વગરનો નિર્દય છે. તને તારી માતા તથા ભગિનીને છોડીને જતાં જરા દયા પણ નહોતી આવી?"

મદને હાથ જોડી નમ્રતા પૂર્વક કહ્યું:—"માતા, એ મારી મોટી

ભૂલ થઈ છે, કેટલાંક જરૂરનાં કામોમાં ગુંથાઇ જવાથી હું મારા સમાચાર મોકલાવી શકયો નહોતો. પરંતુ હવેથી મારાથી એવી ભૂલ કદી પણ થશે નહિ. હું મારી પ્રથમની ભૂલની આપની પાસેથી ક્ષમા માગું છું."

મદનની બ્હેન મયંકમોહિનીએ કહ્યું:—"ભાઈ, તમારૂં શરીર તો આરોગ્ય છે ને?"

મદને તેને પોતાની ગોદમાં લઇને જવાબ આપ્યો:—"હા—બ્હેન હું આનંદમાં છું. ઇશ્વર કૃપાથી મારૂં શરીર સર્વથા આરોગ્ય જ છે. પરંતુ તારૂં શરીર કેવુંક છે વારૂ?"

બહેને જવાબ આપ્યો:—"મારૂં શરીર પણ મજામાં છે. પણ તમે મારી ઢીંગલીનાં ઘરેણાં લઇ આવ્યા છો કે ભૂલી ગયા છો? હું ધારૂં છું કે, એ વાત તમારા સ્મરણમાં નહિ જ રહી હોય!"

મદને કહ્યું:—"હા, તે સર્વ હું ભૂલી ગયો છું."

મયંક મોહિનીએ કહ્યું:—"આજે આટલા દિવસે ઘેર આવ્યા અને મારાં ઘરેણાં પણ ભૂલી ગયા? પણ હવે એવાં બહાનાં ચાલી શકશે નહિ. હું તો હમણાં ને હમણાં જ ઘરેણાં લઇશ."

મદનની કાકીએ કહ્યું:—"હા, હવે ભાઇ ઘેર આવ્યો છે, માટે તારાં ઘરેણાં માગી લેજે."

મયંકમોહિનીએ કહ્યું:—"જો મારી ઢીંગલી મારાથી રીસાશે તો હું શું કરીશ? જો તે રીસાઇ જશે તો પછી તેને મનાવવી કઠિન થઇ પડશે વળી તે ઉપરાંત મારી બ્હેનપણીઓમાં પણ મારી મશ્કરી થશે, અરે બદનામી થશે. ના ભાઇ! હું તો હમણાં જ ઘરેણાં લઇશ."

**મદને** હસીને કહ્યું:—“ અરે ગાંડી, ક્યાંય ઢીંગલી તે રીસાતી હશે કે ? ”

મયંકમોહિનીએ કહ્યું:—“ રીસાય કેમ નહિ ? હજી હમણાં જ કિશોરીની ઢીંગલીએ રીસાઇને પાનદાની ફેંકી દીધી હતી અને થાંભલા સાથે માથું અથડાવીને ફોડી નાખ્યું હતું. ”

**મદને** તેને પોતાની ગોદમાં લઇ તેના મુખપર બે ચાર ચુંબન કરી કહ્યું:—“ તું ગાંડી થઇ ગઇ છે. હવે તું નાહક હઠ ન કર, હું તારી મંગાવેલી બધી ચીજો લેતો આવ્યો છું. ”

**મયંકમોહિનીએ** આનંદથી ઉછળી **મદનના** ગળામાં પોતાના બન્ને હાથ ભરાવીને કહ્યું:—“ અરે ભાઈ, તમે જુઠું તો નથી બોલતા ને ? જો એ ચીજો લાવ્યા હો તો મને આપી દો. મને વિનાકારણ ચીડાઓ નહિ. હું તમારી મશ્કરીને લાયક નથી. કહો, એ બધી ચીજો ક્યાં છે ? ”

**મદને** કહ્યું:—“ તું ગાંડાઇ કરે છે, એટલા માટે જ હું તને ચીડાવી રહ્યો છું. ”

આ સમયે **મદનના** કાકાએ આવીને પૂછયું:—“ બેટા, તું કુશળ તો છે ને ? ”

મદને જવાબ આપ્યો:—“ આપની કૃપાથી ક્ષેમ કુશળ જ છું.”

**મદનના** કાકાએ પૂછ્યું:—“ બેટા, તું જે કામને માટે ગયો હતો, તે સિદ્ધ થયું કે ? ”

**મદને** આદિથી અંત સુધીનો સર્વ વૃત્તાંત્ત કહી સંભળાવીને કહ્યું:—“ પિતાજી ! જે કાંઇ થયું છે, તે સર્વ આપનાં ચરણકમલોની કૃપાથી તથા આ **વીરસિંહ**, **મોહિની** અને બીજા કેટલાક બહુરૂપીઓની કૃપાથી જ થયું છે. એમાં હું કાંઇ પણ કરી શક્યો નથી. ”

મદનના કાકાએ પૂછ્યું:—“ પુત્ર ! મોહિની કોણ છે અને આ વીરસિંહ તથા બીજા બહુરૂપીઓ કોણ છે વારૂ ? તથા તેમણે કોઇ પણ પ્રકારના કારણ સિવાય તારાપર ઉપકાર શા માટે કર્યો છે ? અને સર્વ લોકો ક્યાંના નિવાસીઓ છે અને હાલમાં ક્યાં રહે છે ? શું કામ કરે છે ? ”

મદને જવાબ આપ્યો:—“ મોહિની કોણ છે, ક્યાંની વતની છે છે તથા તેણે મારાપર આવો ઉપકાર શા માટે કર્યો છે, એ સંબંધમાં હું કાંઇ નિશ્ચયપૂર્વક કહી શકતો નથી. પરંતુ એટલું તો અવશ્ય મારા જાણવામાં આવી ગયું છે કે, આ વીરસિંહ તથા બીજા બહુરૂપીઓ એ મોહિનીના તાબામાં રહે છે અને એનો હુકમ બજાવવામાં એઓ પોતાના પ્રાણની પણ પરવાર રાખતા નથી. તેઓ મોહિનીના પરમ વિશ્વાસપાત્ર અને આજ્ઞાધારક છે. મોહિની એક સૌમ્ય સ્વભાવવાળી, બુદ્ધિમતી અને ચાલાક ચપળા છે. એ ઉપરાંત બીજી વિશેષ હકીકત જાણવાની આપની ઇચ્છા હશે, તો તેના પોતાના મુખેથી જ આપ સારી રીતે જાણી શકશો. ”

મદનના કાકાએ કહ્યું:—“ બેટા, તારા સાહસને ધન્યવાદ ઘટે છે. તું આપણા કુળના ભૂષણ સમાન છે. તારી આવી અપૂર્વ બુદ્ધિમતા જોઇને મને અપાર આનંદ થાય છે. તું એક સાહસી, ગુણવાન, બુદ્ધિસંપન્ન અને ભાગ્યવાન પુરુષ છે. મહારાજ નરેન્દ્રસિંહ તારી સાથે રમાનાં લગ્ન કરવાને તૈયાર થયા છે, એ એમને માટે પણ ગૌરવની વાત છે. રમાને તારા જેવો ગુણવાન પતિ મળવાથી તે પણ મહા ભાગ્યવતી થશે. હવે હું હમણાં જ લગ્નની સર્વ તૈયારીઓ કરાવું છું. એ વિષયમાં તું નિશ્ચિંત રહેજે. કશી પણ ચિંતા કરીશ નહિ. જ્યાં સુધી મારૂં શરીર હયાત છે, ત્યાં સુધી તારે ચિંતા કરવાનું કશું કારણ જ નથી. લગ્નની સર્વ વ્યવસ્થાનો ભાર હું મારા શિરપર

વ્હોરી લઉં છું. પણ હવે તું સ્નાનાદિ ક્રિયાથી નિવૃત્ત થઇ ભોજન કરી જરા આરામ લે."

આમ કહીને મદનનો કાકો કોઇએક જરૂરી કામ પ્રસંગે મહાલયમાંથી બહાર ગયો અને મદન પણ કેટલીક વાર સુધી માતા, ભગિની, કાકી અને ભાઇઓ સાથે વાર્ત્તાલાપ કરી વીરસિંહ સહિત સ્નાનાગારમાં ગયો.

## પ્રકરણ ૩૨ મું

### નલિનીના પિતાનો પત્ર

દિવ્ય લોકની કોકિલા બાળકી! તું આંહિં!
આવી જીવન–ઉપવન વિષે, ઝટ ઉડી આવી ક્યાંહિ?
ઘન ગિરિમાળ સુવર્ણની જેમાં ત્હારો નિવાસ;
ઉતરી આવી તું ત્યાં થકી સદ્‌ભાગ્યની પાસ—
અમર ભૂમિને આંગણે દિવ્ય ગાન ગવાય,
સુણીને તે તુજ મુખપરે મીઠું સ્મિત લ્હેરાય.

એક ઉત્તમ સુવર્ણ પલંગપર નલિની પોતાની માતા મહારાણી વિલાસકલાની ગોદમાં મસ્તક રાખી આંખમાંથી આંસૂ વહાવી રહી હતી. પચરંગી રેશમી સાડી આંસુઓથી તદન ભીંજાઇ ગઇ હતી. તેની નજીકમાંજ એક સિંહાસનપર નલિનીના પિતા મહારાજા ઇન્દ્રવિક્રમસિંહ વિરાજમાન હતા અને આસપાસ સરલા, પ્રમદા તથા ચંદ્રકલા આદિ નલિનીની સહચરીઓ ઉભીને વાયુ ઢોળી રહી હતી.

એ સમયે મહારાજા ઇન્દ્રવિક્રમસિંહે કહ્યું:—" પ્રિય પુત્રી ! તારા આ ભયંકર રોગનું કાંઇક કારણ તો કહે ! ઘણોજ ભયંકર રોગ ભાસે છે ! મોટા મોટા વૈદ્યરાજો પણ તારો આ રોગ જોઇ હિમ્મત હારીને ચાલ્યા ગયા છે, હવે શું કરવું અને શું ન કરવું એની અમને કોઇને કશી ખબર પણ પડતી નથી. બેટા ! તને શી પીડા થાય છે ? શું તારૂં હૃદય ગભરાય છે ? "

આ સવાલના જવાબમાં નલિનીએ કેવળ આંખમાંથી આંસુની ધારા વહાવ્યા સિવાય અન્ય એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યો નહિ. તે મૂંગે મ્હોંએ રડતીજ રહી.

એ જોઇને સરલાએ કહ્યું:—" મહારાજ, જો આપ ક્ષમા કરો તો હું આ વિષયમાં આપને કાંઇક કહી સંભળાવું. કારણ કે, રાજબાલા તો લજ્જાની મારી પોતાના પ્રાણનો અંત આવતાં સુધી પણ પોતાની પીડાનું કારણ આપની સમક્ષ વિદિત કરી શકશે નહિ."

ઇંદ્રવિક્રમસિંહે કહ્યું:—" હા—હું એ અપરાધની ક્ષમા કરૂં છું. તું હવે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના આ ભયંકર રોગનું નિદાન કહી સંભળાવ. મારૂં મન રાજકન્યાના રોગનું કારણ જાણવાને અત્યંત આતુર બની ગયું છે, માટે તું તે આતુરતાનું સત્વર નિવારણ કર."

સરલાએ કહ્યું:—" મહારાજ, આપના રાજ્ય સાથેજ મળેલી વિશાલાપૂરી કે જે અવંતી દેશની રાજધાની છે, ત્યાંના રાજાના માજી મંત્રીનો એક મદન નામક પુત્ર છે. તે મદન અત્યંત સુંદર છે. અરે, એની સુંદરતાના યોગે મહાન ભૂપાળોની દુહિતાઓ પણ એની સાથે લગ્ન કરવાને તૈયાર થઇ છે." આમ કહી નલિની ભણી આંગળીનો ઇશારો કરી તેણે ફરીવાર કહ્યું:—" જૂઓ, મારી સત્ય-

તાનો પ્રમાણુ તરીકે આપ રાજકુમારીના હાથમાં મદનના નામવાળી અંગૂઠી પણ જોઇ શકશો. નલિનીએ અંગુડી મદનના પ્રેમના ચિન્હરૂપે ઉપહારમાં આપી છે તથા મદનને પણ નલિનીએ પોતાની અંગુડી આપી છે. નલિનીના રોગનું મુખ્ય કારણુ બીજું કશું પણ નથી, પરંતુ કેવળ આ પ્રેમરૂપી અંગુઠીજ છે. "

ઇન્દ્રવિક્રમસિંહે પૂછ્યું:—"પણ એ મદન, ગુણુવાન, કુળવાન, બુદ્ધિમાન અને સંપત્તિવાન છે ખરો કે? એક રાજાની કન્યાના પતિને માટે જેટલી યોગ્યતાઓ જોઈએ તે સર્વ યોગ્યતાઓથી તે પરિપૂર્ણ છે? તેના કુળનો પરિચય તું જાણે છે ખરી કે?"

સરલાએ જવાબ આપ્યો:—"રાજન્! એ સર્વ વાર્તાઓનું વર્ણન કરવાની મારી વાણીમાં શક્તિજ નથી. વાણીની વાણી પણ એવું વર્ણન કરવાને અશક્તજ છે. આપ એટલું તો અવશ્ય સમજી શકો તેમ છો કે, જો તે એવો સુયોગ્ય પુરુષ ન હોત તો સુંદરી નલિની એને જોતાંની સાથેજ કદાપિ મોહિત થાત નહિ. કેવળ નલિની એકજ એના પર મોહિત થઇ છે એમ નથી, પરંતુ અવંતિરાજ નરેન્દ્રસિંહની કન્યા પણ એનો પતિ તરીકે સ્વીકાર કરવાને તૈયારથઇછે."

ઇંદ્ર વિક્રમસિંહે કહ્યું:—"વારૂ, પુત્રી નલિની? જરા ધીરજ ધર, આમ અધીરી ન થા. વિશાલાપૂરી અહીંથી વિશેષ દૂર નથી, કેવળ પંદર કોસજ દૂર છે. હું ત્યાંથી બધી ખબર હમણાંજ મંગાવી લઉં છું, મારે તો તારાં લગ્ન કોઈ સારા ગુણુવાન રાજકુમાર સાથે કરવાં હતાં, પરંતુ સારૂં થયું કે, તે તારી ઇચ્છાનુસારજ યોગ્ય પતિને પ્રાપ્ત કરી લીધો. હવે મારી એ એક મહાન ચિંતાનો અંત આવ્યો છે. હું હમણાંજ મહારાજ નરેન્દ્રસિંહ પર દૂત મોકલીને મદનને અહીં બોલાવી મંગાવું છું. તેના આવતાંની સાથેજ તારાં લગ્ન થઈ જશે.

માટે હવે વિના કારણ ચિંતા કરી તારા કોમળ તનુને ત્રાસ આપીશ નહિ. પરમાત્મા તારી ઇચ્છા સત્વર પૂર્ણ કરશે.

આમ કહી મહારાજ ઇંદ્રવિક્રમસિંહ ત્યાંથી ઉઠીને સભામાં ગયો અને તેજ સમયે એક પત્ર નરેન્દ્રસિંહના નામપર લખીને એક સ્વાર વિશાલાપુરી મોકલી આપ્યો.

પ્રિય વાચક બંધુ! હવે આપણે જરા વિશાલાપૂરીની યાત્રા કરી આવીએ. અત્યારે વિશાલાપૂરીના અધિશ્વર ભૂપાળ નરેન્દ્રસિંહ પોતાના સભાસદનમાં સર્વ સભાસદોને એકઠા કરી સભાસ્થાનના મધ્ય ભાગમાં આવેલા સુવર્ણજડિત સિંહાસન પર વિરાજમાન હતો. એ અવસરમાં એક સ્વાર પત્ર લઈ ત્યાં ઉપસ્થિત થયો અને તેના હાથમાં તે પત્ર આપી પ્રણામ કરી એક બાજૂપર જઇને ઉભો રહ્યો. મહારાજ તે પત્ર ઉઘાડી વાંચવા લાગ્યો:–

" મહારાજા નરેન્દ્રસિંહ!

પ્રણામસહ નિવેદન કે, આપ જો મંત્રિપુત્ર શ્રીયુત મદન મહાશયને સત્વર મારી પાસે મોકલી આપશો તો મારા પર આપનો અત્યંત અનુગ્રહ થશે. વિશેષ લખવાની કશી આવશ્યકતા નથી, કારણ કે; આ પત્રનો મુખ્ય ઉદ્દેશ આપને મદન દ્વારા જ વિદિત થશે.'

આપનો શુભચિંતક
કોશલાધીશ ઇન્દ્ર. "

પત્ર વાંચ્યા પછી મહારાજ નરેન્દ્રસિંહે, ઈન્દ્રવિક્રમ મહારાજ પર આ આશયનો એક પત્ર લખીને તેના તરફથી આવેલા સ્વાર દ્વારાજ મોકલી આપ્યો:—

" મહારાજ ઇન્દ્રવિક્રમસિંહ!

પ્રણામ સહિત નમ્ર નિવેદન કે, આપનો પત્ર વાંચી ચિત્તને

અપાર આનંદ થયો છે. મને સર્વ વૃત્તાંત સારી રીતે વિદિત થઇ ચૂક્યો છે, એટલે એ વિષયમાં હું મદનની પાસેથી કશું પણ જાણવા ઇચ્છતો નથી. આપ આપની કન્યાનાં લગનની તૈયારી કરો, અમે લોકો આષાઢ માસની કૃષ્ણ ત્રયોદશી અને શુક્રવારને દિવસે ત્યાં આવી પહોંચીશું. કારણ કે, તે દિવસેજ લગ્નનું શુભ મુહુર્ત નિશ્ચિંત થયું છે.

આપનો દર્શનાભિલાષિ
નરેન્દ્રસિંહ."

આ પત્ર મળતાંની સાથેજ ઇંદ્ર વિક્રમસિંહનો સ્વાર, નરેન્દ્રસિંહને પ્રણામ કરી તરતજ વિદાય થયો અને ત્યાર પછી સભા પણ વિસર્જન થઇ.

---

# પ્રકરણ ૩૩ મું

## પ્રેમીજનનું સંમિલન

જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે;
સિંહણ કેરૂં દુધ હોય તે, સિંહણ સુતને જરે;
કનક પાત્ર પાખે સઉ ધાતુ, ફોડીને નિસરે;
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણ જ હરે;
ક્ષાર સિંધુનું માછલડું જ્યમ, મીઠા જળમાં મરે;
સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગર વંશીને વમન કરાવે, વેદ વાણી ઉચરે,

**દયારામ.**

---

આજે અમોને હર્ષપૂર્વક અમારા પાઠકો સમક્ષ એક નવીન વાર્ત્તા કહેવાનો શુભ પ્રસંગ પ્રાપ્ત થયો છે. આજે ઉભય અનન્ય પ્રેમિઓની અભિલાષાની કળી સંપૂર્ણ રીતે વિકસિત થઇને પોતાની સુવાસનો વિસ્તાર કરવાની છે. આજે જ પ્રિયાના નયનચકોર પ્રિયમુખ ચંદ્રના અવલોકનથી આલ્હાદિત થવાનાં છે. આજે વસુધાપર રૂપસુધાની વૃષ્ટિ થવાની છે અથવા તો આજે જ સુકુમારી રાજબાલા રમા અને મનહરણ મદનનાં લગ્ન થવાનાં છે. આ હર્ષના સમાચાર સાંભળીને હર્ષિત ન થાય એવું કયું મનુષ્ય હોઇ શકે વારૂ ?

નગરનિવાસીઓ સ્વચ્છ વસનો ધારણ કરી ચારે તરફ શહેરની સુખદ સુખમાનું અવલોકન કરી રહ્યાં હતાં. પ્રિય વાચક! જો એ પૂરીનું વર્ણન કરવામાં આવે તો, એક બીજી વાર્ત્તા જ તૈયાર થઈ જાય, તેમ હતું, તેથી સંક્ષેપમાં જ જે વર્ણન આપવામાં આવ્યું છે, તેના પરથી તું અનુમાન કરી લેજે કે, આજે મદનનાં લગ્નનો ઉત્સવ કેવી ધામધુમની સાથે ઉજવવામાં આવ્યો હશે.

મસ્તકપર વિવિધ પ્રકારના રંગોથી રંગાયલા અને અનેકાનેક અમૂલ્ય અલંકારોથી વિભૂષિત થયેલા મદગળતા માતંગો અહીં તહીં વિચરી રહ્યા હતા. સુવર્ણના આભરણોથી આચ્છાદિત થયેલા અશ્વો હણહણાટ કરી રહ્યા હતા. પ્રત્યેક મંદિરની રોશની પાસે દીપમાલિકાનો પ્રકાશ પણ તુચ્છ જ ભાસતો હતો. મોટા મોટા ઉંચાં મહાલયોપર મનોહારિણી માનિનીઓનાં મંડળો એકત્ર થઇને મનહરણ મદનનો સુંદર વરવેશ જોવાની આકાંક્ષાથી ઉભાં હતાં. શહેરના મધ્ય ભાગના વિશાળ ચોકમાં રાજા નરેન્દ્ર, સૈનિકો સભાસદો તથા પ્રતિષ્ઠિત પ્રજાજનોની સાથે મદનના આગમનનો સત્કાર કરવાના ઉદ્દેશથી ઉભો હતો.

નરેન્દ્રની અવસ્થા લગભગ પચાસેક વર્ષની થઇ ગઈ હોય, એવું અનુમાન કરી શકાતું હતું. તેના કૃષ્ણ કેશમાં શુભ્રતાનો સંચાર પણ થઇ ગયો હતો. તેનો રંગ ગોરો હતો. કદમાં તે સહજ લાંબો હતો અને તેનું મુખ ગોળ હતું. મસ્તક વિશાળ હતું અને બન્ને ભુજાઓ જાનુઓ સુધી લંબાયલી હતી. તેની આકૃતિપરથી તેની બુદ્ધિ તથા સાહસનો સહજમાંજ પરિચય મળી શકતો હતો. તેણે અત્યારે એક કારીગીરી કીમતી પોશાક પહેર્યો હતો અને મસ્તક પર મુકુટ ધારણ કર્યો હતો.

એવામાં મદનના આગમનસૂચક વાદ્યોના શબ્દો સંભળાયા અને તે સાથે તેનાં દર્શન પણ થયાં. સર્વથી અગ્રભાગમાં વિવિધ પ્રકારના વાદ્યવાહકો અને વાદ્યવગાડનારો હતા, ત્યાર પછી શ્વેત અશ્વોપર શુભ્ર વેશધારક અનેક સ્વારો હતા અને તે સર્વના હાથમાં એકેક સફેદ ધજા ફરકી રહી હતી. ત્યાર પછી લાલરંગી અશ્વોપર બેઠેલા અનેક સ્વારો લાલપોશાક પહેરી મદનના જનસમૂહને શોભાવતા ચાલ્યા જતા હતા. ત્યાર પછી હાથીઓને પણ તેવી જ રીતે ગોઠવવામાં આવ્યા હતા. એ સર્વની પાછળ સૈનિક વર્ગ હતો. પ્રથમ ભાલાવાળા સૈનિકો ગોઠવેલા હતા, પછી તલ્વારવાળા અને બંદૂકવાળા સૈનિકોને સ્થાન આપવામાં આવ્યું હતું. ત્યાર પછી પંદર પંદર સોળસોળ વર્ષના તરુણો એક સરખો પોશાક પહેરી પૃથ્વીને કંપાવતા ચાલ્યા જતા હતા. સર્વની પાછળ મદનનો હાથી હતો અને તે હાથીની પીઠપર ઘણી જ કારીગીરીવાળી તથા સોનેરી બુટ્ટાવાળી મખમલની ઝૂલો ઝૂલી રહી હતી. રત્નરચિત અંબાડી હતી અને તે અંબાડીમાં મદન તથા તેનો એક બાળક મિત્ર બેઠા હતા.

આજે મદનના મુખપર સાક્ષાત્ મદનનું તેજ ઝળકી રહ્યું હતું. તેણે પોતાનાં ગોળ કાંડાપર રત્નજડિત સોનાનાં કડાં પહેર્યાં હતાં. ડાબા કાંડાપર વિવાહનું કંકણ હતું. મસ્તકપર મોતી જડિત સાફો બાંધ્યો હતો, હૃદયપર વિહાર કરતા હીરાના હાર એક પ્રકારની અપૂર્વ શોભા દર્શાવી રહ્યા હતા. ગળામાં ગજમુક્તાની કંઠીઓ ધારણ કરી હતી, કાનમાં કુંડળ પહેર્યાં હતાં તથા ભુજાઓપર રત્નરચિત નવરતન ઝળકી રહ્યા હતા. એક પીળા કારીગીરીવાળા રેશમી જામાથી મદનનું શરીર સાક્ષાત્ કામદેવના સમાન સુંદર શોભી રહ્યું હતું.

મદનની આસપાસ સુંદરસિંહ તથા વીરસિંહ અને બીજા હાથી પર મદનનો કાકો હતો અને તેની છેક નજીકમાં જ તેના બે પુત્રો યશવન્ત તથા બળવંત પણ હાજર હતા. તે ઉપરાંત બીજા કેટલાંક સગાવહાલાંઓ હતાં.

નરેન્દ્રે તેનો સત્કાર કરવાના આ[illegible]ી સર્વથી પ્રથમ સ્થાન લીધું. ત્યાર પછી તેની રીતિ અનુસાર સર્વ કાર્ય સમાપ્ત થયાં. સ્ત્રીઓએ ફૂલની વૃષ્ટિ કરી, ચારે તરફથી 'જય જય' શબ્દનો ધ્વનિ પણ સંભળાયો. મંગળાર્થે વારાંગનાઓ નાચવા તથા ગાવા લાગી:—

ગજલ:—

કુછ જવાની હૈ અભીકુછ હૈ લડકપન ઉનકા;
દો દગાબાજોં કે ફન્દેમેં હૈ જોબન ઉનકા;
યા ઇલાહી! યે તમન્ના હૈ કિ રોજે હશર;
લબ પૈ હો નામ તેરા હાથ મેં દામન ઉનકા;
તોડકર તખ્તયે મરકદમૈં નિકલ આઉંગા;

એકસી નામ ન લેના સરે મદનફન ઉનકા;
હાય! ઇસ ઇશ્કને દોનોંકો બનાંયા કાફિર;
બ્રેહ્મન નામ મેરા હૈ બુતે પુરફન ઉનકા;
વસ્લમેં કયા હૈ મેરે પાસ જો મૈં નજ્ર કરૂં;
દિલ અદાઓંકા જિગર નાજકા તનમન ઉનકા;
વસ્લને લૂટ લિયા દોનોંકા તનહા પાકર;
આજ મેરા ન ગૈરવાં હૈ ન દામન ઉનકા;"

મદન તથા તેના સર્વ પક્ષકારોને એક સુંદર મહાલયમાં ઉતારો આપવામાં આવ્યો. વર પક્ષવાળાએ આઠ વાગ્યાની અંદરજ ભોજનાદિ ક્રિયાઓમાંથી નિવૃત્ત થઇ ગયા. લગ્નનું મુહુર્ત રાત્રિના એક વાગ્યાનું હતું, એથી સર્વ જનોને સમય શી રીતે વીતાડવો, એનો વિચાર થઇ પડયો. કેટલાક લોકોએ ત્યાં સૂધી સૂઇ રહેવાની અનુમતિ આપી. પરંતુ ઘણાખરા જુવાનીઆઓએ ધૃષ્ટતાની સાથે એ વાર્તાનો અસ્વીકાર કર્યો અને કોઇ સારી વારાંગનાને બોલાવીને જલ્સો કરવાનો આગ્રહ પ્રકટ કર્યો. જુવાનીઆઓની આ વાતને કેટલાક રસિયા લોકોએ ટેકો આપીને મહમદીજાનને બોલાવવાનો નિશ્ચય કર્યો. થોડી વારમાં મહમદીજાન તે સ્થળે આવી પહોંચી અને પછી સર્વ જનોના આગ્રહથી પોતાની સાથે લાવેલી બે પરમ રૂપવતી વારાંગનાઓને નાચવાની સૂચના આપી. પોતે હાથમાં દિલરૂબા ધારણ કરી તેના સૂર મેળવવા લાગી. જ્યારે પેલી વારાંગનાઓ નાચીને થાકી ગઇ, ત્યારે તેમને આરામ લેવાની સૂચના કરી તે પોતે પોતાના અતિ કોમળ અને મૃદુ મંજુલ સ્વરથી ગાવા લાગી:—

"ન હમ ક્યોંકર રહેં હર વક્ત શાકી;
વો દિલ જબ લે ચુકા તો જાનનાકી;

કોઇ શોખી તો દેખ દિલરૂબાકી;
અગર ગફ઼લતસે બાજ આયા જફ઼ાકી;
તલાશીકી જો જાલિમને તો ક્યાકી. ન હમ.

બલાકી જુલ્ફ હૈ ઉસ દિલરૂબાકી.
કિહર સરપર નઇ નાજિલ બલાકી;
સદા સૌ પેંચસે કાબિશ કિયા કી;
ચલી ફ઼િતરત ન કુછ બાદે સબા કી;
બિગડનેમેં ભી જુલ્ફ ઉસકી બનાકી. ન હમ.

ક્યામત કબ્રમેં મૈંને બપા કી;
અદા ઇસા કી જબ ઉસને અદા કી;
હુઇ લાશે કી શાદી ઇન્તિહા કી;
લગી ઠોકર જો આઓ દિલરૂબા કી;
મહીનો તક મેરી તુર્બત હિલાકી. ન હમ.

પહાડોં મેં ભી છાની ખાક જાકે;
મગર પાયા ન સહરા મેં ભી આકે;
ઇસી ગ઼મ સે હૈં સદમેં ઇન્તહાકે;
સબાને ઉસ્કે કૂચે સે ઉડાકે;
ખુદા જાને હમારી ખાક કયા કી. ન હમ.

લબો આરિજ કભી દેખેં કભી ગાત;
બલાએં દુર સે લેં કર કે સી ધાત;
મયસ્સર બાદ મુદ્દત યે હુઇ વાત;
વો સોતે બેહિ જબાના રહે રાત;
નિગાહે શૌક કામ અપના કિયા કી: ન હમ.

પરીજાદોંમેં યારી હૈ બલા ઇશ્ક;
દિખાતા હૈં નહીં મુત્લક શફા ઇશ્ક;
કભીપર હિજ્રમેં ગુનાહથા ઇશ્ક;
વિસાલે યાર સે દૂના હુઆ ઇશ્ક;
નિગાહે શૌક કામ અપના કિયાકી. ન હમ.
ભરી અઠખેલિયોંકી ચાલ ક્યા હૈ;
સદા કુમુકેદરી જિસ પર ફિદા હૈ;
બનકશ અબ લોહ દિલપર હો રહા હૈ;
અભી ઇસ રાહસે કોઇ ગયા હૈ;
કહે દેતી હૈ શોખી નકશે પાકી; ન હમ.
રહા ગો જીતેજી બેજાર મુઝસે;
અજબ ક્યા બાદ મુર્દન રહમ ખાવે;
ખબર સુનકર મેરી તુર્બત પે આવે;
કોઇ બહરે ખુદા ઉસ બુતસે કહ દે;
જો આશક થા તેરા ઉસને કજાકી. ન હમ.
રહે બેતાબ ગો પાયા સનમ કો;
બયાં કિસ તરહ કર્તે રંજે ગમ કો;
ઉલઝન બે ખબરીમેં કુછથી હમકો;
ન આયા વસ્લમેં ભી ચૈન હમકો;
ઘટા કી રાત ઔર હસરત લઢાકી. ન હમ.

કેટલાક શોખિનોની ફર્માશથી એક ઠુમરી અને એક દાદરાની પણ બહાર મચી. વારાંગનાઓએ પુનઃ ગાવાનું શરૂ કર્યું:—

"છાંડો છાંડો રે શ્યામ મોરી બહિયાં
મેં તો પરત તિહારે પૈયાં. છાંડો.

તુમ તો ચંચલ ચપલ ગિરધારી,
વ્રજ રસિયા ચતુર ખિલારી,
મેં તો અબલા નિપટ અનારી.
મોરી બારી ઐસ બરિ કૈયાં. છાંડો.
મોરી ચોલિયાં મસક ગઇ.
સારી સારી ટૂક ટૂક કર ડારી,
કહાં આન ફંસી દઇ મારી.
યહી વાર વાર પછ તૈયાં. છાંડો.
નટ નાગર ગાગર ફોરી,
કીન્હી બીચ ડગર બર જોરી,
મોરી નાજુક બૈયાં મરોરી.
પતિ રાખિલે આજ ગોસૈયાં. છાંડો.
મુસકાય પ્રેમ બસ કીનો,
મોરી રસ રસ કા રસ લીનો,
ફરહત રસ ગોરસ છીનો,
ઠગ લાગત યા વ્રજ મૈયાં. છાંડો.

---

દાદરો

મુઝે જાલીકી અંગિયા બનાદે યાર;
અચ્છે પિયા તોરી બિનતી કરત હું;
મુઝે જાલીકી અંગિયા બનાદે યાર,
જાલીકી અંગિયા ગુલાબી રંગાય દે;
વામેં બગાય દે સોનહરી સાજ. મુઝે.
નહીં તો પ્યારે પિયા તુમસે લડુંગી:
જાનૂંગી જૂઠ હૈ સારા પ્યાર. મુઝે.

વારાંગનાઓએ ધાર્યું કે, હવે વિશ્રાંતિ મેળવવાનો અવસર પ્રાપ્ત થઇ શકશે અને આ મિજલસ પણ બરખાસ્ત થશે. પરંતુ ઇશ્કી વાલાઓનું મન એમનાં મનહરણ ગાયનોથી તૃપ્ત થાય એવો કશો સંભવજ નહોતો. એક જુવાન રંગીલો-ફાંકડો મર્દ તરતજ બોલી ઉઠયો:-"બીબી સાહબા ! જરા મેહરબાની કરકે જૂદા કર તનસે અય ખૂંખ્વાર ગર્દન" યહ ગુઝલ ઔર ગા દીજિયે, યહાં બહુતસે લોગ મુસ્તાક હૈ, મગર શર્મ કે મારે કહ નહીં સકતે. બસ અગર આપ ગા દીજિયે તો મેહર્બાની હોગી.

એ સાંભળીને બીબી સાહબાએ કહ્યું:—"યહ આપકી અચ્છી બાત હય, મગર અબ હમકુ ઔર જ્યાદહ તકલીફ ન દીજિયે, જનાબ ! ફિર કિસી દિન સુન લીજિયેગા."

પરંતુ એ શૌખિન જવાને પોતાનો હઠ છોડયો નહિ. છેવટે બીબી સાહેબાને લાચારીથી ગાવું પડયું.

ગઝલ.

જૂદા કર તનસે અય ખૂંખ્વાર ગર્દન;
સરાસર દોશ પર હય વાર ગર્દન;
બરહેના દેખકર શમશીર તેરી;
ઝુકી સૂરતે તલ્વાર ગર્દન
ઉડાયા સર પૈ જબ્લે વાર ઉલ્ફત;
સરાસર હો ગઇ બેકાર ગર્દન;
એવજ બોસે કે અય ગુલ ગુલ ચમનમેં;
ગયે ઉસ ગુલસે હમ તો હાર ગર્દન.
સુનો મૈં ચુમલું તર્વાર પહિલે;
લો પીછે મુઝકો કાતિલ માર ગર્દન;

દિલા ! હમ ઉલ્ફતે પર્દાનશીં હૈ;
કટાએંગે સરે બાજાર ગર્દન,
સભી એ મૈ પિયે હોં મસ્ત સાકી;
અગર દેખેં સુરાહીદાર ગર્દન.
અગર સર કાટને કા હૈ ઇરાદા;
તો હાજિર હૈગી એ તકરાર ગર્દન:
ગ઼ઝ઼લ અફ્સોસકી સુનકર સરાસર:
ઝુકાએ હૈં સભી અગયાર ગર્દન.

આ ગ઼ઝલ ગાઇને બીબી સાહેબ પેલા જવાન પાસે જઇને બેસી ગઈ અને ત્યાર પછી તેની દાઢી પકડીને બોલી:—" જનાબ ! આપકી ફરમાયશ તો પૂરી હો ગઇ મગર ખૂબ સમઝ રખિયેં કિ અબ હમારી ફર્માયશ કી વારી હય." આમ કહી તે ફરીવાર ગાવા લાગી.

ગઝલ

ખુલેંગે શિંકવોં કે જબ કિ દફ્તર ઇધર હમારે ઉધર તુમ્હારે;
તો કયા કયા ગુજરેગી આહ ! દિલપર ઇધર હમારે ઉધર તુમ્હારે;
લડો ન હમસે ઐ મેરે દિલાબર ! યહ બાત જાને દો માનો કહના;
નહીં તો ચર્ચે યે હોંગે ઘર ઘર ઇધર હમારે ઉધર તુમ્હારે;
હમારે દિલપર હૈ દાગ હસરત તુમ્હારે મુંહપર હૈં દાગ ચેંચક;
યે દોનોં ચમકેંગે મિસ્લે અખ્તર ઇધર હમારે ઉધર તુમ્હારે;
તુમ્હેં અબ અપની કસમ હૈ જાના ! મિલોતો ઐસે મિલોકિ જિસ્મેં—
ગમે જુદાઇ ન આયે દિલપર ઇધર હમારે ઉધર તુમ્હારે.
મિલૂં મૈં કયોંકર હુઆ હૂં હૈરાં અગર્ચે દોનોં તરફ હૈ ખ્વાહિશ;
ફિરે હૈં જાસૂસ યોં તો ઘર ઘર ઇધર હમારે ઉધર તુમ્હારે.

સિતમ કા ક્યા તુમ જવાબ દોગે ભલા જો પૂછેગા તુમસે ખાલિક?
હોવેંગે મુંસિફ બરોજ મહશર ઇધર હમારે ઉધર તુમ્હારે:
શરાબ હૈ યહ સમઝકે પીના ખરાબ કરતા હૈ ઇસકો આલમ:
કહીં નશેમેં ખુલેં ન જૌહર ઇધર હમારે ઉધર તુમ્હારે."

આ સમયે લગ્નનું મુહુર્ત થઇ જવાથી વરને તેડવા માટે વધુ પક્ષવાળાઓ તરફથી આમંત્રણ આવ્યું; એટલે નાચ તથા ગાન બંધ થયાં.

શુભ મુહુર્તમેં વેદોક્ત વિધિથી વેદના દર્શન સહિત વર તથા વધુ ઉભયને લગ્ન મંડપમાં લાવવામાં આવ્યાં. વિવાહના વિધિનો આરંભ થયો. વધુ તથા વર પરસ્પર ગુરૂજનોની લજ્જાના યોગે જોઇ શકતાં નહોતાં. પરંતુ પ્રેમીજનોની અંતરની આતુરતાને ક્યાં સૂધી અટકાવી શકાય?

સારાંશ કે, તેઓ સમય સાધીને કોઈ કોઇ વેળાયે એકબીજાનાં મુખ પ્રતિ દૃષ્ટિપાત કરી લેતાં હતાં. યજ્ઞના ધુમાડાથી બન્નેનાં નયન લાલ થઇ ગયાં અને આંસૂ પણ નીકળી પડયાં. પાણી ગ્રહણ કરતી વેળાયે આંખનું પાણી પણ તેમાં ભળી ગયું. બન્નેના હાથ પલળી ગયા અને વિવાહ પણ વિધિપૂર્વક પૂર્ણ થયા. સ્ત્રીઓ વર-વધુને કુળદેવતા પાસે પ્રણામ કરવા માટે તેડી ગઇ. બધાં કામોમાંથી નિવૃત્તિ મેળવીને વર જાનીવાસામાં આવી પહોંચ્યો.

ચોથે દિવસે વર-વધુ વિદાય થઈને મોહિનીના પ્રથમ જણાવેલા ભેદભરેલા દુર્ગમાં આવ્યાં. આ સાંભળીને અમારા વાંચકો અવશ્ય અજાયબ થશે અને વિચાર કરશે કે, ભદ્રાપૂરીને ત્યાગીને તે નિર્જન વનના કિલ્લામાં મદને શા માટે આશ્રય લીધો હશે? ભ્રાતૃગણ! અમે પ્રથમ કહેવાનું ભૂલી ગયા છીએ કે, મદનની ઇચ્છા મોહિનીને પણ

આ ઉત્સવમાં સામેલ કરીને રમાને વધુ વેશમાં તેની પાસે લઈ જવી. એ આશયથીજ મદન અત્યારે તે દુર્ગમાં ઉતર્યો હતો. જો કે, મોહિની ભદ્રાપૂરીમાં જઇને મદન તથા રમાને મળી શકે તેમ હતી, પરંતુ મોહિનીની પોતાના દુર્ગ વીલો મૂકીને જવાની ઇચ્છાજ નહોતી. આ સર્વ કારણોથી મદને પોતેજ દુર્ગમાં જવાનું વધારે પસંદ કર્યું હતું. મદને ભદ્રાપૂરીમાં કેવળ પોતાનાં પરમ વિશ્વાસુ દસ બાર બહુરૂપીઓને તથા એક હજાર સૈનિકોનેજ પોતાના મહાલયની રક્ષા માટે મોકલી આપ્યા હતા અને બાકીનું બીજું બધું સૈન્ય મોહિનીના દુર્ગમાંજ રહેવા દીધું હતું.

અષાડ માસની કૃષ્ણા ત્રયોદશી આવી જવાથી મદનને ફરીવાર વર થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. આ સમયે પણ ઘણીજ ધામધુમ કરવામાં આવી. નલિનીની સાથે મદને ઘણાજ આનંદની સાથે લગ્ન કર્યાં. આ સમયે મહારાજ નરેન્દ્રસિંહ પણ મદનની સાથેજ હતા. નલિની સાથે લગ્ન થયા પછી મદન તેને પોતાની સાથે લઇને મોહિનીના દુર્ગમાં પાછો આવી પહોંચ્યો. એ સમયે એ દુર્ગ પણ આનંદના વાદ્યોથી ગુંજાયમાન થઈ ઉઠયો.

લગ્ન સમાપ્ત થયા પછી મદને રણધીર તથા તેના સર્વ વેશધારીઓ અથવા બહુરૂપીઓને મુક્ત કરી દીધા. તેઓ મદનના સાહસી ગુણો તથા શૂરવીરતાને જોઇને મુગ્ધ થઈ ગયા અને તેનાજ શરણે રહેવા લાગ્યા. રણધીર ઝાંખો પડી રાજા નરેન્દ્રસિંહની દંડની જાહેરખબર વાંચી તે દેશનો ત્યાગ કરીને સીધો પોતાના પિતા પાસે ભાવનગર ભણી ન્હાસી ગયો.

નરેન્દ્રસિંહના મંત્રીને મદને મુક્ત કર્યો, એટલે તે તરતજ નરેન્દ્રસિંહની સભામાં જઈ ઉપસ્થિત થયો. પરંતુ નરેન્દ્રસિંહે તેને

રણધીરનો ક્રોધ બહુરૂપી ધારીને સખ્ત માર મારી ત્યાંથી કાઢી મૂક્યો. તેણે બિચારાએ પોતાના ખરાપણા માટે ઘણાં ઘણાં પ્રમાણો આપ્યાં. પરંતુ તેના બોલ્યા તરફ કશું પણ ધ્યાન આપ્યા વિના એક સૈનિક દ્વારા તેને પોતાના શહેરમાંથી બહાર હાંકી કાઢ્યો. છેવટે તેને બિચારાને મંત્રીપણાની આશાનો પરિત્યાગ કરી ચાલ્યો ગયો.

ત્યાર પછી અવંતિનરેશ મહારાજ નરેન્દ્રસિંહે મદનને તેના પિતાના સ્થાનપર પોતાના મંત્રી તરીકે નિયુક્ત કર્યો. મદન પણ પોતાના પિતાના તે મંત્રીપદને ધર્માનુસાર વર્તીને શોભાવવા લાગ્યો.

## પ્રકરણ ૩૪ મું

### યોગીનો ઉપદેશ.

ભેખ તો ભાવર થકી ભુંડારે, મેલા અંતરમાં ઉંડા—
ટકો પૈસો ટેલ ગામ ગામ નાખે, વળી ખેતર ખેતર કુંડાં;
જેની વાંસે ધાય તેનો કેડો ન મેલે, જેમ કટકના લુંડારે.
ત્રાંબિયા સારૂ ત્રાગું કરે ને વળી, કામ ક્રોધના ઉંડા;
ધન ધુતવા દેશદેશમાં ફરે, જેમ મલકમાં મુંડા રે.
ગામ બધાની ચાકરી કરેને ઘેર રાખે અગન કુંડા;
ભોજો ભગત કહે કર્મની કોટી, પાપ તણા ભુંડારે.

બાબૂ ચંદ્રગુપ્તે મોહિનીને ઉદ્દેશીને કહ્યું:–"મોહિની! આજે તમે તે વીસમા ઓરડાનો ભેદ બતાવો તથા તે સંબંધી સઘળી હકીકત પણ કહી સંભળાવો. કારણ કે, હવે સર્વ ગુપ્તવેશીઓ શાન્ત થઇ ગયા છે, બહુરૂપીઓનો ઉપદ્રવ પણ ઓછો થયો છે અને તે સાથે આપણા સર્વ પક્ષકારો પણ સુખપૂર્વક આરામ ભોગવી રહ્યા છે."

આ સાંભળીને મદને કહ્યું:—"હું પણ પ્રાર્થના કરું છું કે, કૃપા કરીને તમે તમારા તે છુપા ભેદથી અમને સહુને વાકિફ કરો. કારણ કે, મારા કાકા, કાકી તથા બ્હેન આદિ સર્વને એ ભેદ જાણવાની પ્રબળ ઇચ્છા થઇ આવી છે, માટે એને તૃપ્ત કરો."

વીરસિંહે હસીને કહ્યું:—"તમારા આત્મીય જનો સિવાય બીજું કોણ કોણ એ ભેદને જાણવા માટે આતુર થઇ રહ્યું છે વારુ?"

સુંદરસિંહે કહ્યું:—"બુદ્ધિમાન પુરૂષોને માટે કેવળ ઇશારોજ બસ થઇ પડે છે. શું તમે નથી સમજી શકતા કે, એ ભેદને જાણવાની ઇચ્છા ધરાવનાર વ્યક્તિઓ કોણ છે વારુ?"

વીરસિંહે જવાબ આપ્યો:—"ના, હું તો બિલ્કુલ સમજી શકતો નથી."

સુંદરસિંહે કહ્યું:—"અરે, આ સર્વ વાર્તાઓ રાણીઓને માટેજ થઇ રહી છે."

વીરસિંહે કહ્યું:—"હા. હા. હવે હું સમજી ગયો."

મોહિનીએ કહ્યું:—"જ્યારે તમારો સર્વનો એ વાર્તા જાણવા માટે આટલો બધો આગ્રહજ છે, ત્યારે હું તે બતાવવાને તૈયાર છું."

આમ કહીને મોહિનીએ પેટીમાંથી ચાવીઓનો એક ઝુંડો બહાર કાઢયો અને ત્યાર પછી તે વીસમા ઓરડા ભણી ચાલવા માંડી. એ

જોઇને સર્વજનો તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા.

મોહિનીએ કહ્યું:—"બાબૂ સાહેબ! ઓગણીસ ઓરડાઓ તો તમે બરાબર જોઇ આવ્યા છો, પરંતુ આ લોકોએ જોયા નથી, માટે એમને પણ એ બતાવવાની ખાસ જરૂર છે."

બાબૂએ કહ્યું;—"હા, મારી પણ એવીજ ઇચ્છા છે."

ત્યાર પછી મોહિનીએ એક પછી એક ઓગણીસ ઓરડા ઉઘાડીને તે સર્વ લોકોને બતાવ્યા. એ ઓરડાની શોભા તથા સંપત્તિ જોઇને નલિની અને રમા અજાયબીમાં આવી પડી મદનના કાકા, કાકી તથા ભાઇ–બ્હેનો પણ વિસ્મિત થયાં.

પ્રથમ મદને કહ્યું:—"આ લોકોની આ બધી સંપત્તિ જોઇને ઘણીજ અજાયબી થઇ છે, માટે એમને કહો જોઇએ કે, એ સંપત્તિ તમને શી રીતે પ્રાપ્ત થઇ છે વારૂ?"

મોહિનીએ કહ્યું:—"તમે લોકો જરા ધીરજ ધરો. હું તમને એ બધી હકીકત કહી સંભળાવીશ."

આમ કહીને મોહિની આગળ ચાલી તથા તેણે વીસમો ઓરડો ઉઘાડીને તેમાં પ્રવેશ કર્યો: ત્યાર પછી બીજાં બધાં માણસો પણ તે ઓરડામાં દાખલ થયાં. એ ઓરડાનો માર્ગ ઘણો જ સાંકડો અને અંધારાવાળો હતો; એથી મોહિનીએ પોતાની પાસેની એક મીણબત્તી સળગાવી, એટલે સર્વજનો સુગમતાની સાથે તે માર્ગે ચાલવા લાગ્યા. એકસો ગજ પૃથ્વી ઓળંગ્યા પછી રસ્તો સહજ પહોળો અને પ્રકાશવાળો આવ્યો. ત્યાં ગયા પછી સર્વેએ જોયું તો એક પરમ સુંદર અને રમણીય બગીચો જણાયો. તે બગીચાનાં ફૂલોની અપૂર્વ સુવાસ મસ્તિષ્કને નવીન આનંદ આપી રહી હતી. સુંદર પક્ષીઓ મનોહર વૃક્ષો પર બેસીને આવનાર મનુષ્યને પોતાના તરફ બોલાવી રહ્યાં

હતાં. મંદ, શીતલ સુગંધિત વાયુ ચિત્તને પ્રફુલ્લિત કરી રહ્યો હતો. એ બાગની હૃદયહારિણી છટાને સર્વજનો એકી નજરે જોવા લાગ્યા.

મદને કહ્યું:—" વાહ! કેવો સુંદર બાગ છે! પરંતુ અહીં કોઇ પણ મનુષ્ય કેમ જોવામાં આવતું નથી? આવા સુંદર અને સુરમ્ય સ્થાનનો ઉપભોગ કરે તેવી કોઈ પણ વ્યક્તિ કેમ દૃષ્ટિગોચર થતી નથી?"

મોહિનીએ કહ્યું:—" ગભરાઓ નહિ. હમણાં જ તમને બધી બીના જણાઇ આવશે."

તે બગીચામાં પીપળાનું એક ઘણું જ પુરાણું વૃક્ષ હતું. તે વૃક્ષ પાસે મોહિની જઇ પહોંચી. વૃક્ષના મૂળમાં જ એક ચાર ગજનો લાંબો પહોળો ચોખૂણ પત્થર પડયો હતો; તે પત્થરને મોહિનીએ સહજમાં સરકાવી દીધો. એ જોઇને સર્વને ઘણી જ અજાયબી થઇ કે, એક સાધારણ સ્ત્રીએ આવો ભારી પત્થર ખસેડી દીધો છે, એ બહુ જ બહાદુરી કરી બતાવી છે. પરીક્ષા માટે વીરસિંહે તે પત્થરને ખસેડવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે કોઈ પણ રીતે ખસી શકયો નહિ. એ જોઇને મોહિની હસી પડી અને ત્યાર પછી તે પત્થર નીચેની ગુફામાં દાખલ થઇ.

ત્યાર પછી તે સર્વ લોકો એક એવા સ્થાનમાં આવી પહોંચ્યા કે, જ્યાં કેવળ શાંતિ જ વ્યાપેલી જોવામાં આવતી હતી. ગભરાટ કે વ્યાકુળતાનાં ત્યાં કશાં પણ ચિહ્નો જોવામાં આવતાં નહોતાં. ત્યાં એક સુંદર સરોવર હતું અને તે સરોવરના કિનારાપર એક પર્ણકુટી જોવામાં આવતી હતી. પર્ણકુટીની આસપાસ નાનાં નાનાં મૃગલાંઓ કૂદી રહ્યાં હતાં અને અગ્નિહોમનો પવિત્ર ધુમ્રરાશિ નેત્ર તથા શરીરને કૃતાર્થ કરી રહ્યો હતો. ચારે તરફ ફૂલેલાં ફૂલો સૂચવી રહ્યાં

